नितान्तं गोपनीयम

# જૈનાચાર્ય નર્મુદાચાર્ય વિરચિત

મૂલ્ય અગિયાર રૂપિયા



नितान्तं गोपनीयम्

માત્ર વિદ્વાનો-અભ્યાસીઓ તથા જાતીય વિજ્ઞાનમાં રસ
ધરાવતા પુખ્ત વયના સ્ત્રી-પુરુષોના અભ્યાસનો
ખાનગી ગ્રંથ

જૈનાચાર્ય શ્રીનર્બુદાચાર્ય વિરચિત

# કોકશાસ્ત્ર

[ સચિત્ર ]

સરળ ગુજરાતી ભાષાંતર સહિત



સંપાદક અને સંશોધક :
સારાભાઈ મણિલાલ નવાબ



સાદી આવૃત્તિ : અગિયાર રૂપિયા
બાદશાહી આવૃત્તિ : તેર રૂપિયા

# આમુખ

સંવત ૧૯૮૦ ની સાલમાં આ ગ્રંથની અધૂરી હસ્તપ્રત પ્રથમ મારા જોવામાં આવી. તેજ વખતે તે વખતે મેં તેની નકલ ઉતારી લીધી હતી. ત્યાર પછી શ્રીજૈનાનંદ પુસ્તકાલય, સુરત, શ્રી આત્માનંદ જૈન જ્ઞાન મંદિર. વડોદરા તથા બીજા પણ જૈન મુનિમહારાજોના સંગ્રહમાં આ ગ્રંથની અપૂર્ણ પ્રતો મારા જોવામાં આવી. તે બધી પ્રતો પરથી સંવત ૧૯૯૭ માં આ ગ્રંથની પ્રેસ કોપી તૈયાર કરી. પંદર પંદર વર્ષના મનોમંથન પછી આ ગ્રંથ બની શકે તેટલો શુદ્ધ કરીને જાહેર જનતાને ઉપયોગી થશે તેમ ધારીને પ્રસિદ્ધિમાં મૂકયો છે. આ ગ્રંથના નામથી ભડકી ઉઠનાર ભાઈઓને મારી વિનંતી છે કે નામથી ભડકી ઉઠતાં પહેલાં આપણા જૈન મંદિરોમાં અરે ! પવિત્ર તીર્થસ્થાનોમાં તથા સંગ્રહણીસૂત્રની અને લઘુક્ષેત્રસમાસની સચિત્ર હસ્તપ્રતોમાં ભોગાસનોની પ્રતિકૃતિ-યોને કેમ સ્થાન આપવામાં આવ્યું હશે, તેનો જરા વિચાર કરજો. મેં તો માત્ર આ એક સાહિત્યકૃતિ નષ્ટ ન થઈ જાય એ આશાથી આ ગ્રંથ પ્રસિદ્ધ કર્યો છે.

આ ગ્રંથ રતિક્રિયાને પ્રોત્સાહન આપવાને માટે તેમજ તેનો પ્રચાર કરવા માટે છપાવવામાં આવ્યો નથી. પરંતુ ગૃહાસ્થાશ્રમી સ્ત્રી-પુરુષોનું એક માત્ર કલ્યાણ કરવાની ઈચ્છાથી જ ગ્રંથકાર જૈન સાધુ હોવા છતાં આ ગ્રંથની રચના કરી હોય એમ લાગેછે. અને તે જ પવિત્ર ઉદ્દેશથી આ ગ્રંથ મેં પ્રસિદ્ધ કર્યો છે. સુજ્ઞેષુ કિંબહુના.

સારાભાઈ મણિલાલ નવાબ
નાગજીભૂદરની પોળ–અમદાવાદ

# અનુક્રમણિકા

## પ્રસ્તાવના

**अनङ्गरङ्गसागरं नमामि कृष्णनागरम् ॥**

× × ×

**धर्मार्थकाममोक्षाणां यस्यैकोऽपि न विद्यते ।**
**अजागलस्तनस्येव तस्य जन्म निरर्थकम् ॥**

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થો પૈકી જેને એકનું પણ જ્ઞાન નથી તે માણસનો જન્મ બકરીના ગળામાંના આંચળની માફક વ્યર્થ છે.—નીતિ.

આ વાક્યથી મનુષ્યજન્મની સફળતા માટે કોઈ એક પુરુષાર્થનું ગ્રહણ કરવું જ જોઈએ એવો ઉપદેશ કરવામાં આવ્યો છે.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ પુરુષાર્થોનાં સ્વરૂપ તથા સિદ્ધિ માટે અનુભવજન્ય સિદ્ધાન્તો તથા શાસ્ત્રીયજ્ઞાન હોવું જ જોઈએ, અન્યથા ઉપરોક્ત ઉપદેશ અરણ્યરુદન બની જાય. એટલા માટે જ્ઞાની પુરુષોએ તો તે પુરુષાર્થો ઉપર શાસ્ત્ર ગ્રંથો રચ્યા છે. આ પૈકી ધર્મશાસ્ત્ર વિખ્યાત છે, તેમાં અને મોક્ષ સંબંધી શાસ્ત્રમાં એક જ અર્થની સિદ્ધિ કરવામાં આવી છે, અને વારંવાર એવું સૂચન કરાએલું છે, કે અમુક નિયમ મુજબ ચાલો તથા અમુક પ્રકારનું જ્ઞાન કેળવો જેથી જીવને ઈહલોકમાં યશ, શ્રેયસ્ અને ત્યારબાદ ઈશ્વરપ્રાપ્તિ થઈ પુનરાગમનની નિવૃત્તિ થાય. ધર્મશાસ્ત્રીય ગ્રંથોમાં મન્વાદિ સ્મૃતિ તથા મોક્ષ સંબંધી શાસ્ત્રમાં બ્રહ્મસૂત્રાદિ ગ્રંથો છે. વિશેષ અર્થમાં કહીએ તો સ્મૃતિઓ, પુરાણો કર્મકાંડ, વેદાંતગ્રંથો એ બધા ઉપરોક્ત પહેલા અને છેલ્લા (ધર્મ અને મોક્ષ) પુરુષાર્થોની સિદ્ધિ માટે છે.

જ્યારે વચલા બે પુરુષાર્થોની સિદ્ધિ માટે જાણે શાસ્ત્રીય જ્ઞાનની જરૂર જ નથી, વિવેચનને અવકાશ નથી તેમ લાગે છે. મનુષ્ય માત્ર અર્થોપાર્જન તથા કામોપભોગ માટે સ્વયંસિદ્ધ જ હોય છે.

ધર્મ અને મોક્ષ માટે ઘણું લખાયું છે. ઘણું ઉપદેશવામાં આવે છે. ઘણું ય ચર્ચાય છે, છતાં તે બેમાં સંપૂર્ણ સિદ્ધિ કોઈક વિરલ પુરુષોને જ મળી હોય તેમ લાગે છે, જ્યારે અર્થ અને કામ આ બે માટે બહુ ઓછું કહેવાય છે. ઓછું લખાયું છે. ઉપદેશ તો થતો જ નથી, છતાં દરેક

દરેકની તેમાં પ્રવૃત્તિ હોય છે. અને મોટે ભાગે તેમાં સિદ્ધિ બહુ જણાની થાય છે.

અર્થ નામક પુરુષાર્થને જીવિકાનું, જગતના સ્થૈર્યનું મૂળ ગણવું જોઇએ અને કામ પુરુષાર્થને તેનું ફલ અથવા રસાસ્વાદન ગણવું જોઇએ. ધર્મ અને મોક્ષ તેની શોભા વર્ધક તથા ચરમાવસ્થા ગણવાં જોઈએ.

કામથી જગતની વૃદ્ધિ તથા જગત ઉપર સ્નેહ, આકર્ષણ રહે છે. અર્થથી તેને પુષ્ટ કરાય છે. ધર્મથી નિયમમાં રખાય છે. અને મોક્ષથી તેનાથી નિવૃત્તિ મેળવાય છે, અર્થાત્ **धर्मार्थकाममोक्ष** એ ક્રમની જગ્યાએ **कामार्थधर्ममोक्ष** એમ મૂકવું જોઇએ પ્રતીત તેવું જ થાય છે. પ્રથમના બે સ્વયંસિદ્ધ હોઇ તેના માટે વિશેષ શાસ્ત્રીય ચર્ચા ન હોય છતાં ચાલી શકે તેમ લાગવાથી અને પાછલા બે જ્ઞાન દ્વારા આવશ્યક જણાતી પ્રવૃત્તિ કરાવવાના સદુદ્દેશથી આચાર્યોએ ગ્રંથ રૂપે નિબંધિત કર્યા છે. ઉપદેશ્યા છે. તેમજ વારંવાર ચર્ચ્યા છે. અને **श्रेयसे** તથા **प्रेयसे** એમ બે વિભાગમાં મનુષ્ય જીવનની કૃતકૃત્યતા માની ધર્મ તથા મોક્ષને શ્રેયસમાં અને અર્થ તથા કામને પ્રેયસ્‌માં ગણાવ્યા છે.

અર્થશાસ્ત્રને રાજતંત્ર સાથે સંબંધ હોઇ તેને માટે વિવિધ શાસ્ત્રીય જ્ઞાન દર્શાવતા ગ્રંથોની જરૂર રહે છે. જ્યારે કામશાસ્ત્રને તેવો કોઇ સંબધ ન હોતાં તેના ગ્રંથોની જરૂર નથી, કેમ એક સમાધાન થઈ શકે છે.

પરંતુ આ કામ કેટલે શું ? તે તો સમજવું જોઈએ ને ? અને આવી વિલક્ષણ સુઝવાળા વિદ્વાનો તેને પણ ચર્ચી ગયા છે. તેની ચર્ચાને ગ્રંથારૂઢ કરી છે. છતાં તેમની સંખ્યા ગણી શકાય તેટલી હોઈ, તેમજ ધર્મ અને મોક્ષના ઉપદેશકોએ તેની તરફ કોઈ વિચિત્રભાવના કેળવી હોઇ તે બધું **नितान्तं गोपनीयम्** થઈ ગયું છે.

× × ×

કામ એટલે ઇચ્છા એવો એક સામાન્ય અર્થ છે. જગતમાં આવેલા જીવને ધર્મદ્વારા નિયમિત અને અર્થ દ્વારા પુષ્ટ થયા પછી જે ઇચ્છાઓ જન્મે તેની પૂર્તિ માટે જે પુરુષાર્થ તે કામનામક તૃતીય પુરુષાર્થ છે આ ઇચ્છાઓ શ્રેયસ માટે હોય કે પ્રેયસ્ માટે તે જુદો પ્રશ્ન છે. જો શ્રેયસ્ માટે હોય તો મોક્ષ પુરુષાર્થ ચરિતાર્થ થાય છે. અને પ્રેયસ્ માટે હોય

તો કંઈક બીજું જ રહી જાય છે. આ જે અવશિષ્ઠ રહ્યું. અર્થાત્ ધર્મદ્વારા નિયમપાલન પૂર્વક અર્થદ્વારા સાધનસંપન્ન થઇ જગતની નિવૃત્તિથી ઇચ્છા ન કરતાં જગતમાં રહી જે પ્રવૃત્તિની સ્વાભાવિક ઇચ્છા થાય તેનું નામ કામ એમ કરે છે.

પરંતુ જગતની પ્રવૃત્તિનું આ જે કંઇ અવશિષ્ઠ પડી રહ્યું છે, તેને સાંભળી આપણને કેવળ સ્ત્રી-પુરુષના રતિજન્ય સુખભુક્તિની પ્રવૃત્તિનો બોધ થાય છે. અને કામ તરીકેના પુરુષાર્થથી આપણને તે વસ્તુની ઝટિતિ સ્મૃતિ થઇ આવે છે. આ આપણી ગેરસમજુતી છે કે વાસ્તવિક છે? તેની ચર્ચા વિદ્વાનો ઉપર છોડી દેવી જોઇએ.

અહીં તો જેને કેટલાકોએ બ્રહ્માનંદ જેવા જ્ઞાનસાધ્ય વિરલ મનુષ્યોને જ પ્રાપ્ત થઈ શકે તેવા પરમ પદાર્થને સમજાવતાં તેના જ્ઞાતાઓએ જેની સાથે સરખામણી કરી છે, તે રતિજન્ય આનંદને કામ નામના પુરુષાર્થની સંપૂર્ણ સિદ્ધિ માની તજ્જન્ય જ્ઞાનને-શાસ્ત્રને કામશાસ્ત્ર તરીકે ચર્ચવાનું છે.

વેદાંતના જ્ઞાતાઓએ મુમુક્ષોને સમજાવ્યું છે કે ભાઈઓ ! બ્રહ્માનંદ તો સુરતાન્તે જે આનંદ પ્રાપ્ત થાય છે, તેનાથી પણ અધિક છે.

અર્થાત્ ઇશ્વરપ્રાપ્તિજન્ય-જગતની આધિઉપાધીથી મુકિત પામતાં અનુભવાતો આનંદ એને વ્યવહારમાં વધારે ઉચ્ચતર બતાવવા માટે તેમણે ભોગાનંદને પસંદ કર્યો. અને તેથી ભોગાનંદ એ પ્રાણીને પ્રાપ્ત થતો જ્ઞાનીને અનુભવાતો સર્વોત્તમ આનંદ છે, એમ સૂચન થવાથી કામ નામના તૃતીય પુરુષનું ચરમ લક્ષ્ય અને સંપૂર્ણ સિદ્ધિ ભોગાનંદ છે, એમ સંપૂર્ણ સિદ્ધ થઈ ગયું લાગે છે. અને પછી તો કામની વ્યાખ્યાઓ નીચે પ્રમાણે બંધાઈ છે, તેમાં કંઈ જ વિશેષ નથી એમ લાગે છે.

ભગવાન પોતે ગીતામાં કહે છે કે હું **प्रजननश्चास्मि कन्दर्पः** અર્થાત્ પ્રજા ઉત્પન્ન કરનાર કંદર્પ કામદેવ હું પોતે છું. વળી **धर्माऽविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ** એટલે કે ધર્મથી સંગત એવો પ્રાણીમાત્રમાં રહેલો કામ હું છું.

વળી કેટલાક વિદ્વાનોના જણાવ્યા મુજબ--

**स्त्रीषु जातो मनुष्याणां स्त्रीणां च पुरुषेषु वा**
**परस्परकृतः स्नेहः काम इत्यभिधीयते ॥**

અર્થાત્-સ્ત્રી ઉપર મનુષ્યને (પુરુષનો) અને પુરુષ ઉપર સ્ત્રીને એમ

જે પરસ્પરમાં સ્નેહ થાય છે. તેને કામ કહે છે. અહીં સ્નેહ શબ્દથી પરસ્પરના સુખસાધન બનવામાં અને ભોગાનંદ પ્રાપ્ત થવામાં સાધનભૂત થવાથી અભિરુચિ અને દ્રવતત્વનો અર્થ સમજવાનો છે.

પ્રચલિત અર્થમાં નાયક નાયિકાની અન્યોન્ય પ્રેમાસક્તિજન્ય ક્રીડા વ્યાપારને કામ કહે છે. અને તદ્બોધક શાસ્ત્રને કામશાસ્ત્ર કહે છે, તેમાં પારંગત પુરુષને રસજ્ઞ નાગર (રસિક પુરુષ) કહે છે પોતાના ઇષ્ટને અનંગરંગ સાગરનું વિશેષણ આપી પરમ રસિકત્વનું પ્રખ્યાપન કરે છે. તેને જ જીવનનું મધુરત્વ માને છે, સંપૂર્ણ કવિત્વ, રસજ્ઞત્વ, રસિકત્વ, વિશેષજ્ઞત્વ બધું જ આ કામતત્વમાં સમાઈ જાય છે. રસરાજ શૃંગારનું સમ્યક્ આસ્થાન આ જ છે અને કવિત્વના પરમોત્કર્ષનું ઉદ્ઘાટન જ્યારે શૃંગારને અધિકૃત થઈ થાય છે, ત્યારે જે કંઈ અનુભવાય છે, તે અનિર્વાચ્ય બની જાય છે.

**કામશાસ્ત્રના ગ્રંથો:—**

કામપ્રવૃત્તિ એટલે પ્રજનન ક્રિયાનું મૂળ, જગતનું આદિ કારણ હોઈ તે જેટલું શ્રેષ્ઠ હોય તેટલું વધુ ઉપકારક થાય, એવી ભાવનાથી તદ્વિષયક શાસ્ત્રની જરૂરીઆત રહે છે. સામાન્યતયા આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ સૂક્ષ્માતિસૂક્ષ્મ કીટાદિથી લઈ મનુષ્ય પર્યંત સ્વભાવજન્ય જ છે. એટલે તેની પ્રવૃત્તિ, ક્રિયાનું સ્વરૂપ બધું જ સ્વભાવગમ્ય છે. તેને માટે વિશેષ ઉપદેશની જરૂર રહેતી નથી, છતાં રસજ્ઞ વિદ્વાનોને તેમાંય નિયમન કરવું ઠીક લાગ્યું. અને તેને શાસ્ત્રનું સ્વરૂપ આપી દીધું. તેની સંવેદના, સુખાનુભવ, રસજ્ઞતા વિકસાવ્યાં, અને તેનો રૂચિપૂર્ણ ઉપયોગ કરવાને બાહ્યાભ્યન્તર ઉપચારો યોજ્યા, આથી કામશાસ્ત્રના ગ્રંથોની રચનાનો પાયો નંખાયો.

આ બધું કેટલા પ્રાચીન કાળથી બન્યું તે કહેવું મુશ્કેલ છે. પરંતુ જ્યારથી મનુષ્યમાં કવિત્વ સ્ફૂર્યું ત્યારથી બન્યું એમ કહેવામાં વાંધો નથી.

આપણને આ વિષયનાં વ્યવસ્થિત પ્રકરણોમાં હાલ સર્વથી શ્રેષ્ઠ અને પ્રાચીન પુસ્તક **વાત્સ્યાયનનું કામસૂત્ર** પ્રાપ્ત થાય છે. પરંતુ તેના કરતાંય પ્રાચીન ગ્રંથોનો આમાં ઉલ્લેખ હોવાથી તે બધું હશે એ સિદ્ધ છતાં તેમની કાલગણના કરવી મુશ્કેલ હોઈ તેમજ તે ગ્રંથો અપ્રાપ્ય હોઈ આપણે કામસૂત્રને આ શાસ્ત્રનો આદિ ગ્રંથ માનીશું તો હરકત જેવું નથી.

વિદ્વાનોનો અભિપ્રાય એવો છે કે **વાત્સ્યાયનની** પૂર્વે **કામશાસ્ત્રના** એક લાખ જેટલા શ્લોકોનો સંગ્રહ હતો. અને તેના ઉપરથી **વાત્સ્યાયને** સવા હજાર શ્લોકોમાં **કામસૂત્રની** રચના કરી.

**મહાભારત**, પુરાણો વગેરેમાં કામશાસ્ત્રીય વિષયો પ્રસંગોપાત ચર્ચાયા

છે. અને તેવા બધાને ઉપરોક્ત એકલાખ શ્લોકાત્મક સંગ્રહ તરીકે ગણીએ તોય ચાલી શકે તેમ છે.

કામશાસ્ત્રના ઉપલબ્ધ થતા તે વાત્સ્યાયન કામસૂત્રને અવલોકતાં તેના કર્તાનો આશય તેમજ તે પૂર્વેના કામશાસ્ત્રના રચયિતા આચાર્યોનો આશય મૈથુનેચ્છાની સ્વભાવજન્ય પ્રવૃત્તિને નિયમિત કરી, તેમાં વિરૂદ્ધ ક્રિયાર્થે થતાં રોગાદિના ઉપચારો યોજી, રુચિની વિક્રિયા થતી અટકાવી સમાજને સુખાનુભવ, સ્વાસ્થ્ય તથા બલવાન પ્રજા મળે તે લાગે છે

અને તેથી જ્યારે બૌદ્ધધર્મની પડતીનો કાળ આવી પહોંચ્યો ત્યારે જેમ મંત્ર તંત્રના અનેક ગ્રંથો રચાયા, તેમ વૈદ્યક અને કામશાસ્ત્રના પણ અનેક ગ્રંથો રચાવા લાગ્યા. જો કે કામશાસ્ત્રનો મહત્વનો ભાગ આયુર્વેદના અંગભૂત છે. પરંતુ કામશાસ્ત્રને મૈથુનજન્ય સુખાનુભવ, ક્રિયા, વિક્રિયા, વિક્રિયાજન્ય અનિષ્ટોના ઉપચારોથી પૂર્ણ કરવામાં આવ્યું. એટલે શારીરીક ચિકિત્સામાંથી ગુહ્યાંગોની ચિકિત્સા તેમજ રોગાદિશાંતિ માટે ઔષધોપચાર વગેરે માટે આયુર્વેદ કરતાં કામશાસ્ત્રીય ગ્રંથોમાં ઘણું શોધાયું અને સંગ્રહાયું. તેવીજ રીતે શરીર લક્ષણ ઉપરથી પરીક્ષણરૂપ સામુદ્રિકશાસ્ત્રનો પણ આ અંગો ઉપરનો વિભાગ કામશાસ્ત્રીય ગ્રંથોમાં સંગ્રહાયો છે. એટલે બૌદ્ધકાળના તે પડતીના સમયમાં ઉપરોક્ત મંત્ર, તંત્ર, આયુર્વેદ, સામુદ્રિક તથા કામશાસ્ત્રની અન્યોન્ય સંકીર્ણરૂપે ઘણી વૃદ્ધિ થઈ છે.

વાત્સ્યાયન પૂર્વમાં થએલા આચાર્યોનો સંબંધ છેક બ્રહ્મા સુધી લઈ જવામાં આવે છે. એમ જણાવવામાં આવ્યું છે કે બ્રહ્માએ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ વિષયક શાસ્ત્ર રચ્યું. તેમાંથી લઈ મહાદેવજીના ગણ નંદીએ કામશાસ્ત્ર પૃથક્ રચ્યું. તેના ઉપરથી ઉદ્દાલકના પુત્ર શ્વેતકેતુએ કામશાસ્ત્ર રચ્યું. શ્વેતકેતુના પછી બાભ્રવ્યે, અને ત્યારબાદ ચારાયણ, સુવર્ણનાભ, ઘોટકમુખ, ગોનર્દીય, ગોણિકાપુત્ર અને કુચુમાર નામના આચાર્યોએ કામશાસ્ત્રનાં જુદાં જુદાં અંગો ઉપર શાસ્ત્ર બનાવ્યાં. અને આ બધાં ઉપરથી આચાર્ય વાત્સ્યાયને કામસૂત્ર લખ્યું છે.

વાત્સ્યાયન પછી થએલા ગ્રંથકારોમાં પંડિત કોકદેવની કામશાસ્ત્રના રચયિતા તરીકેની વધુ ખ્યાતિ છે. અને તેની લોકપ્રિયતાને લઈ કામશાસ્ત્ર કોકશાસ્ત્રના નામથી જ ઘણું પ્રસિદ્ધ થયું છે.

કોકદેવના ગ્રંથનું નામ રતિરહસ્ય છે. આ ગ્રંથનાં હિંદની વિવિધ

ભાષાઓમાં એટલાં બધાં રૂપાન્તર થઈ ગયાં છે કે **રતિરહસ્ય** નામ જ લુપ્ત થઈ જવા જેવું થયું છે. બધાં જ રૂપાન્તરો **કોકશાસ્ત્ર**ના નામથી જ ઓળખાય છે.

**કોકદેવ** પછી કવિશેખર શ્રી **જ્યોતિરીશ**નો **પંચસાયક, કલ્યાણમલ્લ**નો **અનંગરંગ**, આચાર્ય **પદ્મશ્રી**નો **નાગરસર્વસ્વ**, કવિ **જયદેવ**ની **રતિમંજરી**, શ્રી **પ્રૌઢદેવ**નો **રતિરત્નપ્રદીપિકા, દામોદરગુપ્ત**નો **કુટ્ટનીમત** મહારાજ શ્રી **વીરભદ્રદેવ**નો **કંદર્પચૂડામણિ** વગેરે ગ્રંથો રચાયા છે

**આર્યભિષક્** ગ્રંથના રચયિતા શ્રી **શંકર દાજી** પદે એ આયુર્વેદ ગ્રંથોની એક સૂચિ પ્રગટ કરી છે. તેમાં અનેકાનેક **કામશાસ્ત્રીય** ગ્રંથોનો ઉલ્લેખ મળે છે. એક વિદ્વાને લગભગ ૬૦ ગ્રંથોનો પરિચય આપ્યો છે. પરંતુ તેમાંના ઘણા અપ્રાપ્ય દર્શાવ્યા છે. જ્યારે શ્રી પદેજીની સૂચિમાં ઘણા ગ્રંથો આયુર્વેદના અંગ તરીકે પ્રાપ્ય છે.

## કામશાસ્ત્રનો વિષય–

કામશાસ્ત્રીય ગ્રંથોમાં મુખ્યત્વે સાત વિષયોને લઈ પ્રકરણો લખાયાં હોય છે. (૧) સાધારણ (૨) સામ્પ્રયોગિક (૩) કન્યાસંપ્રયુક્ત (૪) ભાર્યાધિકાર (૫) પારદારિક (૬) વૈશિક (૭) ઔપનિષદ.

આ પ્રકરણોમાં **સાધારણ** નામના પ્રકરણમાં સ્ત્રી-પુરુષનાં લક્ષણ પરત્વે ભેદ, ગુણજાતિ વગેરેનાં વર્ણન હોય છે. તેમજ **કામશાસ્ત્રીય** જ્ઞાનની પૂર્વ ભૂમિકા જેવાં ચોસઠ કલા, વગેરેનું નિરૂપણ હોય છે.

**બીજા** પ્રકરણમાં સંભોગજન્ય સુખાનુભવ માટે વિવિધ પ્રકારની નખ, દાંત, મુખ વગેરેથી તેમજ મૈથુનથી થતી ક્રિયાઓના પ્રયોગો દર્શાવેલા હોય છે.

**ત્રીજા** પ્રકરણમાં મૈથુનાદિ ક્રિયાના સાધનભૂત નાયિકાની પ્રાપ્તિ માટે શ્રેષ્ઠ નાયિકા–કન્યાની પરીક્ષા, વિવાહ, અનુરાગ ઉપજાવવાની કલા વગેરેનો સમાવેશ કરેલો હોય છે.

**ચોથામાં** વિવાહ કરેલી પોતાની ધર્મપત્નીને નાયિકા માની તેની સાથેના વ્યવહારનું તેમજ વિવાહિતા પત્નીનું પતિ પ્રત્યેના વ્યવહારનું, કુટુંબીજનો સાથેના વ્યવહારનું દિગ્દર્શન હોય છે.

**પાંચમામાં** પરદારારૂપ નાયિકાની સાથે સંબંધ પાડવાની વિદ્યા, અનુરાગ પ્રાપ્ત કેવી રીતે થાય તેનું વર્ણન, પરદારા ગમનના વિધિ નિષેધ વગેરે હોય છે. પરદારા એ બીજા પ્રકારની નાયિકા ગણાવેલી હોય છે.

છઠ્ઠા પ્રકરણમાં વેશ્યા નામની ત્રીજા પ્રકારની ધનસાધ્ય નાયિકાની સાથેના વ્યવહારમાં આવતા પહેલાં નિષેધરૂપ ઉપદેશ હોય છે. પ્રસંગ પડ્યે થતાં દુઃખદ પરિણામોનો ખ્યાલ આપેલો હોય છે. અને તેમ છતાંય આવો સંબંધ બાંધવો પડે તો તેમાંનાં આચરણોનો ઉલ્લેખ કરાયો હોય છે.

સાતમામાં મૈથુનજન્ય સુખાનુભવ સારી રીતે થઈ શકે તેટલા માટે નિર્બળ કે અણવિકસેલ અથવા અતિપ્રયોગથી બગડી ગએલાં અંગોને ઔષધીઓ દ્વારા સારાં બનાવવાની ક્રિયાઓનું વર્ણન હોય છે. વળી તેમાં મંત્ર, તંત્ર દ્વારા વશીકરણાદિ પ્રયોગો સૂચવેલા હોય છે.

આમ સાત પ્રકરણોમાં અથવા સાત વિષયોને લઈ બહુધા કામશાસ્ત્રીય ગ્રંથોની રચના કરવામાં આવે છે શ્રી વાત્સ્યાયન મુનિએ ઉપરોક્ત સાત વિષયોને સાત અધિકરણ નામે ચર્ચ્યા છે. અને તેમાં અનેક વિષયોની ચર્ચા કરી છે. ઉપર દર્શાવેલો ક્રમ તેમના ગ્રંથના અધિકરણો ઉપરથી ઉપજાવ્યો છે. બીજા ગ્રંથોમાં તે તે વિષયોનો જ જુદાં જુદાં પ્રકરણો રૂપે ઉલ્લેખ હોઇ તે સાતમાં જ બધું જ વક્તવ્ય સમાઈ જાય છે.

કામશાસ્ત્રના રચનારા આચાર્યો કહે છે કે કામશાસ્ત્ર એ ધર્મશાસ્ત્રનું અંગ છે. અને ભાગ્યવાન પ્રજા ઉત્પન્ન કરવા માટે, સંસારની પવિત્રતા જાળવવા માટે તેની રચના કરવામાં આવી છે.

## કામશાસ્ત્રની ઉપાદેયતા–

ભલે કામશાસ્ત્રના આચાર્યોએ પવિત્રતાના રક્ષણ માટે ધર્મશાસ્ત્રના અંગ તરીકે તેની રચના કરી હોય, પરંતુ કામશાસ્ત્ર સંસારમાં રત કરનાર છે. અને તેના વિવિધ અંગોનો બહુધા દુરૂપયોગ થવાથી તે હાનીજનક છે. એવો ઘણાને ભાસ થાય છે. અને દૃઢ ખ્યાલ બંધાઈ પણ ગયો છે.

કામશાસ્ત્રનાં પારદારિક અને વૈશિક અધિકરણો તદ્દન વર્જનીય છે. એમ જ કહેવું જોઈએ તેમજ સામ્પ્રયોગિકમાં બતાવેલી કેટલીક ઔપરૈષ્ટિક જેવી વિધિઓ ઘણો જ ખરાબ ખ્યાલ આપે છે. કામશાસ્ત્રની ચર્ચા જ જુગુપ્સાજનક છે. તો પછી તેના વાંચન અભ્યાસ વગેરેથી વધુ જુગુપ્સા થાય તેના કરતાં તેને એકદમ અટકાવી દેવાં જોઈએ. આવો અભિપ્રાય ધરાવે છે.

અને કામશાસ્ત્રના રચયિતાઓને ( મુખ્યત્વે વાત્સ્યાયનને ) આવો ખ્યાલ હોવો જ જોઈએ, તેથી જ તેઓ આવાં પ્રકરણો લખતાં અટકી ગયા

છે કે—અભક્ષણીય કુતરાના માંસના ગુણુનો ઉલ્લેખ આયુર્વેદમાં કરેલો છે. તેવી જ રીતે કામશાસ્ત્રમાં દુષ્ટપ્રવૃત્તિના પરિણામ સ્વરૂપ દુરાચરણ પણ પરિચય માત્રને માટે વર્ણવવામાં આવ્યાં છે. એ આચરણ માટે નથી, માટે આવાં પ્રકરણો પ્રત્યે ઘૃણા દર્શાવે છે.

પરંતુ આમ હોવા છતાં પણ આ બધું અટક્યું નથી. અટકવાનું નથી. જે સ્વભાવજન્ય છે, તેને કદાચ નિયમનમાં રાખી શકાય, પણ નિર્મૂળ કરી શકાતું નથી. ચોરી અને વ્યભિચાર એ બે દોષોને અટકાવવા માટે શાસન દ્વારા કામ લેવાયું છે. પણ સંપૂર્ણપણે અટકાવી શકાયાં નથી જ. આવા દોષ માટે શિક્ષણની જરૂર રહેતી નથી. તે સ્વાભાવિક જ જન્મે છે. અને તેની ખુબી સમજવા જિજ્ઞાસા પણ જન્મે છે. આ જિજ્ઞાસાના શમન માટે તેમજ આવાં ગુનાહિત કૃત્યો આચરનારાઓના કૃત્યોનો ખ્યાલ આપવા માટે તેનું વર્ણન કરવામાં પણ આવે છે.

એટલે આ બે પ્રકરણો સાથે જ વિશેષ અભિરુચિ જન્માવવાના શુભ હેતુથી સ્વભાવજન્ય ક્રિયામાં વિશેષતા લાવી શારીરીક ઉપદ્રવો થતા અટકાવવા, સુચારુ ગૃહસ્થાશ્રમ ચલાવવા, અને ભૂલથી કે બીજાં કોઈ અગમ્ય કારણથી આવેલી શારીરીક ઉણપોને પૂરી કરવા માટે કામશાસ્ત્રમાં વર્ણવેલા વિષયો જરૂરી હોઈ આ શાસ્ત્રની ઉપાદેયતા સિદ્ધ કરી શકાય છે.

ફક્ત એટલું જ કહી શકાય કે યુવાનીમાં પ્રવેશ કર્યા બાદ વિવાહિત સ્ત્રી-પુરુષો માટે જ આ **नितान्तं गोपनीयं शास्त्रम्** છે.

## કામશાસ્ત્રનું આકર્ષણ–

કામકથા જનસ્વભાવને જેટલી રુચિકર થાય છે, તેટલી બીજી હરકોઈ હકીકતનું આકર્ષણ નથી રહેતું આ નિતાન્ત ગોપનીય ગણાતા વિષયની ચર્ચા કરતાં કેટલાંક શિષ્ટતાનો ડોળ કરનારા ભલે ભવાં ચઢાવે. પરંતુ જો તેમને આવાં પુસ્તક વાંચવા મળે તો બધું જ ભૂલી જઈ તેમાં જ તલ્લીન બની જાય છે.

સાહિત્યશાસ્ત્રમાં જો શૃંગાર ન હોત તો કાવ્યસાહિત્યની, નાટકોની શી દશા થાત ? અરે ! તેમની હસ્તી જ શા માટે હોત ? અને શૃંગારના વગર બીજા રસોથી કેટલી તૃપ્તિ થાય છે, તે તો રસિકો જાણે જ છે. અને તેથી જેટલા મસ્ત મહાકવિઓ થયા છે, તે બધાઓએ શૃંગાર પ્રધાન જ

મૂર્તિઓમાં વિજય મેળવ્યો છે. શૃંગારના અભાવમાં વીરરસ કંઇક પ્રિય થઇ પડે, પરંતુ બીજા રસો તો તદ્દન અપ્રિય થઇ જાય. અને કેવળ શાંતરસ કઇપણ કાવ્યનો આત્મા ન જ બની શકે, એ તો સાહિતજ્ઞો માટે સ્પષ્ટ છે. આવું અજબ કામશાસ્ત્રીય વિષયનું આકર્ષણ છે. કામશાસ્ત્રીય વિષય એટલે જ શૃંગાર, અને શૃંગાર એટલે સ્ત્રી–પુરુષના હાવભાવ, ક્રીડા, મનોભાવ વગેરેના નિરૂપણથી ઉત્પન્ન થતો રસ, આ ચોકખીચટ વાત છે. એટલે કામશાસ્ત્રીય પદાર્થોનું કેટલું બધું આકર્ષણ છે, તે સ્હેજે જણાઈ આવે છે. અહીં ફક્ત રસની દૃષ્ટિએ જ આકર્ષણની વાત સમજવાની છે.

અને આથી નરસિંહ જેવા ભક્તકવિઓએ પોતાનાં ઇષ્ટદેવના શૃંગાર પ્રધાન વર્ણનો દ્વારા બ્યાજબી સ્તુતિ કરી છે. દયારામ જેવા કવિ તો ખુલ્લા શૃંગારનું જ વર્ણન કરી ગયા છે. આ તો આપણા ગુજરાતી બે ભક્ત કવિઓની વાત થઈ, પરંતુ સંસ્કૃત સાહિત્યના તો લગભગ બધા જ ગ્રંથોમાં ભારોભાર શૃંગાર મળશે. અને નાયક નાયિકાનાં એટલાં બધાં ક્રીડાવર્ણનો માલુમ પડશે કે તેની આગળ કામશાસ્ત્રીય ગણાતા ગ્રંથો પણ બાજુ ઉપર રહી જાય છે.

જ્યારે કવિત્વની છાયામાં નાયકનાયિકાની ક્રીડાઓ દ્વારા રસોપભોગ થઇ શકે તો પછી તે ક્રીડાવિશેષના વિશ્લેષણ કરનારા પણ કેમ ચૂપ રહે. અને તેમના તે પ્રયત્નો ઉપર જબરૂં લોકાકર્ષણ રહે તેમાં નવાઈ શી છે! આ તો એક સ્વભાવજન્ય રુચિની વાત છે. તેને નિયંત્રિત કરી શકાય. પણ નાબુદ તો ન જ કરી શકાય. અને નાબુદ થાય તો જગતની ઉત્પત્તિ કરવા માટે ઇશ્વરપ્રેરિત ભાવનાને વશ મનુષ્ય પ્રાણી વિશ્લેષણ વગરની પણ તે ક્રીડાઓ ઇતિર પ્રાણીઓની માફક કરવાનાં અને સંવેદન પ્રધાન વિદ્વાનો તેમ જ વિશ્લેષણ પ્રધાન માનસવાળા પંડિતો તેની ચર્ચા કરવાના જ. આમ બને જ અને બન્યું છે.

આ વસ્તુ એટલી બધી વધી ગઇ કે તે કલાનો મુખ્ય વિષય થઈ પડ્યો. કાવ્યકલાને મૂકી શિલ્પકલામાં તે ઘુસી ગઈ. અને પછી તો શિલ્પકારોને પોતાની સિદ્ધિ બતાવવા જેટલું નગ્નપ્રતિમામાં અનુકૂળ જડ્યું, તેટલું બીજી રીતે ન જડ્યું. અને આજે નગ્નપ્રતિમાની રચનામાં શિલ્પજ્ઞ જેટલો વગર સંકોચે કલાપ્રભાવ દેખાડે છે, તેટલો યા તેનાથી યે વધુ આ જ પહેલાં દેખાડી ગયો છે.

અને આનું જ્વલંત ઉદાહરણ **દેવમંદિરો** (પછી તે હરકોઈ ધર્મનાં હોય )ના **નરથરમાં લોકલીલા બતાવવી**, એ શિલ્પશાસ્ત્રના વિધાનને લઈ પ્રાચીન મંદિરોના નરથરમાં નાયક નાયિકાની લગભગ બધી જ ચેષ્ટાઓ–ક્રિયાઓ દર્શાવાઇ છે. દેવમંદિરોમાં જે ભોગાસનો નજરે ચઢે છે, તે ઉપરોક્ત આકર્ષણ સિવાય બીજું કશું જ નથી. લોકલીલા ત્યાં ( કામક્રીડામાં જ ) પર્યાપ્ત રસોદ્બોધક થાય છે, એવો સાહિત્યશાસ્ત્રનો સામાન્યતયા મત છે.

## કામશાસ્ત્ર સંબંધી ગુજરાતી સાહિત્ય–

સંસ્કૃત સાહિત્યમાં જેમ અભિરુચિ છે, તેમ ગુજરાતી સાહિત્યમાં કામશાસ્ત્રીય વિષય ઉપર પણ અભિરુચિ હોય જ, અને તેથી તેમાં સાહિત્યના ( કાવ્યનાટકાદિ ) ગ્રંથો ઉપર **કામશાસ્ત્ર** વિશ્લેષક ગ્રંથો હોવા જ જોઇએ. અને તેમાં સર્વ પ્રથમ તરીકે આપણને હાલમાં જૈન કવિ **નર્બુદાચાર્ય** કૃત **કોકચુપાઈ** મળી આવે છે.

**કોકચુપાઈ** બાદ આ વિષયમાં ગુજરાતી ભાષામાં તેવું સંપૂર્ણ અને સ્વતંત્ર પુસ્તક લખાયું હોય તેવું અમારા ખ્યાલમાં નથી.

કોકચુપાઇની પહેલાં અને પછી શૃંગારથી ભારોભાર કાવ્યો મળે છે. પણ કામશાસ્ત્રનો જ ગ્રંથ ગણાય તેવો ગ્રંથ તો કોકચોપાઈ જ છે.

## કોકચોપાઈ–

આ ગ્રંથ દશ પ્રકરણમાં દોહરા શ્લોક વગેરે મળી ૧૫૦૭ ચોપાઈઓમાં રચાએલો છે. **પહેલા** પ્રકરણમાં સ્ત્રીજાતિ વર્ણન છે. **બીજામાં** સ્ત્રીલક્ષણ બતાવ્યાં છે. **ત્રીજામાં** કંદર્પનિવાસનું વર્ણન છે. **ચોથામાં** સ્ત્રીના કમલનું ( ગુહ્યાંગનું ) વર્ણન છે. **પાંચમામાં** સ્ત્રીસંભોગ વર્ણન છે. **છઠ્ઠામાં** કટિદઢિકરણ છે. **સાતમામાં** મદન જાગૃતિનો પ્રકાર કહ્યો છે. **આઠમામાં** કામજાગૃતિ થાય તેવો ઔષધોપચાર કહ્યો છે. **નવમામાં** પણ વાજીકરણ પ્રયોગો છે. આને ગ્રંથકારે કંદર્પસમકરણ એવું નામ આપ્યું છે. અને દશમામાં કૌતુકાધિકારના નામે ચોરાશી આસનો (ભોગાસનો) સોળ શૃંગાર, અષ્ટનાયિકા ભેદ, બહોતેર કલા, ૭ પ્રકારના રાગ અને તેમના પરિવાર નામે ભેદપ્રભેદ, વાદ્ય, નાટય આદિ તથા છેવટે વશીકરણ માટેના મંત્રતંત્રના પ્રયોગો, ગજવશીકરણ ઇત્યાદિ હકીકતોનું નિરૂપણ કર્યું છે. છેવટે ગ્રંથાલંકારમાં કવિએ પોતાનું વર્ણન કર્યું છે.

ગ્રંથકાર કહે છે કેઃ—

નવરસમાંહિ બોલ્યો સાર કામકલા રસ તે શૃંગાર
અધિક કલા વાધઈ ભોગની મોહૈ માનવતિ કામિની.

× × ×

ગ્રંથ તણી રચના ભાગૂં જે કોક કલા દશ ભેદ
વિસ્તારે કરિ વર્ણવું ચોથો પંચમ વેદ.
દશ ભેદે કવિત કીજીયે વિગતે કરી વખાણ
પ્રીછે લેજ્યો સહુ લક્ષણ કથા તણો બંધાણ.

× × ×

પહેલી કોક તણી ઉતપત્તિ સ્ત્રીની જાતિ જાણી જે સત્ય
આચરણ ચિન્હ બીજે અધિકાર સ્ત્રીય તણો જાણે જે સાર.
ત્રીજઈ સ્ત્રી કંદર્પ કિહાં રહઈ ચૌથે કમલ તણી ગતિલહિ
સ્ત્રીનર કિમ મિલિયાં પંચમૈ કટિદઢકરણ બોલિસ છઠમઈ.
કંદર્પ કિમ જાગૈ સાતમે કામખીણ ઔષધ આઠમે
નવમે પુરુષને મદન ઘણો અથવા સ્ત્રીને વાધઈ ઘણો.
અધિકઉ ઓછો સુખ નવિ ગમઈ તે સુખ હોઈ બોલિસ નવમૈ
ચોરાશી આસન વાલણી ઉતપત્તિ બોલિસ પક્ષીણિ તણી.
રામા વશ્ય હોવા પ્રકાર દશમૈ કૌતુક બોલિસ સાર
કરી વિસ્તાર કરૂં ચોપાઈ સાંભળવું એક ચિત્તે સાર.

## ગ્રંથાધાર અને ગ્રંથનામાભિમાન—

ગ્રંથ રચતાં પહેલાં કર્તાએ કામશાસ્ત્રીય અનેક ગ્રંથોનું અવલોકન કર્યું છે. તેમજ કોકદેવના રતિ–રહસ્ય ઉપરની લોકપ્રીતિ અધિક જોઈ તેને આધાર તરીકે સ્વીકારી ગ્રંથરચના કરી છે. કવિ પોતે જ લખે છે કેઃ—

કોકશાસ્ત્ર કોકિં (કોકે)કીયું તે જોઈ સુવચન
કવિ નરબદ ઇમ ઉચરી બાંધું કવિત કથન.
પહિલા ગ્રંથ અનેક જ હુઆ મતિ એકનઈ પ્રબંધ જૂજૂઆ
વાંછાયન (વાત્સ્યાયન) નંદકેસર તણાં કામશાસ્ત્રના મત છિ ઘણા.
કોકદેવ કીધું જે કોક તેહ ઉપર રંજિ સહુ લોક.
તેહાંનુ મત જોઈનિ સહિ કોકકલા બાંધુ ચોપાઈ.

ગ્રંથાંતે પણ કવિ આ વાત ફરી જણાવે છે કેઃ—

કોક તણો મત લેઈ કરી ચાલુ ચોપાઈ કવિ ઉધરી ૧૫૦૧

ગ્રંથકારે રતિરહસ્યને મુખ્ય આદર્શ માન્યો છે. છતાં બીજા પણ અનેક કામશાસ્ત્રીય ગ્રંથોનાં અવતરણો ગ્રંથમાં હોઇ ગ્રંથકારે પોતાના સમયના ઉપલબ્ધ કામશાસ્ત્રીય ગ્રંથોનું સારૂં અવલોકન કર્યા બાદ જ ગ્રંથ-રચના કરી છે. ગ્રંથમાં ઉદ્ધૃત થએલ અવતરણો પૈકી ઘણુંખરાં રતિરહસ્ય (કોકદેવ) રસમંજરી (જયદેવ) અને પંચસાયક (જ્યોતિરીશ)માં મળી આવે છે.

ગ્રંથકારે ગ્રંથનું નામ કોકકલા આપ્યું છે. તેણે ગ્રંથારંભે "કોકકલા ગુણ વર્ણવું" તેમજ આગળ જતાં "સુણતાં કોકકલા રંજિયે" તેમજ ગ્રંથાન્તે

કોકતણો મત લેઇ કરી ચાલુ ચોપાઈ કવિ ઉધરી

બુરહાનપુરનગર માંહિ થઈ કોકકલા નામે ચોપાઈ. ૧૫૦૧

આમ સ્પષ્ટ શબ્દમાં ગ્રંથનું નામ કોકકલા દર્શાવ્યું છે. છતાં આ ગ્રંથ ચોપાઇમાં જ બહુધા હોઈ ગ્રંથકારે કોકચોપાઈ ઈત્યાદિથી પણ તેનો ઉલ્લેખ કર્યો છે. તેથી સામાન્ય રીતે કોકચોપાઇના નામે આ ગ્રંથ પ્રસિદ્ધ થએલો છે.

## રતિહસ્ય અને કોકચોપાઇ—

રતિહાસ્યની કોકદેવે જાત્યધિકાર, ચંદ્રકલાધિકાર, સુરતભેદે જાત્ય-ધિકાર, સામાન્ય ધર્માધિકાર, દેશજ્ઞાનાધિકાર, આલિંગનાધિકાર, ચુંબના-ધિકાર, નખાધિકાર, બાહ્યરતાધિકાર, કરણાધિકાર, કન્યાવિશ્રંભણાધિકાર, ભાર્યાધિકાર, પારદારિકાધિકાર, વશીકરણાધિકાર સકલયોગાધિકાર એમ પંદર અધિકારોમાં રચના કરી છે.

કોકચોપાઇના કર્તાએ દશ પ્રકારોમાં (દશ પ્રકરણોમાં) ગ્રંથરચના કરી છે. પહેલા પ્રકારમાં સામાન્ય રીતે ગ્રંથારંભનું પ્રયોજન નાયક તથા દૂતિનો ઉલ્લેખ કરી કામશાસ્ત્રના પ્રખ્યાત પંડિત કોકદેવની ઉત્પત્તિથી કથા શરૂ કરે છે.

ગ્રંથકારના મતે પંડિત કોકદેવ રણથંભોરના રાજા ભીમસેનનો પ્રધાન હતો. અને તેના અને રાજાના સંવાદરૂપ ગ્રંથ રચવાનો હોઇ કવિએ પોતાનું ચાતુર્ય બતાવ્યું છે. કવિએ કોકદેવને સર્વગુણસંપન્ન વર્ણવ્યા

બાદ તેની પાસે રાજા દ્વારા કયા દેશની સ્ત્રી શ્રેષ્ઠ હોય છે ? તેવો પ્રશ્ન પૂછાવ્યો છે. અને આના જવાબમાં રતિરહસ્યના પાંચમા દેશજાનાધિકારનો અંતર્ભાવ કરી હિંદના વિવિધ પ્રાંતોની સ્ત્રીઓનાં લક્ષણ બતાવ્યાં છે. અહીં ગ્રંથકારે રતિરહસ્યનો સીધો અનુવાદ માત્ર ન કરતાં બીજા ગ્રંથોના તેમને યોગ્ય લાગેલાં વર્ણનોનો સ્વીકાર કર્યો છે. એટલુંજ નહિ પણ તેને અનુસાર ગ્રંથોક્ત ખાનદેશની નારીનું પણ વર્ણન કર્યું છે. તેમજ જાત્યધિકારોક્ત પદ્મિન્યાદિ સ્ત્રીઓનાં લક્ષણો વર્ણવી બતાવ્યાં છે. અહીં કવિએ રતિરહસ્યોક્ત લક્ષણો સિવાય પણ ઘણાં સામુદ્રિકાદિ શાસ્ત્રોક્ત લક્ષણો વર્ણવ્યાં છે.

બીજા પ્રકારમાં ઉત્તમ સ્ત્રી કઈ અને અધમ કઈ એવો પ્રશ્ન ઉઠાવી તેના જવાબમાં વિવિધ લક્ષણો બતાવ્યાં છે. આ લક્ષણોમાં રતિરહસ્યાદિ ગ્રંથોમાં કન્યાધિકાર તથા ભાર્યાધિકારમાં બતાવેલી બાબતોનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે.

ત્રીજા પ્રકારમાં રતિરહસ્યના ચંદ્રકલાધિકારનો સમાવેશ થાય છે. આને કવિએ કંદર્પનિવાસ નામ આપ્યું છે, તે કલાધિકારના અર્થને એકદમ સંગત પર્યાય જેવું છે.

ચોથા પ્રકારમાં સુરતભેદે જાત્યધિકાર નામના રતિરહસ્યનો વિષય આવી જાય છે. તેમજ સામાન્ય ધર્માધિકાર પણ આવી જાય છે.

આ પ્રકારમાં કવિનું કવિત્વસ્ફૂરી આવે છે, તેની અજબ વર્ણન શૈલી એક નવીજ હકીકત આપણી સામે રાખે છે. રાજા ભૈરવસેન કોકદેવને સુંદર નારી શોધી લાવવાનું કહે છે, અને તેથી કોકદેવ પાંચ કરોડ રૂપીઆ લઈ દેશવિદેશમાં જાય છે. દરેક દેશની સ્ત્રીઓની પરીક્ષા કરી ફરતો ફરતો સોરઠમાં આવે છે. અહીં તેને શ્રેષ્ઠ સ્ત્રીઓ પ્રાપ્ત થાય છે. બે કરોડ રૂપિયા મૂલ્ય આપી બે શ્રેષ્ઠ સ્ત્રીઓ મેળવે છે. પરંતુ આ રસિક પુરુષનો રસોદધિ અહીં ઉભરે છે. રાજાજ્ઞા ભૂલી જઈ પોતે જ તે સ્ત્રીઓ સાથે કામશાસ્ત્રીય ક્રીડાભોગ ભોગવે છે. અને પાંચકરોડ રૂપિયા પૂરા કરે છે. રાજાને આ વાત બીજા પ્રધાનો જણાવે છે, અને રાજકૂપિત થઈ તેને કેદખાનામાં નાખે છે. ત્યારબાદ રાજાની સભામાં પંખિણી નામની કામશાસ્ત્ર વિશારદ સ્ત્રી યોગિની આવે છે. અને તે પોતાને જીતવાનું આવાહન આપે છે. આખી

સભા ચૂપ રહે છે. છેવટે **વરસિંહણી** નામની બીજી યોગિની આવી રાજાને જણાવે છે કે **કોકદેવ** આ સ્ત્રીને જીતી શકશે. આથી રાજા **કોકદેવને** કેદખાનામાંથી મૂક્ત કરી પાંચકરોડ રૂપીઆ જે તેણે વાપરી નાખ્યા હતા તે માફ કરી જો તે **પંખિણીને** જીતે તો અર્ધું રાજ્ય પણ આપવાનું કહે છે. અને વડાપ્રધાન તરીકે સ્થાપવાનું કહે છે. આમ કવિ કામશાસ્ત્રીય પંડિત **કોકદેવની** અતિપ્રતિષ્ઠા સૂચક પ્રસંગ કલ્પના પ્રદેશમાંથી જન્માવી કાવ્યને એકદમ રસપ્રપૂર્ણ બનાવી દે છે.

પાંચમા પ્રકારમાં સુરતભેદનો પ્રકાર વર્ણવી તેને જાત્યધિકારથી કંઇક જુદો પાડે છે. અહીં **કોકદેવ** રાજાને હું **પંખિણીને** જીતીશ એમ કહી પોતાની વિદ્યાની ખાત્રી કરાવવા આ ગુહ્ય વિદ્યાને સમજાવે છે.

**કોકદેવે** રાજાને સમજાવ્યું કે પોતે કેદખાનામાં રહી દૂબળો થઈ ગયો છે, માટે થોડીક મહેતલ આપો. આમ સમય માગી પોતે વાજીકરણ ઔષધો દ્વારા તૈયાર થવાનું જણાવે છે. આ હકીકતને કવિએ છઠ્ઠા અધિકારમાં **કટિદઢિકરણ** નામે વર્ણવી છે.

ત્યારબાદ તેવા પ્રયોગોથી સિદ્ધ થઈ **કોકદેવ પંખિણીને** જીતે છે. આમ કથા ભાગને આગળ વધારી શ્રોતાઓને—વાંચકોને રસમાં તરબોળ કરી સ્ત્રીને સુરતાભિમુખ કેવી રીતે કરવી તેનું **મદનજાગૃતિ** નામે સાતમા અધિકારમાં વર્ણન કરે છે. અહીં નગાધિકારાદિ સંપૂર્ણ બાહ્યરતનું આલેખન થઈ જાય છે. અને ગ્રંથનો સાતમો પ્રકાર સંપૂર્ણ થાય છે.

આઠમા પ્રકારમાં સકલયોગાધિકારોક્ત વાજીકરણ પ્રયોગોનું વર્ણન **કામક્ષીણ ઔષધકરણ** નામથી વર્ણવે છે.

નવમામાં પણ આ હકીકતજ આવે છે.

હવે દશમામાં **કોકદેવ** કરણાધિકારોક્ત આસનાદિ બધું જ શરૂઆતમાં કહે છે. કવિ કથા ભાગને આગળ વધારવા કહે છે કે **કોકદેવે પંખિણીને** જીતી, તેથી રાજાએ પ્રસન્ન થઈ **કોકદેવને** અર્ધું રાજપાટ આપ્યું તેમજ **પંખિણી** સાથે કોકદેવનું લગ્ન થયું. **પંખિણીનું** નામ બદલી **સૌભાગ્યસુંદરી** રાખવામાં આવ્યું. આ જોડી રતિ અને કામદેવના જેવી બની.

ત્યારબાદ કવિ પોતે જ સોળશ્રૃંગાર, અષ્ટનાયિકા લક્ષણ, બહોત્તેર કલા, સંગીતના રાગપરિવાર, નૃત્યકળા, ચિત્રવિદ્યા, વિવિધભાષા જ્ઞાન વગેરે કહે છે. અને કથાભાગને આગળ વધારે છે. **કોકદેવ પંખિણીના** દેશજન્મ માટે

તેને પૂછે છે. પછી તેને સાથે લઇ પોતાના સાસરે જાય છે. ત્યાં તેનું સન્માન થાય છે. કોકદેવને મદનસેન નામનો પુત્ર થાય છે. અને તેઓ આનંદ કરે છે. આમ કથાભાગ પૂર્ણ કરી વાંચકના રસોલ્લાસને ઊભરાવી મૂકે છે.

હવે કોકદેવ રાજાને કેટલાંક સ્ત્રી સંબંધી કૌતુકો કહે છે. આની અંદર વશીકરણાધિકાર આવી જાય છે.

આમ કામશાસ્ત્રોક્ત તેમજ મુખ્યત્વે રતિ-રહસ્યોક્ત દરેક હકીકત આમાં આવી જાય છે.

પરંતુ કામશાસ્ત્રીય પરદારાધિકરણ અને વૈશિકઅધિકરણ આવતાં નથી. આ બે અધિકરણો ગ્રંથકારે કેમ નથી આપ્યાં તે સમજાતું નથી તેમજ કન્યાવિસ્રંભણાધિકાર અને ભાર્યાધિકાર જે કામશાસ્ત્રીય મહત્ત્વનાં અંગ છે. અને કામસૂત્રકારે લગ્નની પવિત્ર સંસ્થા સમજાવવા જેનો ઉપયોગ કર્યો છે. તે બે અધિકરણો પણ રહી જાય છે.

આમ કોકચોપાઈમાં કામશાસ્ત્રીય સાત અધિકરણો પૈકી માત્ર ત્રણ અધિકરણો (સાધારણ, સાંપ્રયોગ, અને ઔપનિષદિક) આવે છે.

પરંતુ કદાચ પરદારાધિકારણને તો આમાં અંતર્ગત માની લઈએ એમ ચાલે તેમ છે. પરંતુ વાત્સ્યાયને જે પરદારાગમન વેશ્યાગમન ઇત્યાદિનો નિષેધ તથા નિષેધ ને દૃઢ કરવા માટે તેમની ખુબીઓ આદિથી અભાવને પોષતું ચિત્રણ કર્યું છે, તે આ ગ્રંથકારે છોડી દઇ માત્ર રુચિપ્રપૂર્ણ ત્રણ અધિકરણો જ વર્ણવ્યાં છે.

ગ્રંથકારના મનમાં કન્યાસંપ્રયુક્ત અને ભાર્યાકરણ નામનાં અધિકરણો માટે અને વૈશિક તેમજ પારદારિક માટે ધર્મશાસ્ત્રીય વિધિનિષેધો પર્યાપ્ત છે, માટે આ ગ્રંથમાં બીનજરૂરી છે. એમ હશે એવું અનુમાન થાય છે.

## ગ્રંથકાર તેનો સમય અને સ્થળ–

ગ્રંથકાર જૈન સાધુ છે. તેમનું નામ નર્બુદાચાર્ય છે. તેઓએ બુરહાનપુરમાં સંવત ૧૬૫૬ ના આસો સુદ ૧૦ ના રોજ આ ગ્રંથ પૂર્ણ કર્યો છે. આ સૂચન ગ્રંથકારે પોતે જ દશમા પ્રકારના અંતે ગ્રંથાલંકાર રૂપે કર્યું છે. ગ્રંથકારે પોતાનો સરસ પરિચય આપ્યો છે. એટલે બીજી કશી જ શોધખોળની આવશ્યકતા રહેતી નથી.

ગુર્જર દેશ મહા અભિરામ ધર્મધ્યાનનો ઉત્તમ ઠામ
યતિ સતી તપિયાનું સ્થાન સબલોક વસૈ સાવધાન.

કલિયુગ ગંગા **સાબરમતી** ઉત્તમ નિર વહે સાસતી
સદા કાલે જલ પૂર્ણ ભરઈ મમલ પાપ રતિ નવ રહે
કંઠે નગર વસેં અભિરામ **અહમદાવાદ** ઉત્તમ નરઠામ
સર્વ વસ્તુ પામિ જૈ તિહાં જંબુદ્વીપ માંહી ન મળે કીહાં
**શ્રી શ્રીમાલ** તિહાં વ્યવહાર **દેવરાજ** નામેં ઉપચાર
માન દીયેં મહમદ સુલતાન મહિતા માંહી વડો બંધાણ
તેહ ઘરે કુલવંતી સાર દ્વિપક્ષ પૂરણ કુલ વિખ્યાત
**રાજુલદે** નામે ઉચરઈ તેહની કુખે હું અવતર્યો.
કર્મ સંયોગે **આરૂદેશ** નગર **શિરોહી** કીધ પ્રવેશ
તિહાં રહેવાનો કીધો ઠામ પ્રૌઢા થવા લહ્યા ગુણગ્રામ
નવમે વરસે શ્રી ગુરૂ તણા પામ્યા ચરણ મનોરથ ઘણા
દીક્ષા લીધી શ્રી ગુરૂ પાસ ભવબંધન છોડચા તસપાસ
શ્રી **તપગચ્છ** માંહી જશવંત **કમલકલશ** શાખા બોલંત
ગચ્છ નાયક શ્રી પૂજ્ય પ્રમાણ જાણે ગગન ઉદંતો ભાણ
ધર્મ ધુરંધર શ્રી ગુરૂનામ **કમલકલશ** શિષ્ય અભિરામ
ચૌદહ વિદ્યાનીધિ ગુણગ્રામ શ્રી **કલ્યાણધર્મસૂરીશ્વર** નામ
મહા ગુણવંત મહાગંભીર પંચ મહાવ્રત યતિ સધીર
પંડિત શ્રીમન **લાવણ્યભાવ** તેહ તણા અતિ ઘણા સુભાવ
વિદ્યાવંત મહા મહિમાય બીજા પંડિત શ્રી ગુરૂરાય
**લબ્ધીભાવ** ગુરૂ લીજે નામ જાસ પ્રસાદે સિધ્ધે કામ
એહના ગુરૂ સૂરીશ્વર જેહ વૈરાગે યશવંતી દેહ
તેહનો મસ્તકે લીધો હાથ દીક્ષા લીધી મન સંગાથ
સૂરીશ્વરના ગણધર એહ કેતલા નામ કહું બહુ તેહ
ગચ્છમાંહી ગુણવંત ગંભીર યતિયન કનકનમેં ધીર
એવા ગુરૂ ભટ્ટારક જેહ કહું ઉપમા સવાઈ તેહ
શિષ્ય નરબુદને કરુણા કરી દીધો પદ તે ઉત્તમ ધરી
દેઈ દીક્ષાને દીધો મંત્ર શ્રી **સરસ્વતી** બાંધ્યો તંત્ર
ઘણા દિવસ મેં સેવા કરી શ્રી **શારદ** કરુણા આદરી
વર્ષ તેરમે આપ્યો માન **માતંગા** દીધો વરદાન
શ્રી ગુરૂચરણ પસાયે કરી કવિજન મતિ **નરબુદ** આચરી

અર્થાત્-ગુજરાતના સુલતાન ત્રીજા **મહમદશાહના** મુખ્ય કારભારી **શ્રીમાલજ્ઞાતીય દેવરાજની ધર્મપત્ની રાજુલદેની કુક્ષે આપણા ગ્રંથકારનો**

જન્મ અમદાવાદમાં થયો હતો. કવિના જન્મ બાદ તેમનું વાસસ્થાન દૈવ-યોગે શિરોહી બન્યું. અને ત્યાં શ્રી તપગચ્છની કમલકલશ શાખાના ગચ્છાધિનાયક શ્રી કલ્યાણધર્મસૂરીશ્વરના શિષ્ય લબ્ધીભાવની પાસે ગ્રંથકારે નવ વર્ષની નાની ઉંમરમાં જૈનધર્મની દીક્ષા લીધી હતી. અને ગુરુના આદેશથી ચાર વર્ષ સુધી શ્રી સરસ્વતીનું મંત્રાનુષ્ઠાન કરી તેરમા વરસે વરદાન મેળવ્યું હતું. ત્યારબાદ ગ્રંથકારના જણાવ્યા મુજબ તેમનું કવિત્વ સ્ફૂરી ઊઠયું હતું.

ગુરૂની સેવા અને અભ્યાસના બળે કવિએ ઘણા શાસ્ત્રોનું તલસ્પર્શી જ્ઞાન મેળવ્યું હતું. તેમજ ગુરૂની આજ્ઞા મેળવી વિહાર કરતાં કરતાં હીંદના ઘણા પ્રાંતોનું ભ્રમણ કર્યું હતું.

વિલક્ષણ પ્રતિભાસંપન્ન કવિએ આ પ્રવાસ દરમ્યાન ઘણો જ અનુભવ પ્રાપ્ત કર્યો હતો. તેઓ પોતે જ જણાવે છે કે—

દક્ષિણ દીશા પ્રતિ કીયો વિહાર કૌતુક જોયાં દેશ અપાર
અનેક બોધવિયા જીવને કવિ સંપતિ પામી કવિ જને

કવિ જ્યારે દેશદેશની અંગનાઓનું વર્ણન કરે છે, ત્યારે પણ તે સ્વાનુભાવનો ઉલ્લેખ કરે છે. ચોપાઈ ૧૫૮માં કવિ પોતે જ કહે છે કે:—

પૂરવની નારી ગુણવાદ કવિજન નરમદ લહ્યા સવાદ

અર્થાત્–આ ગ્રંથમાં કવિએ પોતાની પ્રતિભાસંપન્ન કાવ્યકલાનો સ્વાનુભવપૂર્ણ પરિચય આપ્યો છે. એટલે આ ગ્રંથમાં કવિએ નિર્દેશ કરેલી હકીકતો કેવલ કવિકલ્પના નથી અથવા કેવલ ગ્રંથાનુવાદ નથી. પણ કવિના રસિકત્વનો પરિપાક છે. કવિ ખુલ્લી રીતે આ હકીકત રજુ કરે છે. ચોપાઈ ૪૨૦ માં કહે છે કે:-

સુણ રાજા ઉઘાડો અર્થ ઇણ પરે સુખ પામે મન્મથ
કોકદેવનો મેં મત કહ્યો વલી વિશેષે પોતે લહ્યો

આ ગ્રંથની રચના બુરહાનપુરમાં ગ્રંથકારે કરી છે. અને તેથી જ અન્ય કામશાસ્ત્રીય ગ્રંથોમાં જે ખાનદેશ જીલ્લા સંબંધી વિશેષ ઉલ્લેખ નથી, તેનો સ્વાનુભવથી કવિએ ઉલ્લેખ કર્યો છે.

એક જૈનસાધુ માટે ઉપરોક્ત સંદર્ભ જોઇ કોઈ ચોખલીયાને અસંગત જેવું લાગશે. પરંતુ જ્યાં ગ્રંથકારની પોતાની જ ગર્વપૂર્વક રજુઆત છે, ત્યાં કોઈપણ સંશયને સ્થાન જ નથી અને એટલો જ ગર્ભિતાર્થ નીકળે છે કે ગ્રંથકાર શ્રીપૂજ્ય હોવા જોઈએ અને સત્તરમી સદીમાં જૈન સાધુઓમાં

જે શ્રીપૂજ્યોની પરંપરા ચાલતી તેનો કવિને નાનપણમાં સંસર્ગ હોય અથવા કવિ તે પૈકીમાં હોય તો તે શક્ય છે.

અથવા તો જ્ઞાનશક્તિનો વિશેષ પરિચય છે. એમાં કોઈ જાતનો શો વિવાદ છે ? સર્વજ્ઞતાનો ગર્વ રાખનારા શ્રી શંકરાચાર્યને માટે પણ અમરુકના શરીરમાં પ્રવેશ કરી કામશાસ્ત્રીય જ્ઞાનનો પરિચય આપવો પડ્યો હતો. બાલબ્રહ્મચારી જન્મયોગી શુકદેવજીએ ભાગવતમાં ગોપીઓની રસક્રીડાનું વર્ણન કર્યું છે. આ બધું જ્ઞાનવિલાસનું જ પરિણામ છે ગ્રંથકારનો પણ જ્ઞાનવિલાસ હોય તો પણ તે સંભવિત છે.

ગ્રંથકારે આ ગ્રંથને રસિકોના ચિત્તને બહેકાવી મૂકવા માટે નહિ પણ સુચારૂ સંસાર સુખ ભોગવી તેનાથી નિવૃત્ત થઇ શાંત જ્ઞાનોપાસનાનો બોધ આપવા રચ્યો છે. અને તેથી તો કોકદેવને આગળ જતાં કામભોગથી નિવૃત્ત થઈ સાધુ થએલો દર્શાવ્યો છે.

> કોઈ એક મુનિયનને ઉપદેશ કોકદેવ પામ્યો શુભવેશ;
> વર્ષ ચૌસઠમેં લીધો યોગ ઘણા દિવસ વિલસી મનભોગ.
> તપ સંયમ મતિ આદર કરી ઉત્તમ લીલા ગતિ આચરી
> સાધી યોગને છોડ્યાં કરમ જન્મજન્મના ટાળ્યા ભરમ

કવિનો સાધુધર્મ અહીં સ્પષ્ટ થાય છે. અને તેમની જ્ઞાનમસ્તી સાથે યોગપરાયણતા સૂચવે છે. એટલે તેમણે આ ગ્રંથની રચના કરી છે. માટે તે શિથિલચરિત હશે, એમ માનવાનું કોઈ કારણ નથી.

જૈન જૈનેતર હિંદના અનેક મંદિરોમાં તેમજ સંગ્રહણી સૂત્ર, લઘુક્ષેત્ર સમાસ વગેરેની પ્રાચીન પ્રતોમાં કામશાસ્ત્રીય ભોગાસનો તેમજ કાવ્યગ્રંથોના રસપૂર્ણ વર્ણનો વગેરેથી ભડકવાનું નથી. પણ તે લોકરુચિનું ઉદ્બોધન કરનાર તેમ જ તેમાંથી નિવૃત્તિ ઉપજાવનાર પણ છે.

તેજ દલીલ વધુ સ્પષ્ટ કરવા ગ્રંથકારે કોકદેવના જીવનનો ઉત્તરભાગ સાધુતાવાળો દર્શાવ્યો છે.

આમ જૈન સાધુ તરીકેની પ્રચંડ મર્યાદાઓનું પાલન કરવા છતાં કવિએ સંસારીજીવોને એક મહત્ત્વના પુરુષાર્થનો બોધ આપી સમાજ પ્રત્યેની પોતાની ઉપદેશક તરીકેની ઉપકારક ફરજનું પાલન કર્યું છે.

ગ્રંથનું બાહ્યાભ્યન્તર સ્વરૂપ કાવ્યત્વ વગેરેમાં કોઈ જાતની ક્ષતિ રહી ગઈ નથી. અને ગુજરાતી ભાષામાં સર્વ પ્રથમ કામશાસ્ત્રીય ગ્રંથકર્તા તરીકેનું માન કવિના નસીબમાં લખાએલું લાગે છે. **પંડિત વિદ્યાધર.**

જૈનાચાર્ય નર્બુદાચાર્ય વિરચિત

# કોક ચઉપઇ

## દૂહા

માતંગી મતિ આપીયિ (યે), જિમ કવિત કરૂં રસાલ;
કોકકલા ગુણ વર્ણવું, જેહ પ્રીછિ બાલ ગોપાલ. ૧
શ્રી સારદ તમ્હ ધ્યાઇયિ (યે), અક્ષર આપુ (પો) માય;
કૃપા કરી મુખ્ય (ખ) અવતરઉં, જિમ ગુણ આવિ (વે) ઠાય. ૨
જે નર પહેલા કવિ હૂઆ, તે તાહરિ પરસાદ;
નામ જપંતા સરસ્વતી, ભાજિ દુઃખ વિખવાદ. ૩
કવિત કહેવા મન ઘણું, ખંતિ કરિ દિન રાતિ;
વાચા અવિચલ આપીયિ (યે), કીજિં કવિત સુજાત. ૪
પિંગલ જોઈ બાંધીયિ (યે), ઉત્તમ કવિત પ્રમાણ;
લઘુ દીર્ઘ ગતિ ગણ ભલા, ચઉપઈ ચાલિ વખાંણ. ૫
કોકશાસ્ત્ર કોકિં કીઉં, તે જોઈ સુવચન;
કવિ નરબદ ઇમ ઉચરિ, બાંધું કવિત કથન. ૬

## ચોપઇ

શ્રી સારદ દીધું વરદાંન, માતંગી આપ્યું સનમાંન;
શ્રી ગુરુ કૃપા જ કીધી ઘણી, કરૂં ચઉપઇ કોક જ તણી. ૭
પહિલા ગ્રંથ અનેકજ હૂઆ, મતિ એકનઈ પ્રબંધ જૂજૂઆ;
વાંછાયન (વાત્સાયન) નંદકેસર તણાં, કામશાસ્ત્રના મતછિ ઘણા.
કોકદેવ કીધું જે કોક, તેહ ઉપરિ રંજિ સર્વ લોક;
તેહાંનુ મત જોઈનિ (ને) સહી, કોક કલા બાંધું ચોપહીં. ૯
જે નર હોસઈ ચતુર સુજાંણ, નારી પ્રેમ વિલૂધા પ્રાણ;
ભોગ તણા જાંણેસિ ભેય, તે નર એ સુણસિ શ્રવણેય. ૧૦

કોક કલા કુશ(સુ)મ માલતી, અર્થ સુગંધિ ગતિ ચાલતી;
ભમરો નર ભોગી જે હસિ, તે શાસ્ત્ર ગંધ લેવા ચિત્ત વસિ. ૧૧
દશ પ્રકાર જે કોકિં કહ્યા, તેહના અરથ વિશેષઈ લહ્યા;
વગતિ (વિગતે) કરી કહું વેગલા, પ્રીછિ નાહના મોટા ભલા. ૧૨
ગાહા દૂહા નિ (ને) ચુપઈ, [૨]શ્લોક સુભાષિત બોલસિ સહી;
મતિ સારૂં કરેસું કવિત, સાંભલજ્યો સહૂં એકણિ ચિત્ત. ૧૩
કવિતા કવિત કરિ સુરસાલ, સાંભલનારાના ચિત્ત વિશાલ;
વ્યકતા કરિં વિચાર અનેક, કથા તણા રસ ઉપજિ વિવેક. ૧૪

शृङ्गारं गायनं नृत्यं वाद्यं तालो रतिक्रिया ।
साहित्यं पदलालित्यं पदबन्धो गतिस्तथा ॥ १५ ॥
कटाक्षलक्षसंरम्भोऽवसरे मृदुभाषणम् ।
वशीकरणतां याति कथायां षोडशी कला ॥ १६ ॥

દૂહા

કેલવણી કવિજન કરિ, નાના ગુગતિ અનેક;
નવ રસ પાક સોહામણા, વાણી મધુર વિવેક. ૧૭
વાણી ગોધૂમ નીપજિ, નવ રસ ઘૃત અપાર;
અર્થ મીઠાઈ ભેલીયિ (યે), જિમ આપઈ સ્વાદ વિચાર. ૧૮
નારી તેજી તંતિ જલ, વાણી કંઠ પ્રમાણ;
સહિજિ હોયિ આંધલા, ફેરણહાર સુજાણ.× ૧૯
રાજનીતિ રાજા ચલે, ઘટતે માર્ગ પ્રમાણ;
છત્ર ધરઈ રાજા નહી, તેહના ઘણા વિચાર. ૨૦
નારિ તેજિ તંત જલ, વાણી કંઠ પ્રમાણ;
એહ ભાવઈ અંધલા, કરણહાર સુજાણ. ૨૧
સોઇ કવિ અનુભવિ કવિ, ખડગે ઝૂઝાર પ્રમાણ;
રાજનિતિ રાજા ચલેં, ઘટતૂ માર્ગ પ્રમાણ. ૨૨
શ્રી નરમદ કવિ ઉચ્ચરે, કોઈ મ ધરિયો[૧] રિસ;
નાના રત્ન વસુંધરા, અકલ રૂપ જગદીશ. ૨૩

× ક માં નથી. ૧ ધરજ્યોક.

ભાગ્ય યોગ્ય નિધિ સંપજૈ; ભાગ્યઈ અનુભવિ બુધિ;
કહઈ નરબદ ભાગ્યેં મીલઈ, કીરતી જુગ પ્રસિદ્ધ.* ૨૪
ભાગ્યેં ભગવંત ગુણ મીલઈ, ભાગઈં જ્ઞાન[1] મિલંત;
કહઇ નરબદ ભાગ્યઈ પાંગીઈ, સોર[2] લક્ષ્મી લીલ મહંત. ૨૫

यावद् भाग्यमहोदयो नहि भवेत् तावन्निरर्था गुणाः
विद्या-वाद-विनोद-काव्य-कविता-चातुर्य-धैर्यादयः ।
भाग्येशः कृतिदुर्बलोऽपि बलवान् सुराग्रणीः जायते
मान्यः पूज्य इति क्षितौ विजयते भाग्याय तस्मै नमः ॥२६।

જિહાં લગિં ભાગ્ય ઉદો નહી કરઇં, તિહાં લગિ ગુણ સહુ અવગુણ કરેઈં;
વિદ્યા વાદ વિનોદ ચાતુરી, ભાગ્ય વિના નહી કવિ માધુરી. ૨૭

કુલવંતી ગુણવંતી નારિ, શીલવંતી નઇં વિનય શૃંગાર;
માનવતી પ્રીઅ સેવા કરેં, ભાગ્યઈં પ્રાપતિ ફૂલ સંચરઈં. ૨૮

ભાગ્ય તણા મોટા બંધાણ, ભાગ્ય કરે તે નિશ્ચલ જાંણ;
ભાગ્યૈ દૈવ કરૂણા કરૈં, ભાગ્ય ઉપરિ કો નહિ ઉચ્ચરે. ૨૯

હવે કહૂં કોકશાસ્ત્રની કથા, બે ત્રિસ હરવા કામ જ વ્યથા;
વિરહ વિયોગિ દુ:ખ ભાંજીયે, સુણતાં કોકકલા રંજિયે. ૩૦

નવરસ માંહિ બોલ્યો સાર; કામકલા રસ તે શૃંગાર;
અધિક કલા વાધઈ ભોગની, મોહે માનવતિ[4] કાંમિની. ૩૧

शृङ्गार-हास्य-करुणा-रौद्र-वीर-भयानकाः ।
बिभीत्साऽद्भुतोत्साहा नाट्ये रसा नव स्मृताः ॥ ३२ ॥

નવ રસ માંહિ એ શૃંગાર; સ્ત્રી વર્ણન હું કરસ્યઉં સાર;
બીજા રસ આણી સનમાન સાંભલતાં હુઇ સુખ નિધાન. ૩૩

---

* क. ભાગ્યેં દિહાડા પાધરા, ભાગ્યે ભોગ બંધાણ;
કહે નરબદ નિરમલ મતી, ભાગ્યેં પુન્ય પ્રમાંણ.

૧ ભગતિ क. ૨ क માં નથી. ૩ भाग्येश कृति. ૪ માનમતી क.

રસ અપૂરવ ગુણ નાયકા; ભોગી જનનૈં સુખદાયકા;
આ રસ જે જાંણે સંસાર, તેહનું જીવ્યું તે નિરધાર. ૩૪
જે નર આ રસ જાંણે નહીં, ચતુરાઈ ગુણ પ્રીછે નહી;
શાસ્ત્ર તણાં નહીં જાણે ભેદ, તેહનું જીવ્યું ફોકટ ખેદ. ૩૫

कामशास्त्रस्य तत्त्वज्ञाः जायन्ते सुन्दरीप्रियाः ॥
कामशास्त्रं न जानन्ति रमन्ते पशुवत् स्त्रियाम् ॥ ३६ ॥

ચોપાઈ

જે નર કામશાસ્ત્રના જાંણ, જે નર વિરહવિલૂધા પ્રાણ;
જે નર બુદ્ધિવંત છે હીયે, કામનિ [મને] સદા તે પ્રિયે. ૩૭
નારિ પ્રાણ તજે નર કાજ, માય બાપની છોડી લાજ;
રસ લેવા નર છંડે પ્રાણ, એહવા વિરહ તણા બંધાણ. ૩૮
ભમર ભુજંગમ ઉપરિ પાય, દેઈ ચિર ચંદન નઈ જાય;
અણ ચાખ્યા ફલ સ્વાદજ લેય, પહિલો જોખિમ ઘાલિ દેહ. ૩૯
લખ્યા ભાખ્યા સહી નવી ટલે, હીયડું ઘાલિ જે નર ચલે;
ફલ અપૂરવ તે ચાખિયે, જો એ જીવડો થિર રાખીયે. ૪૦
હરણ ખુરી હોય અંગુલ પાય, વન જંગલ લક્ષ યોજન ઠાય;
લિખ્યા લેખ નવિ પાછા થાય, પાસ પડે મૃગલો ક્ષણ માહિ. ૪૧
કામકલા જાણે પારધી, નેત્ર બાણ સાંધઈ નર સુધી;
વિરહી લક્ષણ દોરા પાસ, વેધક ઓને પાડે પાસ. ૪૨
જે નર બલ નારી સું કરઈ, તે નર મૂરખ કવિ ઉચ્ચરઈ;
પ્રેમ પાખે નવ વાધઈ નેહ, નહિ પ્રેમ તિહાં કિસ્યો સનેહ. ૪૩
પાધરી[1] વાચ કીમ્હે ન ઉચરઈ, પિંપ્પલ કુસુમ કહો કિમ ધરઈ;
મૂરખ નર જે માડે જાણે[2] પ્રાણ, નારી ગઢ નવિ લીજે પ્રાણ. ૪૪
નયણ સંદેશા ગોલા બાણ, દુતિ સણગપસાર વિનાણ;
નાના વિધ કીજે છલ મોટ, બુદ્ધિ કરી લીજેં આ કોટ. ૪૫

अगम्यमण्डनमाज्ञः शुचिः श्रीमांश्च गायनः
नर्मगोष्ठी प्रतिष्ठश्च षड्गुणो नागरो मतः ॥ ४६ ॥

---

૧ પાથટ क ૨ માંહિતા क.

रजकी मालिनी धात्री योगिनी प्रतिवेशिनी ।
सखी गोपालिका चेति सप्तैताः दूतिका मताः ॥ ४७ ॥
प्रगल्भसंहृता दक्षा परिज्ञात परेङ्गिता ।
दूती नियुज्यते कार्ये वहुभाषी त्विभ्रमोत्तमैः (?) ॥ ४८ ॥

ચોપાઇ

ધોબણ ૧ માલણિ ૨ ને કુંભારિ ૩ યોગણિ ૪ સહીયર ૫ ગોવાલણિ નારિ ૬;
બૂઢી ૭ દાસી ને નલિની ૯ એ નવ દૂતી કોકેં ભણી. ૪૯
જે દૂતી જાણે ગાયનકલા, મોટી વાત કરે સો ભલા;[1]
કોમલ વચન વખાણેં ઘણું, ઉત્તમ લક્ષણ દૂતી તણું. ૫૦
નર નારી રસ ત્રિપતો નહી, વિષય સ્વાદ ગુણ અમૃત લહી;
નાના વિધ ગતિ ભોગવિભોગ, મન નૂતન તનૂ જિરણ યોગ. ૫૧

नानानिबन्धैः सुरतोपचारैः क्रीडासुखं जन्मफलं नराणाम् ।
किं सौरभेयीशतमध्यवर्त्ती वृषोऽपि संभोगसुखं न भुङ्क्ते ॥ ५२ ॥

દૂહા

ગ્રંથ તણી રચના ભણૂં જે કોક કહ્યા દશ ભેદ
વિસ્તારે કરિ વર્ણવું, ચોથો પંચમ વેદ. ૫૩
દશ ભેદે કવિ કીજીયે, વિગતે કરી વખાણ
પ્રીછે લેજ્યો સહુ[2] લક્ષણ કથા તણો બંધાણ. ૫૪

ચોપાઈ

પેહિલી કોક તણી ઉતપત્તિ, સ્ત્રીની જાતિ જાણી જે સત્ય;
આચરણ ચિન્હ બીજો અધિકાર, સ્ત્રીય તણો જાણે જે સાર. ૫૫
ત્રીજઈ સ્ત્રી કંદર્પ કિહાં રહઈ, ચોથૈ કમલ તણી ગતિ લહઈ;
સ્ત્રીનર કિમ મિલિયાં પાંચમે, કડિ દૃઢકરણ બોલિસ છઠ મઈ. ૫૬

---

૧ સા ભલા क. ૨ क માં નથી.

કંદર્પ કિમ જાગે સાતમે; કાંમખીણુ ઔષધ આઠમે;
નવમે પુરુષને મદન ઘણો, અથવા સ્રીને વાધઈ ઘણો. ૫૭
અધિકઉ ઓછો સુખ નવિ ગમઈ, તે સુખ હોઈ બોલિસ ન[વ]મે;[1]
ચોરાસી[2] આસણુ વાલણી, ઉતપત્તિ બોલિસ પક્ષીણિ[3] તણી.૫૮
રામા વસ્ય હોવા પ્રકાર, દશમૈ કૌતુક બોલીસ સાર;
કરી વિસ્તાર કરૂં ચઉપઈ, સાંભલવું એક ચિત્તે થઈ. ૫૯

દૂહા

કિણુ નગરી એ કિહાં ઉપનો, કોકદેવ કુંણુ નામ;
કોકશાસ્ત્ર એ કીમ થયો, તે કથા કહું અભિરામ. ૬૦
એક મના થઈ સાંભલો, શાસ્ત્ર તણા ગુણ ભેદ;
કવિરાજ **નરબદ** કહે, ચોથો પંચમ વેદ. ૬૧

गीतशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन हि मूर्खाणां निद्रया कलहेन वा ॥ ६२ ॥

ચોપાઇ

ગીત કવિત્ત કથા ચાતુરી, વાંણી વિનોદ પુરાણઈ કરી;
બુદ્ધિવંત નર વંચઈ કાલ, ચતુર પણે નવિ ચૂકે ચાલ.[4] ૬૩
નાના જૂગતિ[5] કલહા ઘણુ કરઈ, મુરખ જન દિન નિદ્રા કરઈ;
હાસ્ય ઠીઠીયા માંડઈ આલ, મૂરખ નર ઈમ વંચઈ[6] કાલ. ૬૪
હવૈ હૂં બોલિસ કથા વિવેક, સાંભલતાં હૂઈ બુદ્ધિ અનેક;
કોક તણી ઉતપત્તિ હૂં ભણું, શાસ્ત્ર તણો મત જોઈ ઘણું. ૬૫
છપ્પન કોડિ પૃથિવી પ્રમાણ, જોજન કોશ ચારનો જાણ;
જંબૂદ્વીપ અધિક વિસ્તાર, કોડિ અઠ્યાવીસ જોજન સાર. ૬૬

भूमेरर्द्धं क्षारसिन्धोरधःस्थं जम्बूद्वीपं प्राहुराचार्यवर्याः ।
अर्द्धेऽन्यस्मिन् द्वीपषट्कस्य याम्ये क्षारक्षीरादम्बुधीनां निवेशः ॥६७॥

---

૧ નુમઈક. ૨ ચૌરાશી ક. ૩ પંખિણુ ક. ૪ તેહનું જીગ્યું ધન મુકમાલ ક. ૫ યુક્તિ. ૬ કાટે ક.

## ચોપઈ

ભૂમિ તણો જે બોલ્યો માન, તેહનો અર્ધ વિશેષઈ જાણ;
ક્ષીરસમુદ્ર નેં જંબૂદ્વીપ, અર્ધે બીજા સાગર દ્વીપ. ૬૮
મેરૂ થકી લંકા લગિ જેહ, જંબૂદ્વીપ કહિ જે તેહ;
એહવો વિસ્તાર જંબૂ જાણ, એક સહસ્ર બેસેં ત્રેવીસ માંન. ૬૯
બીજું દ્વીપ સમુદ્રે અહ્યું, જોતિકશાસ્ત્ર માહે ઈમ[1] કહ્યું;
એહ દ્વીપમાંહિ અઢારઈ દેશ, કવિ જન બોલૈ કથા વિશેષ ૭૦
મધ્ય દેશ કહઈ માલવો, તિહાંથી અન્ય દેશ ચાલવું (વો);
મારૂ દેશ ગડા સંધ મોટ, દુર્ઘટ ઘટ રણથંભોર કોટિ. ૭૧
શિખર જાય લાગા અનુમાન, ફોડિ નિકલસ્યૈ અસમાન;
કોટિ ભીતનાં કરૂ વખાણ, પંખી પાય ન થંભઈ પ્રાણ. ૭૨
જોજન બાર તણો વિસ્તાર, જાણે ગોલ ઘડયું કિરતાર;
દીસંતા જાણે ઉંચા આભ, એહી જ મૃત્યુલોકનો લાભ. ૭૩
સબલ કોસિસાં ગઢ પાખલી, કૂટિ શૃંગ આપઈ નિકલી;
ડંડ કલશ ઝલકૈ હેમના, દૂરિ થકી તારા આભના. ૭૪
ઉપરિ ધજા લહકૈ ચેત, જાણયે ઉગ્યા અંબર કેત;
મનુષ્ય તણી એ કરણી નહી, દૈવિ મિલિ રચ્યું તે સહી. ૭૫
ગઢમાંહિ જ વસિ ઘણા લોક, ઉત્તમ મધ્યમના તિહાં થોક;
નગર અપૂરવ છઈ સંસાર, એહવો ગઢનેં એક દૂઆર. ૭૬
વરણ અઢાર નગરમાહિ વસઇં, આપ આપણી કલા અભ્યસૈં;
નગર તણા છે વિષમા ઘાટ, સહસ અગ્યાર વણિકનાં હાટ. ૭૭
ઇચ્છિત વસ્તુ મિલઈ જિહાં, તિહાં પ્રત્યક્ષ સૌખ્ય[2] અસંભવ કહાં;
ઘરિ ઘરિ નારિ ચતુર સુજાણ, કામકલા ગુણની તે ખાણ. ૭૮
વાવિ સરોવર ખંડા ખલિ, રંગ ભરી નારિ ઝીલંઈ મોકલી;
હેમકુંભ જલ પૂરણ ભરી, હરખિત વાટ ચલૈં સુંદરી. ૭૯
પ્રેમભરી ગજગતિ ચાલતી, પરિમલ ગંધ સુગંધ માલતી;
એક નર ભમરા લોગો જેહ, કેતકી નારિ પાખલી ભમઈ તેહ.

---

૧ આદિ જ્યોતિ શાસ્ત્રમેં કહ્યું क. ૨ સુખ क.

વસૈ તિહાં ઘણી નગર નાયકા, પરદેશી જનનઈ સુખ દાયકા;
કથા પ્રસંગઈ કરૂ વખાંણુ, નારિ તણા ગુણ બાણુ સમાંન. ૮૧
એ નગર તણી ઉપમ કેતલી, ઇંદ્રભુવનના સુખ જેતલી;
ધર્મવંત તિહાં વ્યવહારિઆ, પરદેશી જન વખારીયા. ૮૨
દેશદેશના તિહાં વ્યાપાર, નગર તણા મોટા વિસ્તાર;
જૈનધર્મ માહેશ્વર થાંન, આદિનાથ ઈશ્વરનું ધ્યાન. ૮૩
વિષ્ણુભક્ત તિહાં વૈષ્ણવ ઘણા, હરી મંદિર સુંદર સોભણા;
પૂજા ભગતિ જુગતિ આચરઈ ઉત્તમ કુલગુરૂ સેવા કરઈ ૮૪
દાન પુન્ય તિહાં હોવઇ ઘણા જીવદયા પાલઇ સાંમણા;
રણુથંભરગઢ વસિં વિશેષ કવિ નરબદ બોલે કથા વિવેક. ૮૫
રાજ કરૈ ગુણવંતો રાય ભૈરવસેન માહાબલ રાય;
રાજ કલા પૂરણ તનુ વસઇ વિદ્યા ચોદ કલા અભ્યસૈ. ૮૬
ક્ષત્રિધર્મ રાય પાલે ઘણું રાજનિતી ચાલૈ આપણું;
ન્યાયવંતને અતિ ઝૂઝાર રાજા સર્વ કરઇ જૂહાર. ૮૭
જાણે કામશાસ્ત્રની ગતિ ચોરાસી આસણ(ન)ની રતિ;
ભરતભેદ પિંગલના જાંણુ ન્યાયશાસ્ત્રના કરૈ વખાંણ. ૮૮
તાન માંન જાણેય અભિરાંમ નાટિકસાલ તણા[1] ગુણ ગ્રામ;
નૃત્ય કરઈ તિહાં સુંદર પાત્ર મિલિ લોક જોવાને યાત્ર. ૮૯
ઇંદ્ર લોક તણી પરે તિહાં, રાજ કરૈ ભૈરવસેન જિહાં;
ઘરિ ઘોડા હાથી ઉન્મતા તેજિં ગંગાજલ ચાલતા. ૯૦
સોવન રથ સોવન પાલખી બેઠાં લોક ચાલૈ તે સુખી;
ગઢ રાખેવા તણા પ્રકાર આયુધ યુદ્ધ ન લાભું પાર. ૯૧
ગોલા નાલ ચિહું દિસિ ફીરઈ યોજન બાર દૂર પરવરઈં;
સુખ સમાધિ રહી આવાસ ઘણા લોક સેવૈ તસુ પાય ૯૨
પટરાંણી રૂડી સાતસેં દેખિ રૂપ મુનિ ચિત્ત ખસે;
રૂડા રાજ તણી કુંઅરિ રાજભુવન સોહું સુંદરી. ૯૩
તે માહઈ પટરાણી નામ રૂપઇં નવ યોવન અભિરામ;
કામસેના નઇ ચંદ્રાવલી પદ્મિની નારી રૂપેં ભલી. ૯૪

૧ વસિ क.

કામકુંદલા કુલસુંદરી ચંદ્રમુખી ચતુરા મંજરી;
કોકલેખા આકર્ણલોચની હંસાવલી ગજગતી ગામિની. ૯૫
કાંમલહરી પટરાણી સાર મદનપૂતલી ઘડી કીરતાર;
જેહવી કુલવંતી કાંમિની તેહવી રૂપવંતી ભામિની. ૯૬
કુલ પાખે નહી ઉત્તમ ગતિ કર્મ પાખઈ નહી નિરમલ મતિ;
ત્યાગ પખઈ કીરતિ કિમ રહે[1] ન્યાય પખિ લક્ષ્મી કિમ રહે.

त्यागेन हीनस्य कुतोऽस्ति कीर्त्तिः सत्येन हीनस्य कुतोऽस्ति पूजा।
ध्यानेन हीनस्य कुतोऽस्ति सिद्धिः न्यायेन हीनस्य कुतोऽस्ति
लक्ष्मीः ॥ ९८ ॥

સોરઠા

જોઈ લિજઈ જાત વર વરસાસો [2]પડખીઈ;
પડિ પટોલેં ભાતિ ફાટઈ પીણી પીટઈ નહી. ૯૯

ચોપઈ

જે નારિ પાલઈ પતિવ્રત તેહ જ નારિ જાણિ જઈ સત્યવ્રતા;[3]
જાતિ વિશેષેં તે પદ્મિની ઉત્તમ વંશ તણી ઉપની. ૧૦૦
તેહનાં લક્ષણ જાણું કિમ સ્વકિયા ગુણ બોલ્યા જે મર્મ;
પતિવ્રતા ચાલૈ કામિની પ્રીયસું વલ્લભ તે ભામિની. ૧૦૧

गतागतकुतूहलं नयनयोरपाङ्गावधि
स्मितं कुलनतभ्रुवामधर एव विश्राम्यति।
वचः प्रियतमश्रुतेरतिथिरेव कोपक्रमः
कदाचिदपि चेत्तदा मनसि केवलं मज्जति॥ १०२ ॥

—रसमञ्जरी ३

ચોપઈ

ઉત્તમકુલની નારિ જેહ જાવું આવવું તેહનું એહ;
પ્રિય તણી દૃષ્ટિ જિહાં લગિ ફિરઈ તિહાં લગે ઘરિ સંચરઇ. ૧૦૩

---

૧ વહિ क. ૨ ચુલી क. ૩ સત્ય क.

મિટ થકી નવિ દૂરઇ થાય દંત પ્રગટ નવિ હાસ્ય કરાય;
કદાચિત જો આવઈ હાસ્ય તે તો હોઠ કરઈ તવિ વાસ્ય. ૧૦૪
ઉત્તમ નારિનું બોલવું મધુર વચન ને હલવું હલવું;
કોપિ જાણિ પંથિની પરિ ક્ષણ વિસામો લે સંચરઇ. ૧૦૫
કદાચિત કોપે જો રહી તો મન જાણી બીજુ નવિ લહે;
સ્વકિયા સ્ત્રીના લક્ષણ એહ ઉત્તમ કુલની જનમી તેહ. ૧૦૬
રાજા **ભૈરવસેન** નઇ ઘરે પટરાણી ઉત્તમ આચરી;
રાજભુવન માહિં સોભઈ નારિ તેજે વીજ તણા ચમકાર. ૧૦૭
ઘરિંદી કોડિ રૂડિ સોલસૈ ઉત્તમ કલા મોહન તિહાં વસઇ;
પાંચ સાતનાં બોલિસ નાંમ જેહની ઉત્તમ ગતિ વિશ્રામ. ૧૦૮
**રાજકલા મોહનમંજરી કામલતા ચંપકસુંદરી;**
જાતિ સુગંધી ગુણ માલતી હંસ તણી પરિ જે ચાલતી. ૧૦૯
**ભોગમતી** ગુણ ગજગામિની કસ્તૂરી પરિમલ ભામિની;
**જબાઘડિ શૃંગારસુંદરી ચંદ્રકલા ચંચલમંજરી.** ૧૧૦
ભોગકલા સેવંત્રી દાસ **દીપકમંજરી** સુંદર હાસ;
**ચંપકલી** ગુણવંતી બાલ ચંચલ લોચન દૃષ્ટિ વિશાલ. ૧૧૧
પ્રેમવતિ ચતુરા ચંચલા નયનમતિ રૂપમતી કલા;
મુખ્ય રાજાનઇએ મહેલડી અહનિશી સેવા સાહેલડી. ૧૧૨
આવિ જાએ રાજદુઆર પાએ નેઉર છઈ ઝમકાર;
ઉત્તમ ચીર કીયા શૃંગાર સોહે મહિલે બહુ પરિવાર. ૧૧૩
રાજમહલ સોભે આવાસ ઉંચા ચઉદ ભૂમિ આવાસ;
ચિત્રલેખ સોહૈ **પરિભાસ** ઝલકઈ જાણે જડિત પ્રકાશ. ૧૧૪
નયન બાણ જોઈ જેહ ભણિ ન રહે **ધીરજ** પુરૂષ જ તણી;
એહવી ઉપમ કવિજન કહી રાજા ઘરિંદી કોડિ રહી. ૧૧૫
સોવન ઘડિત જડિત જાલિયા **ભૈરવસેન** તણા માલિયા;
સદા અભંગ અખંડ આવાસ જાણે અમરપુરીનો વાસ. ૧૧૬
સર્વ લોક સુખીઉ સદા દુખ નહીં જ્યાં સ્વપ્ને કદા;
રાજ કરઈ પ્રથવી પ્રમાણ નવ કોટિ મારૂથલ જાણ. ૧૧૭

વાગડ ઈડર[1] માલવ ઉજેણુ ગુજરાતે સોરઠ સિંધેણુ;
દેશ દેશ પ્રતે આણુ જ ફિરઇ ભૈરવસેન સુખે રાજ તે કરેઈ.
સોહે સેન સુરા સપરાંણુ માતા હાથી બાંધ્યા ઠાણુ;
અતિ ઉંચા દિસંતા આભ ઐરાવણ સરીખા સાલાભ. ૧૧૯
સુંડાલા મત્તમત્ ઘોરંત ઘુમંતા ગગને ગરજંત;
સબદ ધડૂકઇ આસાઢિ મેહ સોહે રાજા ભૈરવ ગેહ. ૧૨૦
લક્ષણવંત ભલા તોખાર, ચૌદ સહસ બાંધ્યા દરબાર;
એરાની તુરકી કાબિલા, ખુરસાંણી તેજી તે ભલા. ૧૨૧
ભોટ દેશ જનમ્યા કેકાણ, પંથ ચલંતા પવન પ્રમાણ;
તુરિ બુખારી ને પર્વતિ, હોવઈ અસવાર તિહાં પ્રથવીપતી. ૧૨૨
ભલા હરૈવિ ધરતા તેગ, જલ ઉપર ચાલે જલ વેગ;
અશ્વ નહીં પણુ તે જાણે નાવ, એહ કવિજન કલપઈ ભાવ. ૧૨૩
કચ્છી કુંકણ સિંધી દેશ, ભલા ઉપના દક્ષિણ દેશ;
ગુફામાંહિ બાંધ્યા ગુણનિલા, સોભૈ રાજદુઆરઈ ભલા. ૧૨૪
માતા ગજસૂ માંડઈં ઝૂઝ રણમાંહૈં પેસૈ ઘણ ગૂઝ.
સૂર ધીર તેજી સુપરાંણ, એહવા ચઉદ સહસ્ર કેકાણ. ૧૨૫
બીજો સૈન્ય રાજાનઈ ઘણો પાર નહી ગજ તુરંગમ તણો;
સુખાસન ડોલ ઘણી વહિલડી વાજે પંચશબદ દડમડી. ૧૨૬
ચાતુરંગ સેના સોભંત સૂર ધીર નર સેવ કરંત;
વડા વજીર ભલા ચ્યારસૈ વલી ઉમરાવ લઘુ સાતસઈ. ૧૨૭
વડા વજીર તણા સુભ નામ મુખ્ય રાજાને અહનિસ કામ;
વાત વિચાર જેહસ્યું કીજીયે મોટા તણા નામ લીજીઇ. ૧૨૮
સુભટસીંહ નામૈ વીરસીંહ ગજસીંહ રણસીંહ અબીહ;
મદનકાંમ રણકામ સુકામ ભારકામ ધુરંધર નામ ૧૨૯
પદમસેન રવિસેન સુસેન માનદેવ ગુણદેવ સુદેવ;
કમલલોચન ત્રિલોચન નાંમ કહ્યા કવિજન તે અભિરામ. ૧૩૦

---

૧ ભૂમિ क.

કામસમોહને ગુણસમોહ રસસમોહને વીરસમોહ;
*હૃદયાનંદ પરમાનંદ નામ વડા વજીર તણા જે નાંમ. ૧૩૧
તેહના પ્રાકરમ બોલ્યા ઘણા ઝૂઝંતા ન કરઇ આમણા;
બુદ્ધિવંત ને સબલ ઝૂઝાર લક્ષણવંતા કુલ આચાર. ૧૩૨
અહનિસ સેવઈ રાજદુઆર બીજા રાજને ન કરેં જુહાર;
સેન સામગ્રી બહુ રાખીઈ રણે વઢંતા ગુણ રાખિઈ. ૧૩૩
યુદ્ધ તણા જાણે ઘણા ભેદ, વૈરીને ઉપજાવઈ ખેદ;
નમી ન આપઈ તેહ લગાર આણ અખંડ કરિ અપાર. ૧૩૪
રાજા ભૈરવ તણા વજીર બુદ્ધિવંત ને સાહસ ધીર;
યુદ્ધ તણા અનેક પરપંચ અનેરા રાજ લેવાના સંચ. ૧૩૫
કોટ તણા સાચા રખવાલ રાખઈ નગર સદા રખવાલ;
ભય નહી તિણ નગરી કદા સુખીઆ લોક સહુ તે સદા. ૧૩૬

દૂહા

રણથંભ રલિયામણા, અભિનય સુખ નિધાન;
રાજ કરઈ રાજનીત સું રાજા ભૈરવ માન. ૧૩૭
અભિમાનેં રાજા વહૈ કુણહી ન નામૈ કંધિ;
કિ ગુરુ મુરતિનેં નમઈ કૈ પરમેશ્વર બંધ. ૧૩૮
રાજા ભૈરવસેનનેં કોકદેવ ઘણા માન;
બુદ્ધિવંત ગુણ આગલા એહવા નહિ પરધાન. ૧૩૯
માન ઘણા રાજા દિઈ કોકદેવ ગુણ જાણ;
એક સમેં કૌતિક ભણી પૂછે રાજ બંધાણ. ૧૪૦
કોકદેવ ગુણ આગલા સુંદર લક્ષણ જાણ;
કામકલા જાણે ઘણું નહિ બીજો પરિમાણ. ૧૪૧
કોકદેવ પ્રતેં એમ ભણે રાજા ભૈરવસેન;
નારિ ભલિ કુણ દેશની કહો વિચારી તેન. ૧૪૨
દેશ દેશ પ્રતી સુંદરી જૂ જૂગતિ ગુણ જાણ;
નારિ ભલિ કુણ દેશની વિગતે કરૂં વખાણ. ૧૪૩

---

* કામસંમોહ ને ગુણસંમોહ, રસસંમોહ નઇ વીરસંમોહ;
વડા વજીર તણા જે નાંમ કહ્યા કવિજન તે અભિરાંમ. क.

## ચોપઈ

માલવ મધ્યદેશ તણી જે નાર મધ્યમ વર્ણું નવ્યય પ્રકાર;
પ્રિતીલુબ્ધ સદા સુંદરી લક્ષ માહિંથી લ્યે ચિત્ત હરી. ૧૪૪
નયણબાણ વેધી કામિની રસ લેઈ જાણે ભામિનિ;
પ્રીય તણી રાખઈ ઘણી પ્રીતી મેદપાટની કપટી ચિત્ત. ૧૪૫
ગુજરડી નારિ ગુણવંત પાંન ફૂલ ઘણા ભોગ ઇચ્છંત;
ચિત્ત માનૈ ચિત્ત આપે પ્રાણ કાંઈ એક ધુરત ગુણ સુજાણ. ૧૪૬

कुवलयदलवर्णा चारुताटङ्ककर्णा
चकितहरिणनेत्रा फुल्लराजीववक्त्रा ।
लघुनिधुवनरक्ताऽकष्टसंभोगसक्ता
सुललितगतिरेषा गुर्जरी चारुवेषा ॥ ॥ १४७ ॥

—पञ्चसायक २-२४

પ્રીત ભલી નારિ સોરઠી અતિ સુજાંણ ગુમાંનિ હઠી;
પ્રીય સંઘાતેં સુંપઈ પ્રાણ સોરઠડી સુંદરી સુજાણ. ૧૪૮
કચ્છદેશની લંપટ નાર ભોગ ત્રપતિ નહીં નારી લગાર;
કુલટા તણા લક્ષણ જાણીઇ વિરહ વિલુધી તે જાણીયે. ૧૪૯

एते वारिकणान् किरन्ति पुरुषान् वर्षन्ति नाम्भोधराः
शैलाः शाद्वलमुद्वहन्ति न सृजन्त्येते पुनर्नायकान् ॥
त्रैलोक्ये तरवः फलानि सुवते नैवारभन्ते जनान्
धातः ! कातरमालपामि कुलटाहेतोस्त्वया किं कृतम् ?॥ १५० ॥

—रसमञ्जरी ३२

## ચોપઈ

નીચિં મુખી સંભોગિ પ્રીતિ કેશ ગ્રહણ માંનિ સુખ ચિત્ત;
માયા ઘણી ન છોડિ પ્રાંણ સિંધુદેશનિ નારિ જાણિ. ૧૫૧

मध्यदेशभगा नार्यस्तथा मध्यमदेशजाः ।
अधोमुखा रताश्चैव केशाग्राहेषु सिन्धुजाः ॥ १५२ ॥

## ચોપઈ

નવ કોટિ છઈ મારૂદેશ નગર સીરોહી વસૈ વિસેસ;
અર્બુદકોટ તણી તલહટી સારણુદેવ ઇશ્વર તિહાં તટી. ૧૫૩
કહઈ નરબદ તિહાંની નારિ જાતિ દેવડી કુલ શૃંગારી;
નારી ભલી રૂપઇ સુંદરી પ્રિયસું પ્રાણુ તજે છઈ ખરી[1]. ૧૫૪
અતીહિં લજાલૂ મારૂણિ નારિ શીલવંતને પ્રેમ ભંડારી;
પ્રિય તણુઈ ગુણુ લુબધિ રહૈ આચારજ શ્રી નરબદ કહેં. ૧૫૫

स्वापे प्रियाननविलोकनहानिरेव
स्वापच्युतौ प्रियकरग्रहणप्रसङ्गः ।
इत्थं सरोरुहमुखी परिचिन्तयन्ती
स्वापं विधातुमपि हातुमपि प्रपेदे ॥ १५६ ॥

—रसमञ्जरी १५

## ચોપઈ

પૂરવની નારિ ઘણા નેહ હાવભાવ જાણે સુસનેહ;
નર વેધ્યો નહી છાંડૈ પ્રીતિ, ચતુરાઈ મોહન ઘણુ ચિત્તિ. ૧૫૭
પૂરવની નારિ ગુણુ વાદ કવિજન નરબદ લહ્યા સવાદ;
ગઢ ગ્વાલેર તણી કામિની રસ લેઇ જાણેં ભામિની. ૧૫૮
દક્ષણુ દેશમાંહિ બોલેં કવિ સુંદર નારિ તિહાં બહૂ હવિ;
મરહટદેશ તણી જે નારિ માડિ છલ પાડૈ નિરધાર. ૧૫૯

चुम्बनाऽऽलिङ्गने रक्तास्तथाकर्त्तुमलिङ्गकैः ।
महाराष्ट्रे रता रामा स्त्रीराज्ये कौशलेषु च ॥ ॥ १६० ॥

## ચોપઈ

ઘણો ભોગ ઇછઇ કામિની રસ લેઈ જાણે ભામિની;
પાન ફૂલ સોહેં તનુ ઘાટ સુંદર નારિ દેશ કર્ણાટ. ૧૬૧

---

૧ અંત સુંદરી क.

क्षताद्यंशुकाक्षेपैस्तथाकर्त्तुमलिङ्गकै ॥
ध्वज-वृषणलुब्धाश्च रामाः कर्णाटदेशजाः ॥ १६२ ॥

### ચોપઈ

તિલિંગાનિ તનુ મન ધૂતારી પ્રિય સુ માડે પ્રેમ અપાર;
પરિમલ વલ્લભ કુલભામિની નૃત્ય ગીત વલ્લભ કાંમિનિ. ૧૬૩
નારિ ભલી ગોરી સાંમલી અતિહઇ વિચક્ષણ તનુ કોમલી;
નારિ ભલી ભોગવી માનની દ્રાવડદેશ તણી ભાંમિની. ૧૬૪

चुम्बाकेशग्रहैश्चैव जिह्वावक्षोजमर्दनैः ।
वृषणैस्त्वलकेनाङ्के रता द्राविडदेशजा ॥ १६५ ॥

### ચોપઈ

ભોગ ત્રપતી નહી મિલિઆગરી પતિ પંચ સોહે સુંદરી;
અંગ સુકોમલ સુંદર નારિ મલિઆગરી નારિ મદભારી. ૧૬૬

नितान्तरसिकाऽऽबन्धाः चुम्बनाऽऽलिङ्गनादिकैः ।
लुब्धाश्चामृतपानेन तनुलावण्यविग्रहाः ॥ १६७ ॥

### ચોપઈ

ગૌડદેશની જાણે ગીત હંસગતિ ચાલઇ ચલચિત;
પ્રીય સંઘાતે પ્રેમ જ ઘણો વિનય વહઇ કુલ મારગ તણો. ૧૬૮

मृदुवचनविभागा कोमलानङ्गभागा
विगतरमणभीतिः कोमलानङ्गगीतिः ॥
द्रवति झटिति कान्ता चित्रसंभोगदक्षा
रमयति किल कौलि कीर्तिता वङ्गी गौडी ॥ १६९ ॥

—पञ्चसायक २-२२

### ચોપઈ

અંગદેશ વિચક્ષણ નારિ બોલે અમૃત વયણ વિચારિ;
મધુર વસ્તુ ઇચ્છઈ પ્રેમસું ચિત્રણી ચિત્રિત ફૂલ દેહસું. ૧૭૦

तीर्थयात्राभिलुब्धाश्च गौडबङ्गाङ्गनाः किल ।
निःसहा मर्द्दनाघाते नेपालाः कामरूपजाः ॥ १७१ ॥

## ચોપઇ

**સિંઘલદ્વીપ** તણી કામિની જાતિ ભલી જાચી પદમણી;
ભોગી નરસું વંછિત પ્રીતિ મદનપૂતલી વેધક ચિત્ત. ૧૭૨

**કૌટલિ**[1] નારિ દેશ **કામરૂ** નરવલ્લભ નારિ સુંદરૂ;
મનહરણી ચિત્ત ચંચલ નારિ[2] જાતિ હસ્તિની અતિ સુકુમાલ.

**મુલતાની** માનની ચોવના રૂપમતિ સહીઅર સોભના;
મનહરણી પ્રીય પાલે ધર્મ જાણે ઉત્તમ મધ્યમ કર્મ. ૧૭૪

દેશ દેશ પ્રતિ જે ગુણ લહ્યા તેહ સંક્ષેપઇ કવિજન કહ્યા;
કથા પ્રસંગઈ કરૂં વખાણ ખાનદેશની નારિ જાણ.× ૧૭૫

કથા પ્રસંગે કહું વૃતાંત **ખાનદેશ** નારિ ગુણવંત;
ગઢ **આસેર** નગર અભિરાંમ ઉત્તમ નારિ તણો વિશ્રામ. ૧૭૬

નયણબાણ વેધઈ કાંમિની અતિ ગર્વિત ચાલે ગાંમિની;
વિરહ વિવેક મદન વ્યાકુલી પ્રત્યક્ષ પ્રેમ તણી પૂતલી. ૧૭૭

વઇરાડી નારિ ગુણ આમ ચાલે ચતુર બોલે અભિરામ;
રૂપવંત મદમત્ત કામિની રસ લેઇ જાણે ભાંમિની. ૧૭૮

ઉત્તમ જાત જે નારિ તણી દેશ **વરાડે** થોડિ ઘણી;
વિરહ વિલુધી સૂંપઈ પ્રાણ વૈરાડિ નારિ ગુણ જાણ. ૧૭૯

सकलगुणनिधाना वाचि माधुर्य्यसरसा
गजगतिगमना सा चञ्चला चारुनेत्रा ।
विकसित वदनाब्जा व्याकुलानङ्गख्याता
मनहरनररागा देशवैराटजाता ॥ १८० ॥

---

૧. કોટલ क. ૨ ચાલી क.

× અતિ ચતુરા ચપલા ચાલતી નર ભમગ સુંદર માલતી.
પ્રેમકલા ગુણવેધક જાંણુ, બુરહાનપુર નારી સુવખાણુ. कમાં વધારે છે.

## ચોપાઈ

ખુગલાંણી નારિ ધુતાર છલ માંડિ પાડે નિરધાર;
ભોગ ચિન્હ જાણે અતિ ઘણા એહ લક્ષણ ખુગલાંણી તણા. ૧૮૧
વર્ણવતાં બહુ લાગઇ વાર, ગ્રંથ તણો વાધઈ વિસ્તાર;
સુણ રાજા બોલૈ કોકદેવ નારિ તણા કહું ઘણા ભેવ. ૧૮૨
નારિ અમૃત નર સુખડી નવિ છોડઈ પાલિ પડી;
નારિ નર તણો આધાર તેહ કારણી કીજૈ વિસ્તાર. ૧૮૩
નારિ તણા ગુણ અછઈ અનેક ભોગી નર જાણે સુવિવેક;
પ્રીત ભલી પ્રેમવતી તણિ કહી કવિજન થોડી ઘણી. ૧૮૪
જેહનેં ઘરિ નહી નારી સુખ પરતક્ષ નરક તણુ તેહ દુઃખ;
એણુઇ દેહ નઇ એણે સંસાર નારિ રસ અમૃત સુખકાર. ૧૮૫
ભેરવસેન સુણીનેં કાન કોકદેવ પ્રતઈ બોલઇ વાણ;
તું છઇ નારિ તણો પારખી જાત ભાતિ જાણે ઓલખી. ૧૮૬
કહોને સ્ત્રી દેહી કુણ જાતિ કીમ ઓલખીઈ કહો વિરતાંત;
સ્ત્રીની જાત હુવૈ કેતલી વિસ્તાર કથા કહૂં તેતલી. ૧૮૭
કોકદેવ કહેં સુણ માહારાજ સ્ત્રીની જાતિ કહુ તુમ આજ;
જાતિ ચાર છૈ નારિ તણી એક પદ્મિની બીજી ચિત્રિણી. ૧૮૮
હસ્તિની ત્રીજી શંખનિ નારી ચોથી જાત કહી સુવિચાર;
તેહનાં લક્ષણ કહૂં જૂજૂઆં, જે બોલિસતે પૂર્વઈ હૂઆ ૧૮૯

पद्मिनी चित्रणी चैव शंखिनी हस्तिनी तथा ।
प्रत्येकं च वरस्त्रीणां ख्यातं जातिचतुष्टयम् ॥ १९० ॥

અથ પદ્મિનિ લક્ષણ લિખ્યતે:—

## ચોપઇ

પદ્મિની નારી કહીએ એહ અતિ ઉંચી નીચી નહિ દેહ;
એકસો આઠ અંગુલ પરિમાણ અંગુલ સત્તાવિસ પુહલો માન.
પદ્મિની દેહી કરૂં વખાણ તેહના અંગુલ તણાં પ્રમાણ;
અતિ જાડી નહી અતિ પાતલી ચંપકવર્ણ તનુ [1]વાટલિ. ૧૯૨

૧ સમિ ધાટિ દીસે વાટલી क.

શતા નખ પગની અંગુલી અતિ સુંદર ચંપાની કલિ;
પાન્હી કમલ સરીખી જાણુ ચાલંતા વીકસંત વીનાણુ. ૧૯૩
હસ્તિ ચાલ સુંહાલાં પાય ચક્ર સાથિયો પગતલિ ઠાય;
પદમ ચિન્હ પગ તલી જાણીએ છત્ર ધજા અંકુશ માણીએ. ૧૯૪
નાન્હી ઘુંટણુ પિંડી વાટલી રોમ નહી નઈ તનુ માંસલી;
જંઘ જાણુઈ કદલીના થંભ સુંડા દંડ સરીખા જંભ. ૧૯૫
યોનિ જાણે કાછબની કોટિ પુહલી વરતુલ નહિ અતિ મોટી;
ગોર વર્ણ મુખ રાતો જાણુ પદ્મિનિ નારિ યોનિ વખાણુ. ૧૯૬
અતિ નાન્હી ખીલિ માહિલી સ્યામ વરણ નિતરા પાખલી;
મુંખ પહોલો નેં નહી રોમાલ અતિ સંકીર્ણ અતિ સુકુમાલ.
અતિ ઉંચા મંડલ યોનિનો અંગુલ આઠ અંતર નાભિનો;
પદ્મિની પેઢુ તનુ પાતલી ચક્રમંડલ પેરેં વાટલી. ૧૯૮
દક્ષિણ ફેરઈ પેટ વિસ્તાર ઉંચા સ્તન તણા ઓકાર (ઉપાડ);
અતિ કઠિન અતિ વાટલા અતિ સુંહાલા અતિ માંસલા. ૧૯૯
હીઆ તણો રૂડો વિસ્તાર ત્રિવલિ નાભિ તણો વિસ્તાર;
રોમરાજીઈ નીલીરાજીઇં તંતુ સેવાલ તણો છાજીઈં. ૨૦૦
હૃદય અંગુલ ત્રિણુ વિશાલ સમી કોટિનેં લઘુ કંઠાલ;
રોમ નહીં ઉંચી ઘીંટડી, નીલવર્ણ મુખ સોહામણી. ૨૦૧
અંગુલ ત્રણુ ખભા ઉતાર ગલા તણો રૂડો વિસ્તાર;
રૂડી હાથ તણી આંગુલી મુગફલી સરીખી વાટલિ. ૨૦૨
નખ રાતા સુંહાલા હાથ રાતિ રેખા લક્ષણુ સાથ;
પદમ ચક્રને ધનુષ વિશાલ હથેલી માંહે મચ્છ વિશાલ. ૨૦૩
સત્ય સામુદ્રિક બોલ્યાં જેહ, હાથ તણાં લક્ષણુ હોઈ તેહ.
પરિમલ મુખ કસ્તૂરી જાણુ ચંદ્ર સંપૂરણુ વદન વખાણુ;
મૃગનયની મધ્ય રાતી રેખ પદમીનિ નારિ જાત વિશેષ. ૨૦૪
દંત જાણે મચકુંદની કલી રાતા હોઠ પ્રવાલા મીલી;
ભમુહ જાણે ધનુષનેં પરઈ અર્ધ ચંદ્ર લલાટઈ સિરઈ. ૨૦૫
આંગુલ પંચ લલાટ પરિમાણુ પહલપણાનું કરૂં વખાણુ;
પોપટ ચાંચ તણી નાસિકા કોયલ શબ્દેં સ્વર ઘંટિકા. ૨૦૬

કમલજ કાન તણી ઉપમા ગલ્લ સ્થલ રૂડા રૂપમા;
ઉત્તમ લક્ષણ બોલ્યા જેહ પદમિનિ નારિ પાસેં તેહ. ૨૦૭
નિદ્રા થોડી સ્વલ્પ આહાર અલ્પ શબ્દ બોલઈ મુખ બાર;
રૂડી વસ્તુ ખાધી તે ગમઈ પતિવ્રતા ધર્મ પ્રિય સું રમઈ. ૨૦૮
આઠ પ્રહર સોલઈ શૃંગાર પદ્મિની નારી તણો અવતાર;
લક્ષણ બત્રીસનઈં ચોસઠિ કલા નાદ ગીત વલ્લભ કોમલા. ૨૦૯
ચોરાસી આસનની જાંણ શ્રી નરબદ કવિ કરઈ વખાણ;
પદ્મિની નારિ સૂવે જેટલું અહનિસ જાગે તે તેતલું. ૨૧૦
અમૃતદષ્ટિ પ્રિયસું સંગ બિ પ્રહર રાત્રઈ વંછઈ સંગ;
પદ્માસન વાંછઈ સંયોગ શશલા નરસુ વંછઈ ભોગ. ૨૧૧
કરી ભોગનેં ઉઠઇ જીસઈ ફૂલ મોગરા પરિમલ તિસ્યઈ;
પરસેવો ચંદન ગંધ જ કરઈ પાખલિ લુબધા ભમરા ફિરઈ.
પદ્મિનિ નારિ તણો પિહરણો ધોયો વિંછલીનો હોવઈ ઘણો;
પરિમલ વસ્ત્ર તણો નહિ જાય ઉપરિ બયસઇ ભમર છવાય. ૨૧૩
પદ્મિનિ નારિ તણા શિર કેશ વિરલા સરલા ને કાલા કેશ;
ગુંથી વેણી સિર નાગિણી પદ્મનિ નારિ શોભઈ ઘણી. ૨૧૪
અતિ સુંદર જાતિ પદ્મિની તેહના લક્ષણ આણ્યા મનિં;
કોકદેવ કહે સુણો માહારાજ પદ્મિની લક્ષણ કહ્યા તુમ આજ.

शशिवदना बिम्बोष्ठी तन्वी ताम्रनखी तथा ।
मन्दगा लज्जिता श्यामा रक्तोपान्तविलोचना ॥ २१६ ॥
गायनी सुरतज्ञा च परापतकलस्वना ।
स्वल्पाहारसुकेशा च पद्मगन्धा च पद्मिनी ॥ २१७ ॥

## ચોપાઇ

અથ ચિત્રીણી લક્ષણ લિખ્યતે:—

સુણ રાજા લક્ષણ ચિત્રણી; ઉંચી નીચી નહી માનની;
જાડી પાતલી નહી લગાર સો[1] આંગુલ ઊભી વિસ્તાર. ૨૧૮

---

૧ શત क.

પોહલી પંચવીશ પરમાણુ સોલ કલા મુખચંદ્ર વખાણુ;
નયન કાન લગઈ સોભિયે અતિ અણીયાલી તે રંભીયે. ૨૧૯
અતિ લાંબા માથાના કેશ મીઠા બોલો સુંદર વેશ;
ચિત્રણી મુખ રંગ અધર પ્રમાણુ દાડિમ કલીય દંત સમાન. ૨૨૦
આંગુલ ચાર નિલાડ વિશાલ ભમુહ તણા સોભઈ સુ વિસાલ.
મુખ વાટલું લાંબી હડબચી (પચી) સોભઇ સ્તન જોડિ એકઠી.
મોટો હીયો લાંબો વિસ્તાર પ્રેમવતી હોવઈ ભરતાર;
મુખનો સ્વાસ મોગરનો ફૂલ રક્ત વસ્ત્ર પહેરે પટકુલ. ૨૨૨
ઘણો ભોગ વાંછઈ પ્રીય સંગ ગૌરવર્ણ ચંપકનો રંગ;
અંગ સ્વેદ સુકડિ સારીખો ચિત્રણી નારિ તણો પારખો. ૨૨૩
સર્વદૃષ્ટિ સરીખી નિરખીયે ગીત નાદ વલ્લભ હરખીયે;
પીંપલ પાન સરીખી યોનિ થોડા રોમને કોમલ યોનિ. ૨૨૪
બીજા લક્ષણુ પદમનિ તણાં, પ્રીછી લેજો થોડાં ઘણાં;
પ્રથમ રાત્રિ વંછે સંભોગ, ચોરાસી આસનનો યોગ. ૨૨૫
ક્રીડા નાગી થઈ નઈ કરઈ બીજા પદ્મિની લક્ષણુ હરઈ;
આચારજ શ્રીનરબદ કહઈ નારિ ચિત્રિણી લક્ષણુ લહઈ. ૨૨૬

गौराङ्गी कृतलज्जा च वाङ्मया भोगसंयुता ।
उत्तानशायिनी भोगे पारापतकलस्वना ॥ २२७ ॥

स्निग्धार्द्रमांसिकागन्धा स्वल्पकामा कृशोदरी ।
धूर्त्ता गुरुनितम्बा च चित्रणी श्रीफलस्तनी ॥ २२८ ॥

मृगतितनुभि (पु) दीर्घा नाति ह्रस्वा कृशाङ्गी
जघनघनविशाला काकजङ्घा नतोष्ठी ।
मधुसुरभिरताम्बुः कम्बुकण्ठी चकोर-
स्वरवचनविभागा नृत्यगीताद्यभिज्ञा ॥ २२९ ॥

—रतिरहस्य पृ. ८

## ચોપાઈ

**અથ હસ્તિનિ લક્ષણ લિખ્યતે:—**

કોકદેવ કહઈ સુણ રાજન હસ્તિનિ નારી તણો પરિમાણ;
એહ લક્ષણ જાણી જે તેહ શ્રી સામુદ્રિક બોલ્યા જેહ. ૨૩૦
ઉંચી દેહ તણો વિસ્તાર [1]દાહોત્તર સો આંગુલ ચ્યાર;
સ્વરૂપ શબ્દ બોલઇ સાસતી હસ્તી ગતિ સરીખી ચાલતી. ૨૩૧
અતિ ગર્વિત રૂપઇ કામિની જ્ઞાન ગીત વલ્લભ ભામિની;
મુખ ચઢાવી રહઈ દિન રાતિ પોહલી આંગુલ વીસને સાત. ૨૩૨
મોટો મુખ તણો છે ફાડ પોહલીં અંગુલ પાંચ નિલાડ;
સરખા ધોળા હસ્તની દંત અહનિસ ઇચ્છઇ ભોગી કંત. ૨૩૩
જાડિ જાંઘ પિંડી સારિખી ડીલે જાડિ તનુ પારિખી;
હાથ પગની જે આંગુલી સરીખી જાડી ટુંકી મલી. ૨૩૪
સ્તન હીયા સુ લાગા રહે પહોલા ચકાલા ગુણ વહે;
નિચ પુરુષનો વંછઈ ભોગ અહનિશ ઇચ્છઈ પુરુષ સંયોગ. ૨૩૫
મુખનો ગંધ સરીખો દ્રાખ કાક સ્વર બોલે મુખ ભાખ;
ખાટો ખારો ભાવઇ ઘણો લક્ષણ કહિઈ હસ્તિનિ તણો. ૨૩૬
યોનિ કેલિ કુસુમ સારિખી લાંબી મુખ વાટલ પારખી;
ચિત્ર ચીર ઉપર હુઈ પ્રેમ પુરુષ લાજ નવિ માનઈ નેમ. ૨૩૭
રાત્રિ પ્રહર ત્રીજઈ સંભોગ વાંછે પ્રીય તણો સંયોગ;
સ્થૂલ કેશ વેણી શોભીયે હસ્તિનિ લક્ષણ જાણો હીયઈ. ૨૩૮
મોટી પુંઠ સંભોગઇ સાર એ નારિના કહ્યા વિચાર;
મીઠાઈ વાંછે આહાર એ કોકશાસ્ત્રના ઘણા વિચાર. ૨૩૯

स्थूलकठिनाऽपि क्रूरा नात्युष्णा नातिशीतला ।
खर्वाङ्गी खर्वनासा च बहुलोम्नी च कामुका ॥ २४० ॥

मदगन्धतनू नित्यं मत्तमातङ्गगामिनी ।
लुब्धा पीनस्तनी श्यामा हस्तिनी सा प्रकीर्तिता ॥ २४१ ॥

---

૧ દાહોત્તર સુ ૧૧૦ માં ન વિચાર क.

## ચોપઇ

અથ શંખિની લક્ષણ લિખ્યતેઃ—

કોકદેવ કહઇ સુણ ભૂપાલ શંખિની નારિ રૂપ વિશાલ;
અતિ ઉંચી અતિ નીચી નહિ અતિ જાડી અતિ નાની નહિ.
મધ્ય વય શંખિની કામિની મુખ ત્રિકોણ સુમુખ ભામિની;
દીર્ઘદંત કાલા ગુગલા હોઠ તણાં મોટા આમલા. ૨૪૩
સોહઈ પાય તણી આંગલી એક લાંબી ને એક પાતલી;
એક જાડી એક ટૂંકી કહી પગની પાંનહી થાપડી લહી. ૨૪૪
આંખિ દેખે જોયે ચીપડી મોટું પેટ જાડી કાતડી;
ઊંડી ડુંટી મોટો ઉર જિમે આઠ શેરનો કૂર. ૨૪૫
ચુલા સરીખી મોટી યોનિ રોમાલી નૈ લંબકરોનિ;
મુતરતાં ભખભખ વાજીયે શંખની લક્ષણ તે છાજીયે. ૨૪૬
બેઠે નાકે મોટા ગાલ ટુંકા જાડા માથે વાલ;
અંગુલ દોય લલાટ પ્રમાંણ બેઠી કોટઇ શંખની જાણ. ૨૪૭
મૂઆ મચ્છ સરીખો ગંધ ભોગે નહી લગારે બંધ;
લાંબા હાથ તણા આફરાં પહોલા નખને પગ છાપરા. ૨૪૮
કડૂઓ દીલ તણો હોઇ સ્વેદ કોકદેવ બોલ્યા શંખનીના ભેદ;
ગર્દભ કંઠ સરીખો નાદ રાતિ દીવસ પ્રિયસું વિખવાદ. ૨૪૯
નીદ્રા ઘણી જંભાઈ કરઇ મયલા વસ્ત્ર સદા આચરઈ;
ભલો મનુષ્ય દીઠો નવિ ગમેં બોલી વાઘણી રીસિ ભમે. ૨૫૦
પ્રીય સંઘાતે અહનિશ વાદ ચાબુક મારઈ છોડઈ નાદ;
અહનિશ રોસ ચઢાવી રહેં કવિ વિનોદ શ્રી નરબદ કહઈ. ૨૫૧
દીલ ઉપર હોય ઊભા રોમ પગે ચાંહલુ કાલા લોમ;
વાંછે ચાર પુહર પ્રીય સંગ ગર્દભ લિંગે તૃપ્તિ ભંગ. ૨૫૨
રાતિ દિવસ ભગ ઉપરિ[1] હાથ ચોલિ ભીડિ જંઘા સાથ;
અગ્નિ તણા તણખા ઉડીયે શંખની નારિ ગુણ ખંડીયે. ૨૫૩
રાતિ દિવસ માડઈ વઢવાડ લોક કહઇ બડી કુહાડિ;
મોટા ડોલા નેં વિકરાલ આગલ ચ્યાર દાંત ચોસાલ. ૨૫૪

---

૧ યોનિ રહે क.

ચાલંતા ઉડાવઈ ધૂલ શંખની નારિનું એ મૂલ;
કોકદેવ કહે સુણ માહારાજ શંખની નારિ નરને લાજ. ૨૫૫

शंखिणी कोपचोष्णा च दीर्घादीर्घसिरोरुहा ।
मृदंगी क्षारगंधाच नातिस्थूला न दूर्बला ॥ २५६ ॥
गौरांगी तीक्ष्ण नासा च पीनस्तन विलक्षणा ।
विशालजंघा न क्रूरा सूरताद्याश्च शंखिणी ॥ २५७ ॥

ચોપઇ

જાતિ ચ્યાર નારિની કહી [1]પ્રીછે લિયો લક્ષણ સહૂ;
રાજા ભરવસેન આગલ કોકદેવ કહે સુવિચાર. ૨૫૮
ઉત્તમ મધ્યમ નીચા નીચ જાતિ ચારે બોલી પરપંચ;
દશ પ્રકાર માહઈ પ્રથમ પ્રકાર કોકદેવ બોલ્યા સુવિચાર. ૨૫૯
દશ પ્રકારનિ મતિ જૂ જૂઈ સ્ત્રીની જાતિ પ્રથમમાં કહી;
શ્રી નરબદ બોલે[2] કવિરાજ કોક ચોપઈ સુણીયે આજ. ૨૬૦

ઇતિશ્રી શ્રીમદ્ જૈનાચાર્ય શ્રી નર્બુદાચાર્ય વિરચિતે
કોકશાસ્ત્રે કોકદેવોત્પત્તિ સ્ત્રીજાતિ વર્ણનો પ્રથમ
પ્રકાર સંપૂર્ણ ॥ ૧ ॥

---

૧ બુદ્ધિવંત પ્રીછે જ્યો સહી क. ૨ કહે क.

॥ काव्य ॥

प्रकृतिमात ! नमामि सदा त्वकां
भगवति ! भवतारणचण्डिके ! ।
तरणिकोटिप्रकाशनमण्डले
क्षितिजनस्य ललाटगतेषु या ॥ २६१ ॥

## ચોપઈ

હવઈ બોલીસ બીજે પ્રકાર કોકદેવ કહે જાતિ વિચાર;
સ્ત્રીની આચરણા જાંણિઈ ઉત્તમગતિ ગુણ વખાણુઈ. ૨૬૨
જાતિ ચ્યાર જે પહેલી કહી ઉત્તમ મધ્યમ બોલ્યાં સહી;
સ્ત્રીના ચરિત્ર વખાણીસ હવઈ જેહ થકી નર સુખ ભોગવૈ. ૨૬૩
**ભૈરવસેન** કહે વૃતાંત સાંભલ કોકદેવ એકાંત;
તું છે નારિ તણો પારખી જાતિ ભાતિ જાણે ઓલખી. ૨૬૪
ઉત્તમ મધ્યમ કીમ જાણીઈ કુણ તજીયે કુણ સુખ માણીયે;
કુણ નારિ બાહિર સંચરઈ ઉત્તમ કુણ પ્રિય સેવા કરઈ. ૨૬૫
કોકદેવ કહે સુણ નરપતિ દેશ દેશ પ્રતિ જૂજૂઈ ગતિ;
સર્વ સારિખો ઇણ યુગ નહી હૃદય હૃદયની બુદ્ધિ જૂજૂઈ. ૨૬૬

न शूद्रजातस्य ललाटपद्मं न जारजातस्य ललाडशृङ्गम् ।
यदा यदाऽसौ भजते विकारांस्तदा तदाऽसौ किल
जारजातः ॥ २६७ ॥

## ચોપઈ

ચાર અવસ્થા નારિ તણી બાલા મુગધા પ્રૌઢા ભણી;
વૃદ્ધા ચોથી વય જાંણીઈ વય પ્રમાણે ગુણ વખાણીઇ. ૨૬૮

---

* कमां આ શ્લોક નથી.

બાર વરસની બાલા જાણુ ભોગ ન જાણે ચરિત્ર વખાણુ;
આવ્યો જોવન જાણે નહી બાલા યોવનાની ગતિ કહી. ૨૬૯

नीरात् तीरमुपागता श्रवणयोः सीम्नि स्फुरन्नेत्रयोः
श्रोत्रे लग्नमिदं किमुत्पलमिति ज्ञातुं करं न्यस्यति ।
शैवालाङ्कुरशङ्कया शशिमुखी रोमावलीं मोञ्छति
श्रान्ताऽस्मीति मुहुः सखीमविदितश्रोणीभरा पृच्छति ॥२७०॥

—रसमञ्जरी ८

## ચોપઈ

એક સમઈ બાલા નાયકા સાથઇ સખી લીધી દાસિકા;
જલક્રીડા કરવાને ગઈ ભર્યા સરોવર પૈઠી જઈ. ૨૭૧
ઘણિ વાર એલિ જલમાહિં નીર કંઠ આવિ સમુચ્છાય;
નયણુ મર્યાદા લોપિ સહી વિસફારિત દૃષ્ટિ પુહવી સહી. ૨૭૨
જાણુ કાને લાગા કમલ એહવી દૃષ્ટિ દીસઈ વિમલ;
યોવનની ગતિ જાણે નહી વાર વાર પૂછે કાને સહી. ૨૭૩
કમલ નહિ પિણુ દીસઈ કાન એહવી દૃષ્ટિ તણો બંધાણુ;
વલિ પુછઇ રોમાવલી કિસઈ વાલ જખ લગાજલી. ૨૭૪
નયન તેજ યોવન આકુલી મદન તણો ઘર છઈ વ્યાકુલી;
સુણિ સખિ મુઝને લાગઇ ભાર હૂં થાકી શ્રમ થયો અપાર.
બાલા યૌવન વલિ કામિની રસ નવિ જાણે તે ભામિની;
અજ્ઞાત યૌવનાનો મન એહ યૌવન આવ્યું નવિ જાણે તેહ×.૨૭૬
સોલ વરસ સમયે યૌવના મુગ્ધા નારિ લક્ષણુ ગુણા;
ચરા ચરિત જાણે કેવલી પૂછયો ઉત્તર આપઈ ઠવી. ૨૭૭
રસ લે પ્રીઉસ્યું મન ભેલવી કરણી અતિ જાણે ગોપવી;
નવિ બુદ્ધિ ઉપજાવઈ તતકાલ માહા યૌવનની મુગ્ધા બાલ. ૨૭૮

श्वश्रूः क्रुध्यतु विद्विषन्तु सुहृदो निन्दन्तु वा यातरः
तस्मिन्नद्य न मन्दिरे सखि ! पुनः स्वापी विधेयो मया ।

× ૨૭૧ થી ૨૭૬ સુધીનાં કાવ્ય क માં નથી.

आखोराक्रमणाय कोणकुहरादुत्फालमातन्वती
मार्जारी नखरैः खरैः कृतवती कां कां न मे दुर्दशाम् ॥२७९॥
—रसमञ्जरी २८

## ચોપઈ

મન વલ્લભ સુ ક્રીડા કરઈ દેહિ નખ લાગા સુંદરી;
રસીઉ ભમર અધર ભ્રમર સાર પયોધર નખ લાગા છિન વાર.
થયો પ્રભાત હસઈ સવિ સખી સુણુ સુંદરી અમે તુમનઈ ઉલખી;
તવ કરણી અમે ઓલખી સહી ધીરા ધીરા બિહાવી કહી. ૨૮૧
ડરતી ઉત્તર આપઇ એહ બુદ્ધિ ઉપાય તતક્ષિણુ દેહ;
કહઈ વાત સમજાવઈ ઘણો લક્ષણુ જાણો મુગ્ધા તણો. ૨૮૨
સુણિ સખી સાસુજી રીસાય અથવા નિંદા મીત્ર કરીય;
મુજ દેઉર બહુ દેસ્યઈ ગાલ નણંદ અમારી ઘાલ્યો આલ. ૨૮૩
જો ઘરમઇ આજ નિદ્રા કરી વલિ જાઉ હું તિહાં ફરી;
ચ્યાર પુહર મુજ નિદ્રા નહીં મુજ મંજાર સંતાપિ સહી. ૨૮૪
સુણી સખી ઉંદર લેવા કાજ ફાલ ભરિ ઘર ખુણામાંજ;
જાતા વલતા નખ લાગા સહી મારી દેઇ નખ છિના સહી. ૨૮૫
તે દુઃખની વાત કેહને કહુ તમે હસ્યા સખી કેહનઈ કહું;
એહ વાત સખી માની સાચ મુગ્ધા નારિ ઉત્તમ વાચ.× ૨૮૬
ચરિત ગોપવી જાણે સહી પુછયો ઉત્તર આપે લહી;
સોલ થકી નેં વરસ બત્તિસ પ્રૌઢા નારિ કલા જગીસ. ૨૮૭
જાણે યોવનની ગતિ સહી મિલે સંજોગ પ્રેમઈ જ થઈ;
હાવ ભાવ જાણે ભામિની પ્રૌઢા નારિ ગુણુ ગામિની. ૨૮૮
પ્રૌઢા તણા લક્ષણુ છે દોય એક ધીરા બીજી અધીરા હોય;
ધીરા હોવઇ બુદ્ધી ગંભીર બોલે વાચ શબ્દ સધીર. ૨૮૯
એક સમઈ પ્રિય અવરજ નારિ કવિ ભોગી આવ્યું ઘર બારિ;
ભોગ ચિન(ન્હ) દીઠા નાયકા મનમા રોષ ધર્યો નાયકા.× ૨૯૦

---

× ૨૮૦ થી ૨૮૬ સુધીનાં કાવ્યો પણ कમાં નથી. ૨૯૦ કાવ્ય क માં નથી.

લોક લાજ પ્રગટ નવિ કહે પ્રીય સંઘાતે વિનયી રહે;
સુણી પ્રીઅતે સખી સુ કહઇ બીજો કોઈ વાત નવિ લહઈ.× ૨૯૧

नो तल्पं भजसे न जल्पसि सुधाधारानुकारा गिरो
दृक्पातं कुरुषे नवा परिजनक्रोधप्रकाशच्छलात् ।
इत्थं केतकगर्भगौरि ! दयिते ! कोपस्य संगोपनं
ते स्यादेव न चेत् पुनः सहचरी कुर्वीत साचि स्मितम् ॥२९२॥

—रसमञ्जरी २१

## ચોપઈ

પ્રીયસું કોપ જણાવે નહી સખી સંઘાતે બોલે સહી;
પ્રીય સાંભલઈ સખી સું કહઈ પંડિત જન પ્રીછી લહઈ. ૨૯૩
સુણ રે સખી ન બોલીશ વાચ ખાટ ઉપર માં બૈસીસ સાચ;
દ્રષ્ટી મમ જોએસ વાંકડું કોપ તણો ઘર છે સાંકડું. ૨૯૪
ક્રોધ ધરીને સખી સુ કહે હસી વચણ પ્રીય સું મન લહે;
પ્રૌઢા ધીરા લક્ષણ તેહ લક્ષણ અધીરાના વલી એહ. ૨૯૫

प्रतिफलमवलोक्य स्वीयमिन्दोः कलायां
हरशिरसि परस्यात्रासमाशङ्कमानः ।
गिरिशमचलकन्या तर्जयामास कम्प-
प्रचलवलयवत्वात् कान्तिभाजा करेण ॥ २९६ ॥

—रसमञ्जरी २२

## ચોપઈ

ઇશ્વર તણે લલાટે ચંદ પ્રતિ ભાસિ સૂમુખિ વદનંદ;
માહે રૂપ દેખી આપણો ધરઈ કોપને બોલે ઘણો. ૨૯૭
બીજી અર્ધચર ઈહાં કીહાં થકી માથા માહે રહી તે લુકી;
હાથ અંગુલી હર સું કહઈ ધીરાધીરા પ્રીયકું વચન કહે. ૨૯૮

× ૨૯૧ કાવ્ય ક્રમાં નથી.

ધીર ન આવે એક લગાર પ્રોઢા નારિ તણા વિચાર;
બુદ્ધિવંત પ્રીછો લેખજ્યો પ્રૌઢા લક્ષણ મન આણજ્યો. ૨૯૯
વરસ બત્રીસ થકી કાંમિની વૃદ્ધિ અવસ્થા બલ ભાંમિની;
ચોથી અવસ્થા આવી વહી ફલતાં ફૂલે તે સોસે નહી. ૩૦૦
ચાર ભેદ કહ્યા વિચાર જેહના લક્ષણ જાણે અનુસાર;
હવે યૌવનના કહીયે ભેદ નિશ્ચલ એ માંનિ જે વેદ. ૩૦૧
પહિલો યૌવન બાલ પ્રમાણ બીજું મનોરમ સુ વખાંણ;
ત્રીજો જઠર ચોથો જાજરો પૂર્વ મુનિજન બોલ્યો ખરો. ૩૦૨

वात्सायने तु यत् प्रोक्तं यौवनं तच्चतुर्विधम् ।
बाल्यं मनोरमं चैव जठरं जाठरं तथा ॥ ३०३ ॥
बाल्यमाषोडशाद् वर्षमाद्वात्रिंशन्मनोरमम् ।
अष्टचत्वारिंशज्जठरं जाठरं स्यात् ततः परम् ॥ ३०४ ॥

ચોપઈ

સોલ વર્ષ લગેં યૌવન બાલ રસ યૌવન કહીયે ભૂપાલ;
બત્રીસ લગેં મનોરમ જાણ નાના રસ પ્રીછં પરિમાણ. ૩૦૫
ભોગ રંગના જાણે સ્વાદ યોવન સું માંડે વિખવાદ;
તિહાં લગઈ સ્ત્રી યૌવનવતી જાણ કવિ નરબદ કહિ કલા વખાણ.
બત્રીસ થકી અડતાલીસ અરં સ્ત્રી યૌવન કહીઇ જઠરં;
તહે યૌવન કહીઈ સાસતું મધ્યમ યોવન કવિ બોલતું. ૩૦૭
તેહ ઊપરિ યૌવન જાઠરૂં કામકલા નવ રસ વિસરૂં;
ગયા તે યૌવન તણા સવાદ જોયું વિમાસી ગુણ કવિ વાદ. ૩૦૮

દૂહા

ધન ગયો વલિ સંપજે મેઘ ગયો વરસંત;
યૌવન ગયો ન સંપજે જુઓ વિચારી સંત. ૩૦૯
યૌવન લાહો લીજીઇ જિહાં લગેં યૌવન હોય;
યૌવન ગયો વિમાસઈ જીવ અભિલાષા સોઇ. ૩૧૦
યોવનની ગત જલ અંજલી કીડી કણ મેલંત;
મધુમાખી સંચઇ ઘણું પિણ જતન કરંતાં જંત ૩૧૧

એહવું યૌવન ચંચલું, જતન કરંતાં જાય;
કવિ નરબદ ઇમ ઉચરેં લાહો લીજે ભાય. ૩૧૨

ચોપઈ

જે જે ગુણ નારિના કહ્યા મનોરમા યૌવનમાંહે લહ્યા;
ભોગી જનને સુખદાયકા મુગ્ધા મધ્યા હોય નાયકા. ૩૧૩

बाल्ये वयसि पुत्रस्तु म्रियते वा न जायते ।
पुत्रो मनोरमे जातः क्षान्तो भीरुः महाबली ॥ ३१४ ॥
जठरे मध्यवीर्यस्तु जाठरे क्षीणशुक्रकः ।
एवं यौवनभेदेन पुरुषः जायते ध्रुवम् ॥ ३१५ ॥

ચોપઈ

રાતિ આંખ હુઈ જે તણિ, યોવનભર નઈ નીંદ્રા ઘણી;
તે સ્ત્રી વાંછે અતિ ઘણો ભોગ ઇચ્છૈ રાતિ દિવસ પુરુષ સંયોગ.
જે નારિ બહૂ કરે શૃંગાર હીંડે બાહિર ફરતી બાર;
રાત દિવસ જેહ બાર ફરઈ તે પર નરની ઇચ્છા કરઈ. ૩૧૭
જે સ્ત્રી જૂઠું બોલેં ઘણું પહિરેં મનગમતું પહેરણું;
અરહો પરહો જોવે ચાલ તે નારિ જાણોં છિનાલ. ૩૧૮
જે સ્ત્રી નાભિ ઉઘાડિ કરઈ હીયો ઉઘાડિ પંથ સંચરઈ;
ક્ષણ એક ઠામિ ન બૈસઈ વલી આંખ તણિ મિચકારી મલી.
ચંચલ ચિત્ત ચાલેં ચોવટઇ જાઈ આવઈ તે ઊવટઇ;
પર ઘર નારિ હીંડેં જેહ પર પુરુષને વાંછે સ્નેહ. ૩૨૦
નવિ કીજઈ તેહને વિશ્વાસ એકલડી નવિ છોડિયે પાસ;
પર પુરુષ સુ રાતિ સદા સુખ ન પામેં તે સ્ત્રી કદા. ૩૨૧
જે સ્ત્રી પીહર સુ નહીં પ્રીતિ માય બાપ ભાઈ નહીં ચિત્ત;
અતિ લજ્જાલુ વિનયી વડઇ તેહ નારિ પ્રિય લુબધી રહઈ. ૩૨૨
જેહની જમણા પગની આંગુલી હોઇ ટૂંકીને મિલી મિલી;
પગ તલ લંક અંતર મંડીયે તે નારિ વહેલી રંડીયે. ૩૨૩

न कृष्णा नातिगौराङ्गी तन्वङ्गी मृदुवाक् तथा ।
न खर्वा नातिदीर्घा च सुवक्त्रा चारुलोचना ॥ ३२४ ॥

कम्बुग्रीवा च मृद्वङ्गी श्यामा कृशोदरी च या ।
अल्पनिद्रा चाल्पभुक्ता समाङ्गी निम्ननासिका ॥ ३२५ ॥

आरक्ता सुतरां नेत्रे नखे दन्तच्छदेऽपि च ।
पद्मरक्तादिचिह्नाङ्गी पाणि-पादौ विशेषतः ॥ ३२६ ॥

समदन्ता गुरुश्रोणी बिम्बोष्ठी च सुगायनी ।
भवेत् कन्या प्रशस्या सा यद्‌धर्म-कामा-ऽर्थसिद्ध्यै ॥३२७॥

## ચોપઇ

ઉત્તમ લક્ષણ કન્યા એહ ધર્મ કર્મ દેખાડે નેહ;
લક્ષણ જોઈ નેં પરણીયે નહીતર કન્યા છોડ જ દીયે. ૩૨૮

पीनवरा कर्कशाङ्गी पिङ्गनेत्रा कुचे जरा ।
दीर्घनेत्रा दीर्घवक्त्रा खरपरुषवादिनी ॥ ३२९ ॥

जङ्घायामुत्तरौष्ठे च बिभ्रती लोमसंचयम् ।
करोति या दिवानिशं भोजनं विकलं बहु ॥ ३३० ॥

निम्नग्रीवा निम्नकण्ठी बहुकेशा सुलोचना ।
गण्डकूपा हसन्ती च दन्तपङ्क्त्यां मुदं तुदा ॥ ३३१ ॥

## ચોપઈ

મોટા સ્તન ને દુર્બલ અંગ પિંગલ લોચન ખારેઃ સંગ;
ઢલતા અંચલ યોવન નારિ લાંબા લોચન મુખનો ફાર. ૩૩૨

રાસભ લિંગઇ ત્રપતી થાય જંઘા ઘણી રોમાવલી ઠાય;
અહનિશિ ભોજન વાંછે ઘણો નિચી કોટેં ચાલે ઘણો. ૩૩૩

ઉંડા ગાલ હસેં જબ નારિ દંત તણા દીસેં વિસ્તાર;
ભલઈ પુરુષે વર્જવિ નારિ કવિ નરબદ કહઈ કથા વિચારી. ૩૩૪

જિમણા પગ કેરો અંગૂઠ તેહને પાસેં આંગુલી ઠૂંઠ;
અતિ ઠુંકીને જાડિ ઘણું તેહ નારિ જારિ ચાલે ઘણો. ૩૩૫

વહેલો સ્ત્રી મારે ભરતાર ખોડ તણો એ કહ્યો વિચાર;
જે સ્ત્રીનાં પગલાં પાધરાં સમી કોટ હોવઈ ખંધની[1]. ૩૩૬
લાંબી કોટ હીયો ઉઠતો થણ ત્રીષા મંડલ એસતો;
અતિ ગોરિ અતિ કાલિ નહી અષ રેષ રાતિ ગુણ લહી. ૩૩૭
રૂડો સ્વર કોયલ સારિખો તે સ્ત્રીનો રૂડો પારખો;
પુત્ર જણે બલવંત સુજાણ પ્રીયનર સુખ આપઇ પરમાણ. ૩૩૮
જો સ્ત્રી હોવઈ ભુંડો ભરતાર ક્ષુધાવંતને ક્રોધ અપાર;
નિર્ધન નિર્લજ હોઈ સહી ઉત્તમ સ્ત્રી તે છાંડે નહીં. ૩૩૯
કોઈ કવિજન કહઈ વિમાસી સ્ત્રીય તણો જ નહી વીસ્વાસ;
યૌવન ભરી નવિ સાહી રહી પરવશી કામ નવોઢા કહી. ૩૪૦

हस्ते धृताऽपि शयने विनिवेशिताऽपि
क्रोडे कृताऽपि यतते बहिरेव गन्तुम् ।
जानीमहे नववधूरथ तस्य वश्या
यः पारदं स्थिरयितुं क्षमते करेण ॥ ३४१ ॥

—रत्नमञ्जरी ११

## ચોપઈ

હાથ ધરીને જો બયસીઈ ખોલા ઉપર શીર લીજીઈ;
ભીડી સૂડિ સૂઆરો પાસ તોહી નવોઢા વસ્ય નહીં દાસ. ૩૪૨
બાહિર જાવા પ્રયત્ન જ કરઈ કહિને વસ્ય નહી કવિ ઉચરે;
નવોઢા યૌવન નાયકા વિરલા નર નેં સુખદાયકા. ૩૪૩
તેહનેં વસ્ય તેહને સંઘાત જે નર પારો રાખેં હાથ;
પારો રહે ને નવોઢા રહે આચાર જ શ્રી નરબદ કહઈ. ૩૪૪
જો દૂધઈ વિષહર પોષીયે વાઘ બચો સાહિ રાખીયે;
છૂટા મૂકયા તે વિણસંત નારિ વિણસે સર્પ ડસંત. ૩૪૫
છૂટો વાઘ વિકલ તે થાય પાલણહારાં પેલો ખાય;
મદમત્ત નારિ રહેં મોકલી નારિ કુસંગતિ વિણસૈ મિલી. ૩૪૬

[1] क કંધરા.

સ્ત્રી સાથઇ નવિ કીજે ગૂઝ જે નર હોવઈ ચતુર સુ બૂઝ;
વિણુસે ચિત્ત પ્રકાસી વાત સ્ત્રી નરનઈ ઉપજાવઈ ઘાત. ૩૪૭
તેહ કારણ સ્ત્રી જતને રાખીયેં હઇયો ભે (મે) લિ નવી દાખીયેં;
સ્ત્રી સંભોગ તણા સુવિચાર કવિ નરબદ એ કરિ વિચાર. ૩૪૮

सेवनं योषितां कुर्याद् ज्ञात्वा देशबलाबलम् ।
बाल–योग्या–ऽतिरूढानां मृतयोगविभागतः ॥ ३४९ ॥

ચોપઈ

દેશ તણો જોઈ પારખો બલ અબલ નેં કુલ સારિખો;
બાલા યૌવન રૂઢા જેહ વૃદ્ધાવય પરમાણુ જેહ. ૩૫૦
જોઇ અવસ્થા સેવો નારિ વલિ જોઇયે ઋતુ તણા વિચાર;
યુક્તિ પખેં નવિ કીજે ભોગ નહિતર ઉપજે તતક્ષિણ રોગ. ૩૫૧
પંડિત બોલી તરૂણી નારિ ભોગ્ય યોગ્ય કહિ સુવિચારિ;
યૌવન નારિ રસ ઘણો દીયે અવસર જોઈ ફલ લીજીયેં. ૩૫૨

वर्षपञ्चाशतः वृद्धा सुरतोत्सववर्जिता ।
फल–ताम्बूल–वासोभिः शोभते न कदाचन ॥ ३५३ ॥

ચોપાઈ

વર્ષ પંચાસ થયા ઉપરિ નારિ વૃદ્ધ પણો આદરે;
ભોગ યોગથી વંચિત કહી[1] ફલ તાંબૂલ તે શોભઈ નહી ૩૫૪

विविधाभरणस्नेहैस्तरुणी वशवर्तिनी ।
गाढालिङ्गनचुम्बैश्च येऽतिरूढास्तु योषितः ॥ ३५५ ॥

નાના પરિ દીજઈ શૃંગાર હોઇ વશ્ય તે તરૂણી નાર;
આલિંગન ચુંબન કીજીયે અતિરૂઢા નારિ જીપીઈ. ૩૫૬

गौरवैर्मधुरालापैः हरेद् वृद्धां प्रियंवदः ।
कुसुमायुधः धर्मिण्यः स्त्रियो वृद्धपरिग्रहेः ॥ ३५७ ॥

---

१ દૂરઈ થઈ क.

## ચોપઈ

મધુર ગીત ગુણુ ગાતી વલ્લભા કુસુમ ગંધ વલ્લભ સુલભા;
વચન સાચ દીજે પરિવારિ વસ્ય હોવે વૃદ્ધ યૌવન નારી.

उत्तमा नातिविश्वासाद् द्विषन्ति पुरुषं क्षणात् ।
निदाघे शरदि बाला सेव्या विषयिनां भवेत् ॥ ३५९ ॥

## ચોપઈ

દેઈ વિસ્વાસ ધરી જે પાસ જિમ તિમ કરી મનાવી રાસ;
શરદ ઋતુ સેવિજે બાલ યૌવન બાલા લીલ રસાલ. ૩૬૦

हेमन्ते शिशिरे योग्या प्रौढा वर्षा–वसन्तयोः ।
सततं सेव्यमानाऽपि बाला वृद्धयतेऽबलम् ॥ ३६१ ॥

## ચોપઈ

હેમંતે શિશિરે યૌવના પ્રૌઢા નારિ સુખ ગામિની;
વર્ષા વસંત ઋતુ સોહામણી પ્રૌઢા નારિ સુખ[1] દઈ ઘણી. ૩૬૨
ગ્રીષ્મ કાલ સદા અનુરાગ ભોગ તણો તિહાં ન ઘટઈ લાગ;
બીજી ઋતુઈ સ્ત્રી સુખ ઘણા દીયે બાલાતરૂણી વલભ હોયે. ૩૬૩
વૃદ્ધ નારિ ભોગવતાં જરા વાધે નરને દુઃખ સંભરા;
રુતિ (ઋતુ) જોઇ રમાડો નારિ જિમ સુખ પામો એહ સંસારી.

बालेति गीयते नारी यावत् षोडशवत्सरः ।
तस्मात् परं तु प्रौढा स्याद् यावद् विंशतिवत्सरः ॥ ३६५ ॥
विद्वद्भिः सैव जगतौ तरुणीत्यभिधीयते ।
तदूर्ध्वमतिरूढा स्याद् यावत् पञ्चाशतः पुमान् ॥ ३६६ ॥
आसने लालयेद् बालां तरुणीं शयने तथा ।
उत्थाने त्वतिरूढां च लालनं त्रिविधं मतम् ॥ ३६७ ॥

---

૧ કાંતિ ક.

## ચોપઇ

બેઠી રમાડો બાલા નારિ સુતાં તરૂણી ભોગ વિચાર;
ઉંચે સ્થાનક અતિ રૂઢા સુખી મીલેં સંયોગે સુંદર સુખી. ૩૬૮

अनाक्रान्ता ऋतुस्नाता प्रथमज्वरिता तथा ।
मधुपाना प्रसन्ना च नर्त्तिता वा दिहि (सेव्या ?) स्मृता ॥ ३६९ ॥
षण्मासगर्भिणी मासप्रसूता नवरङ्गिणी ।
एता वहन्ति सुतरां योषतः सुरतोत्सवम् ॥ ३७० ॥

## ચોપઈ

ઋતુવંતિ વરજો દિન ચારિ નાહી ધોઈ ભોગ અપારિ;
છ માસ લગઈ ભોગી ગર્ભિણી તેહ ઉપરિ નહી સોહામણી. ૩૭૧×
કોકદેવ કહઈ સુણો નરિંદ સર્વ સારિખો નહિ વરિંદ;
નાના રત્ન વસુંધરા જાણુ એક ઉત્તમ એક મધ્યમ ખાણુ. ૩૭૨
સ્ત્રી કહેતાં સ્ત્રી નવિ જાણીયે જાત ભાત સરીખી માનીયે;
પુરુષ કહ્યા પુરુષ નવિ હોય નાના રતન વસુંધરા જોય. ૩૭૩
પારખ જોઈ લિજઈ જાતિ વર વરસાસો વુલિ સાત;
પડી પટોલઈ ભાતિ જ સહી ફાટેં પીણ તે ફીટેં નહી. ૩૭૪
સ્ત્રી લક્ષણ બીજો પ્રકાર સાંભલ ભૈરવસેન વિચાર;
કોકદેવ બોલ્યા વારતા હરખેં હીઅડું ગુણ જાણતા. ૩૭૫
દશ પ્રકારે ગુણ જૂજૂઓ બીજો પ્રકાર સંપૂરણ હુઓ;
શ્રીનરબદ બોલેં કવિરાજ કોકશાસ્ત્ર સુણજો આજ. ૩૭૬

ઇતિ શ્રીમદ્ જૈનાચાર્ય શ્રીનરબદાચાર્ય વિરચિતે
કોકશાસ્ત્રે સ્ત્રીલક્ષણો વર્ણન દ્વિતીય
પ્રકાર સંપૂર્ણ ॥ ૨ ॥

---

× માસ એક પ્રસૂતા પછી ભોગવિ નારી સુખ આપસિ;
ઇચ્છઈ ભોગ ઘણો કામિની પહિલું યૌવનભર ભામિની. क માં છે.

## દૂહા

આદિ માતા પાય લાગીયે કવિજન કેરી માય;
વાણી વિવિધ આપીયે જિમ અક્ષર આવે ઠાય. ૩૭૭
કોક ચોપઇ કવિજન કહે પ્રીછિ સાજન જેહ;
નારી તણા રસ પામસ્યે સુખ ભોગવસેં તેહ. ૩૭૮

## ચોપઈ

નારી તણા લક્ષણ જે કહ્યા ભૈરવસેન વિશેષે લહ્યા;
વલિ રાઉ (જા) બોલે સુવિચાર કોકદેવ કહે કથા વિચાર. ૩૭૯
સ્રીને કંદર્પ કિણ વિધિ રહેં પુરુષ તણો સંગમ કિમ લહેં;
સ્રીને દ્રાવ તણા પ્રકાર કામશાસ્રના કહૂં વિચાર ૩૮૦
કોકદેવ કહે સુણ રાજન કંદર્પ રહેવાનાં જે સ્થાન;
સર્વ શરીર વિચારી કહૂં કામકલા માંહે જે લહૂં. ૩૮૧

સ્રીનાં કંદર્પ રહવાના ઠામ લિખિયે છે:—

## દૂહા

અજૂઆલી પડવા થકી કંદર્પ વાધઇ નારિ;
ડાબા પગ અંગુઠડે થડે વસે નિરધારિ. ૩૮૨
બીજે પગ તલીઈ રહે ત્રીજે પગ નલિ[1] જાણ;
ચોથે ઢીંચણને થડે કંદર્પ રહે વસાણ. ૩૮૩
પંચમી તિથેં જંઘા રહઈ છઠે રહેં જંઘ મૂલ;
સાતમ તિથિ યોનિ રહેં આઠમ નાભિ સુતૂલ. ૩૮૪
નવમેં થણનેં થડી રહેં દશમે કંઠ નિવાસ;
નીચેં હોઠ એકાદશી મદન રહે સુવિલાસ. ૩૮૫
બારસ દિન ગાલેં રહેં તેરસ લમણા થાંન;
ચૌદસ દિન નિલાડે રહેં પૂનિમ તાલુ સમાંન. ૩૮૬

---

૧ તલિ क.

અજુઆલી પડવા થકી ચઢતો ચઢઈ બ્રહ્માંડ;
જિમણે અંગેં ઉતરેં અહ નિશિ રહે અખંડ. ૩૮૭
જિમણા પગ અંગુઠડે અંધારે પખ વાસ;
વલિ વાધઈ વલિ ક્ષય હોયેં ચાલેં મદન વિલાસ. ૩૮૮
વલિ કોઇકનું મત કહું નાહ્યા પછી વધંત;
ક્ષય દિન રક્તિ દિસતેં ઈણ્ પરિ માસ કહંત. ૩૮૯
જિણ્ દિન સ્ત્રી નાહવણ્ કરઈ સો દિન પ્રથમ સુ જાણ્;
અંગુઠે કંદર્પ વસઈ યૌવન ભરિયો પરિમાણ્. ૩૯૦
સ્નાન કરઈ દિન પ્રથમ પાલટેં જઈ મત કહ્યું આદ;
જે દિન નર દર્શન હોઇ ક્ષય દિન ત્રિણ્ વિષાદ. ૩૯૧
એક થાન દિન પ્રતિ કહ્યા તે જાણ્યા સુવિવેક;
સ્ત્રીને કંદર્પ પાલટેં સ્ત્રીને થાન અનેક. ૩૯૨
સુદિ પડવે પહિલે ચોઘડીએ અંગુઠઈ કરઈ નીવાસ;
બીજે ચોઘડીએ વસઈ ઘુંટણ્ પગને પાસ. ૩૯૩
ત્રીજે ચોઘડીએ રહેં ઢીંચણ્ પગને માંન;
ચોથઇ ચોઘડીઈ વસઈ કંદર્પ જંઘને થાંન. ૩૯૪
ચોઘડીએ વલિ પાંચમેં થણુને થડ નિવસંત;
ખભેં રહે છઠેં વલિ સાતમે કાન થડંત ૩૯૫
દિન ચોઘડીએ આઠમેં લમણાનેં થડ વાસ;
નવમે ડાબે લમણેં રહે દશમેં જિમણેં પાસ. ૩૯૬
ખસેં કંદર્પ તિહાં ચોઘડીએ પરિમાણ્;
થણુનેં થડેં ઇગ્યારમેં દ્વાદશ જિમણેં થાંન. ૩૯૭
ચોઘડીએ વલી તેરમેં કટીએ કરેં વિશ્રામ;
જમણા પગનેં ઢીંચણેં ચૌદ ચોઘડીએ માન. ૩૯૮
પનરમે પગ તલીએ રહેં જિમણે પગેં શશિ વાસ;
જમણા પગ અંગુઠડેં સોલ ચોઘડીએ વાસ. ૩૯૯
જિણ્ તિથ પહિલો જિહાં કહ્યો પ્રથમ ચોઘડીએ વાસ;
પછેં તિહાંથી પાલટેં ચોઘડીઆં પ્રતિ વાસ. ૪૦૦

ઈણુ પરિ ચઢતો ઉતરે સઘલે દિહાડે એમ;
દિન દિન પ્રતે પાલટે ગતિ તે વલિ ચોઘડીઆ પ્રતિવાસ. ૪૦૧

आलिङ्गनचुम्बनं दंशोः भग-स्तनविमर्दनम् ।
नखदानं च घातश्च ग्रहणं कुच-केशयोः ॥ ४०२ ॥
कर्णयोरात्मनो हास्यं जिह्वा-कण्ठा-ऽधरग्रहः ।
एते दश प्रभेदा हि रतं बाह्ये प्रकीर्त्तितम् ॥ ४०३ ॥

ચોપઈ

થણુ મુલે ઢીંચણુ ને મૂલ કંઠ લગે નખ દીજે થૂલ;
હોઠે ગાલે અમૃત લીજીયે નેત્ર નિલાડે ચુંબન કીજીયે. ૪૦૪
જાગે કંદર્પ તિહાંથી ઘણો ખજૂઆલો તાલુ લમણો;
ઘુંટણુ જાંઘ માંહે ઘસઈ નાભિ નાભિ હૃદાસું ઘસઈ. ૪૦૫
કેશ ગ્રહણુ કીજીઈ તાલવાઈ કંદર્પ જાગઈ પંપૂ આલવે;
એહ લક્ષણે ભોગવિ ભોગ દ્રવે નારિ તતક્ષણુ સંયોગ. ૪૦૬

के गृह्णन्ति कचान् ललाट-नयने चुम्बन्ति दन्तच्छदं
दन्तोष्ठौ तनु पीडयन्ति बहुशश्चुम्बन्ति गल्लस्थलम् ।
कक्ष्यां कण्ठतले लिखन्ति नखरैः गृह्णन्ति गाढस्तनौ
मुष्ट्या वक्षसि ताडयन्ति ददते नाभौ चपेटां शनैः ॥ ४०७ ॥

—रतिरहस्य पृ. १४

एकारौकारयुक्ता हरि-हरिज-हराः पञ्च बाणाः स्मरस्य
ख्याता लक्षाण्यमीषां हृदय-कुच-दृशो मूर्द्धगुह्यं क्रमेण ।
स्थानेष्वेतेषु भूयो निजनयनधनुः प्रेरितैस्तैः पतद्भिः
स्पन्दन्ते सुन्दरीणां ज्वलदनलनिभैर्बिन्दवः कामधाराः ॥ ४०८ ॥

—रतिरहस्य पृ. १५

सरसिजमरुणं हृदये कुचयोश्चूतं दृशोरशोकं च ।
शिरसि शिरीषं योनावुत्पलमेतानि पञ्च बाणाः स्युः ॥ ४०९ ॥*

---

*૪૦૮; ૪૦૯ શ્લોક ક્રમાં છે.

## ચોપાઈ

જે સ્ત્રી સોલ વરસની હોય બાલે યૌવન ચાલે સોય;
આલિંગન ચુંબન કીજીઈ જાગે કંદર્પ કુચ મરદીયે. ૪૧૦
જે હોવે યૌવન ત્રીસ વરસની નખ દીજે આલિંગન થની;
મીઠી વાત ગીત ગાઇયે કંદર્પ પ્રૌઢાનો જાગીયઈ. ૪૧૧
જિહાં લગે કંદર્પ જાગે નહી તિહાં લગે સ્ત્રીને દ્રાવ જ નહી;
જિહાં લગે દ્રાવ નહીં નાયકા તિહાં લગે ન હુઈ સુખદાયકા.
સ્ત્રીને મિલવાનો પ્રકાર એક ભેદ બોલિસ સુવિચાર;
જિણુ પ્રકારે સ્ત્રી દ્રાવ જ હોય બુદ્ધિ પ્રકાર કરેસું સોય. ૪૧૩
ક્ષણુ એક આલિંગન ચુંબન કરી હીયા સરસી ભીડી ધરી;
કુચ મર્દન કીજે જોર સુ ખજૂઆલિ નખદિ ઊરસૂં. ૪૧૪
કંઠ બાહુ ઘાલે સુકુમાલ ભીડીઈ જિમ ભીડી જે બાલ;
નાગી કરી મર્મ લીજીઇ કંદર્પ તણા સ્થાંન ધીજીયે. ૪૧૫
જિણે તિથિ જિહાં કીધો વિશ્રામ, તેહનો ભેદ રાખી જે ઠામ;
ઇંદ્રી ઊઠાડી ઘાલીયે, અર્ધી બાહિર પ્રથમ રાખીયે. ૪૧૬×
હલૂઅઇ હલૂઅઇ કીજે ભોગ જિમ સ્ત્રી કંદર્પ જાગે યોગ;
પછે વલિ ઇંદ્રી ડેલીયે કંઠ બાહુ ઘાલિ લીજીઈ ૪૧૭
કીજઈ ભોગ ક્ષણુ ક્ષણુ રહિ વિચિ વિચિ ચુંબન કીજઈ સહી;
હીયાસું ભીડી કીજે પ્રીતિ નર સું સ્ત્રીનો લાગે ચિત્ત. ૪૧૮
એણી પરીં ભોગ કરે સુકુમાલ સ્રીને દ્રાવ હોય તતકાલ;
સુખ પામે સ્ત્રી દે આશીશ તેહ નર સરસી હોયે જગીસ.
સુણુ રાજા ઉઘાડો અર્થ, ઈણુ પરે સુખ પામે મનમથ;
કોકદેવનો મેં મત કહ્યો વલિ વિશેષે પોતે લહ્યો. ૪૨૦

## દૂહા

બીજે ચોથઈ પાંચમે ચિત્રણી પામે સુખ;
નવમે પુણ્યમ ચોદશઇ સાતમે હસ્તિની સુખ. ૪૨૧

×૪૧૬ ક્રમાં છે.

પડવે તિથિ એકાદશી તેરસ ત્રીજે જાંણુ;
શંખની નારી સુખ રમે પામે પ્રીતિ પ્રમાણુ. ૪૨૨
સર્વ તિથિ પદ્મિની રમઈ લક્ષણુ ભોગ સહીત;
આસન ચોરાસી ગમઈ પદ્મિની પામે પ્રીતિ. ૪૨૩
પ્રથમ પ્રહર રાત્રિ સમે ચિત્રિણી પામે સુખ;
બીજે પહરે હસ્તનિ ત્રીજે શંખની સુખ. ૪૨૪
પદ્મની ચોથે પહોરમેં સુખ પામે સંભોગ;
જોઈ અવસ્થા કીજીયે નારિ પુરુષ સંયોગ. ૪૨૫

व्रजति च सुखार्थं चित्रणी मध्ययामे
भजति दिन-रजन्यां हस्तिनी च द्वितीये ।
रमयति च तृतीये शङ्खिनी सौख्यभोगे
रमयति रमणीयं पद्मिनी तुर्ययामे ॥ ४२६ ॥

पङ्कजासनलयेन पद्मिनी वेणुदारितपदेन शङ्खिनी ।
स्कन्धपादयुगलेन हस्तिनी नागरेण रमते च चित्रणी ॥ ४२७ ॥

ચોપાઇ

પદ્માસને સુખ પામઈ પદ્મિનિ ઉંચે પગે રમે શંખની;
ખભે પાય ખેલે હસ્તિનિ નાગી થઈ રમૈ ચિત્રિણી. ૪૨૮
પડવે પહેલી તિથિ સંયોગ નારિ સરસો કીજે ભોગ;
કંઠ આલિંગન ચુંબ[ન]નીલાડ નખ દીજે પાગથીયે પાઠ. ૪૨૯
અંગુઠે અંગુઠો ચાંપીઈ જાંઘે કરીને જંઘ કંપીઈ;
ઈણુ પરિ રમતાં સ્ત્રી દ્રાવિઈ ભોગ સંયોગિ સુખ પામીઈં. ૪૩૦
બીજે ગાઢા સ્તન મર્દીયે નેત્ર ગાલે ચુંબન કીજીઈ;
હોઠ ગ્રહી મુખ રસ લીજઇ કક્ષા તલિ નખ ક્ષત દીજઇ. ૪૩૧
આલિંગન ગાઢા ભીડિઇ કલા કરી આસન મંડિઈ;
ઇણુ પરિ નારિ દ્રવે તતકાલ પામે સુખ અનંત ભૂપાલ. ૪૩૨
ત્રિજે ગાઢા સ્તન ભીડિઈ બાહુમૂલ નખ ક્ષત તાડિઈ;
અધર સ્વાદ કુચ મર્દન કરે ઈણુ પરિ નારિ તતક્ષણુ દ્રવે. ૪૩૩

ચોથઇ અલિંગન દેઈ સાથ ગાઢા સ્તન પીડિ જઈ હાથ;
ડાબિ કુખેં નખ દીજઈ અધર પાન અમૃત લીજઇ. ૪૩૪
કરિ જઈ આસન નવ નવ પરિ સ્વાદે ભગ મનસા સંચરિ;
વડિ વાર કરતાં ભોગ દ્રવેં નારિ હુવે સુખ સંયોગ. ૪૩૫
પાંચમી દિન આકર્ષી કેશ ચુંબન કીજે અધર પ્રદેશ;
સ્તન બિટડીયેં નખ ધારનેં, હુવે દ્રાવ તતક્ષણ નારીનેં. ૪૩૬
છઠે ઘણો આલિંગન દેય અધર દંત ભીડિ જે લેય;
નાભિ ઉપરિ દીજઈ થાપલી, દ્રવઈ નારિ તતક્ષણ વ્યાકુલી. ૪૩૭
સાતમિ તિથઈ રમાડો નારિ યોનિ ઉપર દિજઈ હાથ વિચારિ;
પંપાલિજે નાભિ પ્રદેશ અધર પાન કીજેં સુ નરેશ. ૪૩૮
કક્ષા હૃદય કપોલે નખ દેતા દ્રવે નારિ હુવે સુખ;
ભોગિ જન ખેલાવઇ નારિ કવિ નરબદ કહઈ કથા વિચારિ.
આઠમે કંઠ આલિંગન કરો નાભિ નખ દીજઇ આકરો;
દંત કરડિ ભીડિજઈ હોઠ થણ મરદી જઇ ગાઢેં લોહ. ૪૪૦
વલિ વલિ ચુંબીજઇં ગાલિ હસી હાથનિ દીજઇ તાલિ;
સમ આસને રમાડો નારિ તતક્ષણ દ્રાવ હોવઈ સુવિચારિ. ૪૪૧
નવમી નાભિ સ્પર્શ કીજઈ અધર દંત યોનિ મર્દીયે;
નેત્ર નિલાડે ચુંબન કીજીયે દ્રવે નારિ તતક્ષણ ભીજીયે. ૪૪૨
દશમે લલાટે ચુંબન કોટિ નખ દીજે અવિલંબ;
વામ હાથે કરિ ભીડિયઇ જિમણે હાથઇ થણ ભીરિઇ. ૪૪૩
હીયું હીયૈ મેલવીયે સહી લીજે હોઠ સો દંતે ગ્રહી;
ચંદ્રકલા જાગે તતકાલ હોવે દ્રાવ યૌવન બાલ. ૪૪૪
એકાદશી ગલઈ નખ ક્ષાત ગાઢા લિંગન દિજીયે સાત;
અધર પાંન કીજઈ જોરડિ દ્રવેં નારિ તો તિણહી જ ઘડી ૪૪૫
બારસી દિન આલિંગન ગાઢ ચુંબન કીજઈ ગાલિ નિલાડ;
દૃષ્ટિ દૃષ્ટિ મેલવિયેં ઘણો છૂટે કામ તતક્ષણ સ્રી તણો. ૪૪૬
તેરસિ દિન ચુંબીયૈ કપોલ કંઠ શબ્દ બોલાવો બોલ;
કુચ મર્દન કીજે તિણવાર તતક્ષણ રામા દ્રવૈ અપાર. ૪૪૭

ચોહદશમે સ્ત્રી વિહ્વલ થઈ દેઈ આલિંગન ગાઢિ ગ્રહી;
ભીડિ કુચ મુખ ચુંબન કરઈ તતક્ષણ નારી કંદર્પ ઝરઈ. ૪૪૮
પૂનિમ દિવસે પૂરો ચંદ્ર વસે બ્રહ્માંડે સ્ત્રી મદનેંદ્ર;
ગ્રહી કેશ નમાવે કોટિ કીજઇ મુખ ચુંબન કીજઈ ગાલિ નિલાડ.
ભોગ ચિન્હ સઘલાં કીજીયે અધર પાન અમૃત રસ લીજીયેં;
ગાઢિ પરિ કીજે સંભોગ દ્રવે નારિ હોય સુખ સંયોગ. ૪૫૦
તિથિ તિથિ પ્રતેં ગત જૂજૂઇ પ્રીછિ લેયો વિગતેં કહી;
કોકદેવ કહેં સુણિ રાજા(જ)ન કામશાસ્ત્રનો એ છે જ્ઞાન. ૪૫૧

एवं सर्वशरीरेषु वसेत् कामस्तिथिक्रमात् ।
सव्ये पुंसां स्त्रिया वामे कृष्णे शुक्ले विपर्ययः ॥ ४५२ ॥

શુક્લપક્ષ સ્ત્રી ડાબે અંગ વાસેં વસતો સદા અનંગ;
અંધારિ પક્ષ જિમણે પાસ વસેં (અતિ) કંદર્પ ભોગ વિલાસ.
અજૂઆલેં પખેં પુરુષ પ્રસંગ જમણે અંગે વસે અનંગ;
અંધારે પક્ષે ડાબો ઉતરેં મકરધ્વજ ઈમ લીલા કરે. ૪૫૪
કામકલા નવિ જાણે જેહ સ્ત્રીને વલ્લભ કીમ હોયે તેહ;
એહવો જાણે શાસ્ત્ર જે ભણે કોકદેવ કહે ભૈરવ સુણે. ૪૫૫
સ્ત્રીને મિલવા તણાં પ્રકાર કોકદેવ બોલ્યા સુવિચાર;
જે નર હોસ્યે ચતુર સુજાણ પ્રીછી લેશે ભોગ પ્રમાણ. ૪૫૬
દશ પ્રકારને ગુણ જૂજૂઓ ત્રીજો પ્રકાર સંપૂરણ હુઓ;
શ્રી નરબદ બોલેં કવિરાજ કોક ચોપઈ સુણજો આજ. ૪૫૭

ઈતિ શ્રીમદ્ જૈનાચાર્ય શ્રીનરબુદાચાર્ય વિરચિતે
કોકશાસ્ત્રે કંદર્પ નિવાસ વર્ણનો તૃતીય
પ્રકાર સંપૂર્ણ ॥ ૩ ॥

॥ काव्य ॥

अरुणपरिधिवस्त्रा संस्थिता प्रेतरूढा
तरुणवदनदेहा खङ्ग कापाल हस्ता ।
मधुरवदनवीणा कण्ठगुञ्जाभिमाला
सुमुखि ! सकलपूज्या पातु मां चण्डिका सा ॥ ४५८ ॥

## ચોપઇ

રક્ષા કરે માતંગી માય દુખ દારિદ્ર સવિ દૂરે જાય;
સરલ વાંણી દીધી સરસ્વતી ચોથો પ્રકાર કવિ જે મતી. ૪૫૯
કોકદેવ કહે સુણો નરપતિ સ્ત્રીનાં ચરિત્ર વિચારો મતી;
સ્ત્રી સંભોગના અતિ ઘણા ભેદ એહ પાંચમો જાણો વેદ. ૪૬૦
જે જે વાત કહી મહારાજ તે તે ઉત્તર આપું આજ;
કહે રાજા સુણિ કોક સુવચણ સ્ત્રીના લક્ષણ તેં દીઠા નયન.
કહેને કોકદેવ તું વાત સ્ત્રીના કમલ તણિ ઉપજાત;
કવણ નારિ કુણ પુરુષે સંગ કવણ પ્રકારે ઉપજે રંગ. ૪૬૨
કોકદેવ કહે સુણો વિચાર સ્ત્રીય પુરુષના ત્રણ પ્રકાર;
તે સર્વ વિગતે કહૂ જૂજૂઆ, સુણો નરપતિ જે પૂર્વે હૂઆ.
ત્રિણ પ્રકાર યોનિનો માન વેહ થકી ષટ્ આંગુલ જાણ;
કમલ તણી રચના જેહની સ્ત્રી ચર્યા ઉત્તમ તેહની. ૪૬૪
વેહ થકી નવ આંગુલ હોય કમલ તણી સ્થિતિ મધ્યમ સોય;
વેહ થકી હોય આંગુલ બાર સ્ત્રીનો કમલ અધમ અપાર. ૪૬૫
પુરુષ લિંગનો જેહ પરિમાણ તેતલા આંગુલ યોનિ પ્રમાણ;
સરીખા સરીખો જો હુવેં સંગ તો તે બેહૂ જણ ઉપજે રંગ.
નાને મોટી સુખ નહિ હોય તેહનો દષ્ટાંત પ્રત્યક્ષ જોય;
કમલ યોનિ છ આંગુલ પ્રમાણ નવ આંગુલ હોય લિંગ બંધાણ.
એહવે યોગે સ્ત્રી સુખ નહિ વિપરિત ગતિ વિશેષે લહિ;
અંગુલ ષટ્ પુરુષનો લિંગ નવ અંગુલ હોય સ્ત્રીનો ભગ. ૪૬૮

પુરુષ સુખ નવિ ભોગ લગાર પ્રીછિ લીયો એહ વિચાર;
નવ અંગુલ હોય સ્ત્રીનો કમલ દ્વાદશ આંગુલ લિંગ વિમલ. ૪૬૯
એહવે યોગઈ સુખ હોયે ઘણો નાને મોટી નહિ જોડનો;
તેહનો માન જાણેવા સહી બુદ્ધિ એક કોકદેવે કહી. ૪૭૦
હીર દોરડો વણી પાતલો અતિ સુહાલો નેં વાટલો;
તે દોરો માખણ ચોપડી યોનિ માહેં સંચારો ઘડી ૪૭૧
જીહાં લગેં દુખે તીહાં લગે ઘાલીયેં પછેં દોરો બાહિર કાઢિયેં;
ભરી આંગલા લીજૈ માંન જો હોવે લિંગ યોનિ સમાન ૪૭૨
સરીખી સરીખું જો આવીયેં ભોગ તણો તો સુખ પામીયેં;
બાર વરસ લગિ સ્ત્રી સંયોગ કરતાં ઉપજે તતક્ષણ રોગ. ૪૭૩
બાર વરસ સ્ત્રી બાંધ્યો કમલ રહે યોનિ માંહે આખો કમલ;
બાર વરસ માંહે પુરુષ પ્રસંગ જો હોવઈ તો વિણસે ભગ. ૪૭૪
ફાટે કમલ ઉપજૈ નાસ બાર વરસ પછેં કરવો વિલાસ;
સ્ત્રીને બાર વરસ ઉપરેં છૂટે કમલ સુખ સંચરે. ૪૭૫
જાતિ ચાર છેં પુરુષ જ તણી ઉત્તમ મધ્યમ અધમ જ ભણી;
અધમાધમ ચોથો વલિ જાણ કહે કોક સુણો રાજન. ૪૭૬
પહિલો શશક બીજો મૃગ જાંણ ત્રીજો વૃષભ પુરુષ પ્રમાણ;
ચોથો અશ્વ લક્ષણ પુરુષનો વિગતેં લક્ષણ કહૂં તેહનો. ૪૭૭

शशो मृगो वृषश्चैव चतुर्थस्तु हयस्तथा ।
कथयामि क्रमात् पुंसामेतज्जातिचतुष्टयम् ॥ ४७८ ॥

—रसमञ्जरी (जयदेव)

## ચોપઈ

સ્ત્રી જિતકને ગાયનકલા નારિ લુબ્ધ હુવેં આકુલા;
ષટ્ અંગુલ લિંગનો પરમાણ શશલા નરનો એહ વખાણ. ૪૭૯

—ઇતિ ઉત્તમ જાતિ.

स्त्रीजितो गायकश्चैव नारीसङ्गपरः सुखी ।
षडङ्गुलशरीरश्च स श्रीमान् शशको मतः ॥ ४८० ॥

—रसमञ्जरी (जयदेव)

### ચોપઈ

સ્વલ્પ આહાર સત્ય વાંણિ સાર હીયે ધર્મનો હોયે વિચાર;
આંગુલ આઠ લિંગનો માન મૃગ પુરુષનું રૂપ નિધાન. ४८१

श्रेष्ठस्तु धार्मिकः श्रीमान् सत्यवादी प्रियंवदः ।
अष्टाङ्गुलशरीरश्च रूपयुक्तो मृगो मतः ॥ ४८२ ॥

—रसमञ्जरी (जयदेव) મધ્યમ જાતિ

### ચોપઈ

પર ઉપકારી ધરમી સદાં સ્રીને વશ્ય હોયે સરવદા;
આંગુલ દશ લિંગનો પરિમાણ વૃષભ લક્ષણ નરનો જાંણ. ४८३

उपकारपरो नित्यं स्त्रीजितः श्लेष्मणः सुखी ।
दशाङ्गुलशरीरश्च मनस्वी वृषभो मतः ॥ ४८४ ॥

—रसमञ्जरी (जयदेव) અધમ જાતિ

### ચોપઇ

સ્રીને લુબ્ધને કૃપણ સદા મિથ્યાવાદી નિર્ભય હૃદા;
દ્વાદશ આંગુલ લિંગ પ્રમાણ અશ્વ પુરુષનો લક્ષણ જાણ. ४८५

काष्ठतुल्यवपुर्धृष्टो मिथ्यावाक्यश्च निर्भयः ।
द्वादशाङ्गुललिङ्गश्च दरिद्रश्च हयो मतः ॥ ४८६ ॥

—रसमञ्जरी (जयदेव) અધમાધમ જાતિ

### ચોપઇ

બે પ્રકાર છે નરનો લિંગ એક મુશલો બીજો વિરંગ[1];
જાડો ટુંકો તે મુશલ વિરંગ લિંગ લાંબું પાતલું. ४८७

मुषलं वंशकरीरं द्विविधं लिङ्गलक्षणम् ।
स्थूलं मुषलमित्युक्तं दीर्घं वंशकरीरकम् ॥ ४८८ ॥

—रसमञ्जरी (जयदेव)

---

१ રંગ क.

## ચોપઈ

હવે યોનિના બોલીશ ભેદ કથા પ્રસંગ કહે કોકદેવ;
ષટ્ભેદની સ્રીની ભગ પ્રીછી લેજો યુવતિ રંગ. ૪૮૯
પહિલી કૂર્મપૃષ્ટિ સું ભલા બીજી ગયવર કુંભસ્થલા;
ત્રિજી પદ્મ સરિખી વાટલી ચોથી નાભિ સરિખી મિલી. ૪૯૦
રોમ રહિત કહિયે પાંચમી વિસ્તીર્ણ યોનિ છે છમી;
એહ યોનિ હોવૈ જે નારિ તે નારી સૌભાગણિ સાર. ૪૯૧

कूर्मपृष्ठं गजस्कन्धं पद्मगन्धं सुगन्धि च ।
अलोमकं सुविस्तीर्णं पश्चैतद् भगमुत्तमम् ॥ ४९२ ॥

—रसमञ्जरी (जयदेव)

## ચોપઈ

શીતલ ઉન્હી ને સાંકડી ગાય જીભ સરીખી કાઠડી;
યોનિ ચિન્હ જાણી જે સાર કામશાસ્ત્રના એહ વિચાર. ૪૯૩

शीतलं निम्नमत्युच्चं गोजिह्वासदृशं परम् ।
इत्युक्तं कामशास्त्रज्ञै भगदोषचतुष्टयम् ॥ ४९४ ॥

—रसमञ्जरी (जयदेव)

## ચોપઈ

પદ્મિની શશક પુરૂષ પ્રસંગ ચિત્રણી નારિ મૃગ સું રંગ;
શંખિની વૃષભ કીજઈ ભોગ હસ્તનિ હય પુરુષ સંયોગ. ૪૯૫

शशकः पद्मिनीं चैव चित्रणीं मृगस्तथा ।
शङ्खिनीं वृषभश्चैव हस्तिनीं च हयस्तथा ॥ ४९६ ॥

સરીખા યોગે હોયે રંગ ઉંચ નિચ નહીં પુરુષ પ્રસંગ;
અતિ ઉંચો અતિ નીચો નહીં સરીખે સરીખો સુખ દે સહી.

रमते तुल्यभावेन तथा समरतं भवेत् ।
उच्चं नीचातिनीचैश्च तथाऽत्युच्चैश्च वर्जितम् ॥ ४९८ ॥

## ચોપઇ

કોકદેવ કહે સુણુ રાજન કામ તણા છે વડા વિનાણ;
નારિ ચતુર નર હોય સુજાણ તો ઉપજે રસ સુખ નિધાન. ૪૯૯
ભોગ ભેદ જાણ્યા જોઇયે આસન ચોરાસી વાલ્હીયે;
સ્ત્રી રસ જાણો એહ સંસાર કોકદેવ કહે કથા વિચાર. ૫૦૦
એહવી વાત સુણીને રાય કામચતુર સંતોષિ થાય;
મનમા વિમાસે રાજા વલી મારે ઘરે નારિ નહિ ભલી. ૫૦૧
મોટા રાય તણી કુંવરી ભોગ ન જાણે તે સુંદરી;
કામશાસ્ત્ર નવિ જાણે ભેદ રાજાને મન ઉપન્યો ખેદ. ૫૦૨
કોકદેવ પ્રતેં બોલે વાચ સાંભલ એક વચન મુજ સાચ;
બાલિ યૌવન દોય કામિની જાઈ પરદેશ લાવો ભામિની. ૫૦૩
જેહ દેશમાહિ ઉત્તમ નાર રૂપવતિને કલા અપાર;
કામશાસ્ત્ર જાણે કેલવી મિલે પુરુષને મન ભેલવી. ૫૦૪
અતિ છોગાલી છયલ નાર કોકદેવ બોલ્યા સુવિચાર;
ટંકા કોડિ પંચ સોના તણા લેઈ ચાલો તુમે એક મના. ૫૦૫
માસ છ માસ પરદેશે ફીરી અતિ સુંદર લાવો સુંદરી;
એહ વાત રાજાયે કહી બોલે કોકદેવ તિહાં સહી ૫૦૬
સ્વામિ વચન કીજે પરમાણ આંણું નારી રૂપનિધાન;
જિણ દીઠે રાઉ મન રંજીયે કામશાસ્ત્રના ગુણ લીજીયે. ૫૦૭
કોકદેવ રાય બીડા લેય આવ્યા ઘરે ભલામણ દેય;
રાજા દીધો વચન પ્રમાંણ અમે પરદેશે ચાલું જાણ. ૫૦૮
ઘરની નારી શીખામણ દેય સ્વામિ વહિલા વલણ કરેય;
વચન લહી ચાલ્યા પરદેશ સાથે જુગતિ સજાઈ લેશ. ૫૦૯
ટંકા કોડિ પાંચ બાંધીઆ હય ગય રથ નર સાથે લીયા;
રાજા રાજમહિલમાં ગયા રાજભાર વજીરાં દીયા. ૫૧૦
હુઆ નચિંતા ભેરવસેન વિલસે સુખ રાણી સંગેન;
કોકદેવની જોવે વાટ સુંદરી આણસ્યૈ અતિ ઘાટ. ૫૧૧
કોકદેવ જોવે ઘણા દેશ માલવ અવંતી મધ્યદેશ;
ખાંનદેશ ને દેશ વૈરાટ જોયો મરહટ દેશ કર્ણાટ. ૫૧૨

ત્રીઆ રાજ્યે જોયું પારખું સ્ત્રી લક્ષણ નહી રાઉ સારીખું;
જોયા દેશ દેશ બહૂ ભમી કોકદેવ મન કોય નવિ ગમી. ૫૧૩
આવ્યા ગૂર્જર સોરઠ દેશ કોઈક નારિ તણો લવલેશ;
સોરઠ દેશ તણી ઉપની જાતિ જોઈ લીધી કાંમિની. ૫૧૪
કોડિ કોડિ ટકાનો મૂલ લીધી નારી એ સમતૂલ;
અતિસુંદર જાંણે ચાતુરી બોલે અમૃત મુખ માધુરિ. ૫૧૫
બાલે યોવન રૂપૈ રંભ મદનપૂતલી નીપાઈ બંભ;
જાણે કૃષ્ણ તણિ ગોપિકા બહૂ અપૂરવ ગુણનાયકા. ૫૧૬
ચોરાસી આસન ખેલંત હાવ ભાવ જાણે ગેલંત;
નૃત્ય ગીત જાણે ચાલવી ભરહ ભેદ પિંગલ કેલવી. ૫૧૭
કેટલાએક દિવસ તિહાં રહ્યા સ્ત્રીના ભોગ સવાદ લહ્યા;
આવ્યો યૌવન ફૂલ ચાખીયે કર્મ કરી તે હોવૈ દાખીયે. ૫૧૮
દ્રવ્ય સવિ ખાધો તિણે ઠાય નવિ જાણ્યો રુસસે રાય;
ખાધો પીધો તે આપણો યૌવનનો ફલ લીધો ઘણો. ૫૧૯
ઇણે જીવે જીવ્યાનો સ્વાદ લેવો અમૃત સુખ આસ્વાદ;
યૌવન ગયો ન આવે વલી એહવો વિમાસીને મનરલી. ૫૨૦
કોકદેવે નારિ ભોગવી ઘણા એક દિહાડે તિહાં યોગવી;
સોરઠદેશની લીધી નાર સરીખી જોડી કાંમ વિચાર. ૫૨૧
વિષમા માર્ગ ઉલંઘી વાટ આવ્યા રણથંભરને ઘાટ;
નારિ એ લેઇ તે વલ્યા ભૈરવસેનને આવી મલ્યા. ૫૨૨
દ્રવ્ય કોડિ ખરચી આવીયા નારિ એ સુંદર લે આવીયા;
રાજા મનમાં હરખ્યો ઘણું જોયું સ્વરૂપ એ નારિ તણું. ૫૨૩
બીજો હંસવીર પરધાન તે રાજાને અતિ ઘણો માન;
રાઉ આગલ તેણે ચાડી કરી કોકદેવે ભોગવી સુંદરી. ૫૨૪
જોઈ સ્વરૂપ રાજા મન વસ્યો આખે અંગે ન જાણિ નારી;
કોકદેવ કીધો અવિચાર કોકદેવ તેં કીધો કસુર. ૫૨૫
દ્રવ્ય સર્વ ખાધો પરદેશ કોકદેવ કાઢયો કુલવેશ;
રાજાને મન આવી રીસ કોકદેવે અવિચાર્યો કીધ. ૫૨૬

ભૂંડે કીધો મન ભાવતો ધર્મ તણો જોયો નહિ મતો;
મિત્રદ્રોહ કીધો ઇણુ ઠામ કોપ્યો રાજા વડે વિરામ. ૫૨૭
પાંચ કોડિ દ્રવ્ય ખાધો વલિ, રાજા કોપ ધર્યો પરજલિ;
વિશ્વાસ ઘાતક કહીએ એહ, પાછો ફરી ન જોયો તેહ. ૫૨૮

मित्रद्रोही कृतघ्नश्च ये च विश्वासघातकाः ।
ते नरा नरकं यान्ति यावच्चन्द्र–दिवाकरौ ॥ ५२९ ॥

## ચોપાઈ

કોપ ધરી રાજા મનમાંય કોકદેવ રાખ્યા તિણુ ઠાય;
લોઢાની બેડી પગમાંય કોપ્યો રાજા કીધ પરાય. ૫૩૦
બંદીખાને દીધો સહૂ ભૈરવસેન તિહાં ખીજ્યા બહૂ;
રાજદ્રવ્યનો કિયો વિનાસ કોકદેવ નવિ જાણ્યો વિમાસ. ૫૩૧
ખાધો દ્રવ્ય આપો નૃપતિ તણો તેં અવિચાર્યો કીધો ઘણો;
નારિ બે આણી હૂતી જેહ રાજમહેલડી રાખી તેહ ૫૩૨
ઈમ કરતાં કેતા દિન ગયા ભૈરવસેન તિહાં નિશ્ચલ થયા;
સભા ભરી બેઠા એક સમે સર્વ લોક આવીને નમે. ૫૩૩
બે સહસ્ર વજીર પ્રધાન સભા તણુા તે શું કરૂં વખાણુ;
ગાં ગીત આલાપૈ નાદ પંડિત શાસ્ત્ર પાઠના વાદ ૫૩૪
કીર્તિ ભાટ ચારણુ ઉચરે જય જય નાયક તિહાં કરઈ;
સત્ય સાહિત બોલિ જે તિહાં સભા ભરી બેઠા છે જિહાં. ૫૩૫
મોટા દેશ દેશના રાઉ સેવે ભૈરવસેનના પાઉ;
એક સેવક ઊભો ઢાલે વાય ઢલે ચામર અતિ ઓછવ થાય.
વાજે પંચ શબ્દ નિશાન અનેક કવિજન કરે વખાંણુ;
સર્વ સભા બેઠિ તિહાં જિસઈ કૌતિક આડ કથા કહૂ તિસઈ.
પૂરવદેશથી એક પંખણી વરસ સોલની તે યોગિણી;
જાણે મદન તણી તે પૂતલી સુંદર નારિ અને કોમલી. ૫૩૮
સભા માહે કીધો પેસાર બેઠા રાજા લોક અપાર;
નાગી થઇને ઊભી રહી સભા સહૂ લાજિ તે સહી. ૫૩૯

તે પંખણી ન લાજિ રતી લોક કહે એ મોટી સતી;
પુરુષ લાજ ન આણે હીયે લોક આંગલી દાંતે દીયે. ૫૪૦
ભરિ સભા માહેં નાગી નાર આવી ઊભી કવણ વિચાર;
મન આશ્ચર્ય પામ્યો ભૂપાલ હસે લોક દેઈ કરતાલ. ૫૪૧
હાહાકાર સભા માંહિ હૂઓ લોક સહૂ આશ્ચર્ય થયો;
એહ અવિચારો ન હૂઓ કદી લાજ નહિ નારિને યદી. ૫૪૨
રાજા એક તેડી પરધાન કીધી વાત લાગીને કાન;
પૂછો એહને કીસ્યો વિચાર સભામાંહિ નાગી કુણ સાર. ૫૪૩
કિહાં થકી આવી એકલી સ્ત્રીને વાત પૂછો તેટલી;
સુણી વાત પૂછે પરધાન કુણ તું કિહાંથી આવિ કુણ થાંન. ૫૪૪
આવિ પૂરવ દેશ અભિરામ પંખણી યોગિણી મારૂં નામ;
ઉત્પત્તિ માય બાપનો ઠામ પછે વાત બોલિશ ગુણ આમ. ૫૪૫
વલિ વાત પૂછે સુવિચાર કીમ નાગી ઊભી સભા મોઝાર;
પુરુષ દેખી નહિ આણે લાજ તેહ વિરતંત કહો તુમ આજ.
બોલે પંખણી યોગીની વાત સભા સાંભલે ગુણ આખ્યાત;
રાજા ભૈરવદેવનૈ આદિ સભામાંહિ નહી પુરુષ પ્રસાદિ. ૫૪૭
સર્વ રૂપ દેખી સ્ત્રી તણો કિણ લાજે પહરે પહેરણો;
એહવો પુરુષ નહિ સંસાર જેહની લાજ કરૂં સુવિચાર. ૫૪૮
માહરે મને સહૂઈ બૈરાં છે લાજ કેઈ રાખું હું પછૈ;
વાત સુણિ રાજાને મન મહા એક ચિંતા ઉપની. ૫૪૯
અતિ લાજયો રાજા તિણ વાર સભા સહૂ તિહાં પડયો વિચાર;
એહ વાત તો મોટી વલી કિમ જીપાયે એહ વ્યાકુલી ૫૫૦
રાજા ઘણી વિમાસણ થઈ તેહની વાત પરધાને કહી;
અતિ ચિંતા રાજા ઊપની કિણ એ જીપાયે પંખણી. ૫૫૧
સભા વિસર્જન રાજા કીધ પંખણીને ઉતારો દીધ;
સહૂ વજીર લજ્જાવંત થયા ભૈરવસેન મહિલમાં ગયા ૫૫૨
ચિંતા ઘણી નહી મન ઠાય સ્ત્રીનો બોલ નરને ન સુહાય;
ભૂખ તરસ ને નિદ્રા નહીં ક્ષણ એક બેસે સુવે નહીં. ૫૫૩

માતો ગજ અંકુશ નવિ સહઇ તેજી તાંજણો લાગણો કહેં;
ઓનો બોલ સહાયે નહીં કદી જો પુરુષ બિહુ ઉપનો યદી. ૫૫૪
લાજ પુરુષનેં સ્ત્રી અવગુણ્યો સભામાહેં જે મુરખ ભણ્યો;
પર હાથ ભોજન પર હથ કાજ ચિહૂં વાંને પુરુષને મોટી લાજ.
ચિંતા ઘણી નહીં મન ઠાય કૌતિકીઆ નહીં આલસ થાય;
પૂછેં રાણી રાજા પાસ ચિંતા ઘણી કાં રહ્યા વિમાસ. ૫૫૬
મન લજ્જાયેં વાત નવિ કહી હૂવો પરભાત ઈમ કરતાં સહી;
બેઠી સભા બીજે દીન મિલી આવી પંખિણી તિહાં વલી. ૫૫૭
રાજા બોલૈ સુણો વિચાર પંખણી જાવો તુમે ઘરબાર;
હૂં નગરમાંહે પડાવું સાદ, એહવો છૈ કોઈ માડે વાદ. ૫૫૮
જે એહનેં નર જિપૈ જાણ આપું હય ગય લક્ષ્મી પ્રમાણ;
વડો વજીર કરી થાપીયે મુહ માગ્યો તેહને આપીયેં. ૫૫૯
જે કો નર જિપે પંખણી આપું હય ગય લક્ષ્મી ઘણી;
નગરમાંહે ઢંઢેરો ફિરેં કોય વાત કીહાં નાવ ઉચ્ચરે. ૫૬૦
તેણે સમે વરસીંહ યોગણી પંખણી યોગણીની સામીણી;
સભામાંહે આવિ તિણે કાલ સૂણનેં ભૈરવસેન ભૂપાલ. ૫૬૧
એહ પંખણીની જાણો વાત એણેં કીયો જુગ આખ્યાત;
એવો નહીં કો પુરુષ સધીર જેહ પંખણી જીપેં વીર. ૫૬૨
એહનેં મનેં પુરુષ તે રંડ એહસું પ્રાક્રમ કોઈ ન મંડ;
કામશાસ્ત્રનો જે હોવૈ જાણ સ્ત્રીનાં લક્ષણ પ્રીછે પ્રાણ. ૫૬૩
ભોગ તણા જાણૈં જે ભેદ એહનેં જીપેં તે નૃપ દેવ;
બીજી વાત તે સર્વ સોહિલી પંખણી જીપંતાં દોહિલી. ૫૬૪
એહવી વાત સુણી ભૂપાલ મન ચમકયો તતખિણ ધરપાલ;
સ્ત્રીના ચરિત્ર વખાણેં જેહ તેહવો આજ અછેં કોકદેવ. ૫૬૫
કામશાસ્ત્રનો તે છેં જાણ સ્ત્રીય તણાં જાણે બંધાણ;
વરસીંહણીઈ દીધી સાખ કોકદેવ છેં કુશલ ભાખ. ૫૬૬
સભા સર્વ બોલેં તિણ વાર કોકદેવ છે કાંમ વિચાર;
એહવો વિમાસી તેડં રાય કોકદેવ આવ્યા તિણ ઠાય. ૫૬૭

તેણે સમઈ બેડી બાજીયે રાજા ધીર સોપારી દીયે;
સુણ રે કોકદેવ સુજાણ એ પંખણીએ લજાવ્યા પ્રાણ. ૫૬૮
એહ સંઘાતે જીપો વાદ તો હું આપું રાજપ્રસાદ;
કોડિ પાંચ દ્રવ્ય ખાધો જેહ તે તુનેં બગસું કોકદેવ. ૫૬૯
વડો વજીર કરી થાપીયે પરધાન મુદ્રા વલી આપીયે;
કોકદેવ કહેં સુણિ રાજન નારિ તણાં ગુણ બાણ સમાંન. ૫૭૦
મુજ આગલ એ સું બાપડી નયન દ્રષ્ટિ નવિ શોભે ઘડી;
દિવસ આઠ મોહલત દીજીયેં પછેં પંખણી સું સુધ કીજીયે.
જિણ દીનથી બંધીખાનેં રહ્યો મદ ક્ષીણ તનું દુર્બલ થયો;
દિવસ આઠમે થઈ હૂંસીઆર જીપું પંખીણી યોગીણી નાર.
વાત સુણી રાજા હરખીઆ કોકદેવ તતખિણ છોડીઆ;
આવૈ જાયૈ રાજદુઆર ખરચ વરચ આપ્યા ભંડાર. ૫૭૩
કોકદેવનેં આપેં માન રાજા કરૈં વડો પરધાન;
બુદ્ધિવંતનેં ચતુર સુજાંણ ભૈરવસેન કરે વખાણ ૫૭૪
અર્થ આપણે મીઠો સહૂ ગરજ પડયેં વેશ્યા તે વહૂ;
ગરજેં દ્રાંમ તે કોડિ સમાન અવસર સર્વ મીઠું વિષપાન. ૫૭૫
કીમ કરતાં જે [નીચ] કુલનો હસે ઘણો કહિવો નવિ લાગે તિસે;
જે છે જાતવંત તોખાર તે કિમ ચાબક સહિ અપાર. ૫૭૬
એક સોનોનેં સુરહો ગંધ માતો હસ્તિને મદઅંધ;
કોકદેવ નેં નારિ વાદ એ જૂડ(ગ) તો ચાલ્યો જુગ આદિ.
પંખણી યોગણીનેં વિશ્રામ અપાવ્યા ઉતરવાનેં ઠામ;
ખરચ ખાંણ આપ્યો ઇચ્છતો વાદ તણો કીધો નચિંતો. ૫૭૮
દશ પ્રકારને અર્થ જૂજૂઆ ચોથો પ્રકાર સંપૂરણ હૂઆ;
શ્રી નરબદ કહે કવિરાજ કોકચોપઈ સુણીયે આજ. ૫૭૯

ઇતિ શ્રીમદ્ જૈનાચાર્ય શ્રી નરબુદાચાર્ય વિરચિતે
કોકશાસ્ત્રે સ્ત્રીકમલ સ્થિતિ વર્ણન ચતુર્થ
પ્રકાર સંપૂર્ણ ॥ ૪ ॥

॥ काव्य ॥

सकलदुरितहारी सौख्यकारी भवानी
मधुरवचनदाता बुद्धिमाता कुमारी ।
नवरस रमणीया हस्तवीणासुधारी
सुमुखि ! सकलपूज्या भावयुक् त्वाऽभिवन्दे ॥ ५८० ॥

## ચોપઈ

દિન પ્રતિ આવે રાજ દુઆર ભૈરવસેન શું કરે વિચાર;
નૃપ પૂછે સ્ત્રી મલવા ભેદ યુગતિ કરિ કહઈ કોકદેવ. ૫૮૧
કોકદેવ કહઈ સુણુ મહારાજ સ્ત્રી જીપવા તણા ઉપાય;
ત્રણુ ભેદ છે મિલવા તણા સ્ત્રીના લક્ષણુ જોતાં છે અતિ ઘણા.
સ્ત્રી જીપવા તણું શું ગજૂં કીજે જ્ઞાન કામશાસ્ત્રનું;
સ્ત્રીને સુખ હોવે અતિ ઘણાં પ્રેમ પ્રસંગે કામીશ્વર તણાં ૫૮૩
જે નરનો ષટ્ આંગુલ લિંગ તેહ જાતો માડે સંગ;
આંગુલ નવ હોવે યોનિ જેહને ચિડી તણી પરિ મલે તેહને ૫૮૪
મોટી યોનિ જે કાંમિની ગર્દભની પરગતિ ભાંમિની;
યોનિ ષટ્ આંગુલ હોવે જાસ મિલિયે પારેવા પર તાસ. ૫૮૫
ઈંદ્રી નાની મોટી ભગ મિલિવાનું કિમ હોયે પરસંગ;
કોકદેવ કહે સુણો મહારાય મિલવા તણા અનેક ઉપાય. ૫૮૬
મોટી યોનિ લિંગ ટુંકડો મિલવાનો સગપણ સાંકડો;
કંદર્પ કિમ દ્રવે તેહનો ભેદ વિશેષે કહું એહનો. ૫૮૭
સ્ત્રી ઉંધી સુવે પગ ઉંચા કરે એટલે કમલ નીચો સંચરે;
પછે પાધરી સુવારીએ નારી નર એહુ પગ ઉપરે ભારિ. ૫૮૮
જંઘા ઉપરે બેસીને લિંગ ભગને સુઢે કરે પ્રસંગ;
ક્ષણુ એક તિહાં ઘસી પરવરી પછે લિંગ આઘો સંચરે. ૫૮૯
સંગ કરતાં સ્ત્રી સુખ થાય એહૂ જણું સુખ પામી જે રાય;
એહ ભેદ ઉઘાડો કહ્યો કોકદેવ તે પોતે લહ્યો. ૫૯૦

સ્ત્રી કમલે ડાબિ પાખડી કંદર્પ રહે તિહાં સંધડી;
તે સ્ત્રીને સુખનો વિશ્રામ કામશાસ્ત્રજ્ઞ જાણે ઠામ. ૫૯૧
જિહાં લગિં ઇંદ્રી પુહૂચૈ નહીં તિહાં લગે સ્ત્રી સુખ હોવે નહીં;
જાણિ ભેદ પુરુષ જો મીલૈ તો સ્ત્રી વિરહ પીડાથી ટલૈ. ૫૯૨
જીહાં લગેં સ્ત્રીને ન હોવે દ્રાવ તિહાં લગેં સુખનો કિમ અનુભાવ;
સ્ત્રીનેં દ્રાવ ન હોવૈ યદી પુરુષ દ્રાવ જો હોવૈ કદી ૫૯૩
જાણે યોનિ પડ્યો અંગાર પુરુષ મુખ નવિ દેખે નાર;
અળખાંમણો હોયે તેહને પહિલો દ્રાવ હોવે જેહને. ૫૯૪
કોકદેવ પ્રતિ રાજા ભણે સહજે સ્ત્રી નર કિમ બણે;
પહેલો સ્ત્રીને કિમ હોવૈ દ્રાવ કોકદેવ કહો મુજ સદ્ભાવ. ૫૯૫
કોકદેવ બોલ્યા સુ રસાલ સાંભળ ભૈરવસેન ભૂપાલ;
સર્વ પુરુષને હિત કારણે કામશાસ્ત્ર કીધો કવિ જણે. ૫૯૬
જેહ પ્રકારે કહ્યા મેં ભેદ તેને નારી દ્રવે વિછેદ;
દ્રવતાં સ્ત્રી સુખ પામે ઘણો કહું લક્ષણ એક મિલવા તણો. ૫૯૭
જિ(જે) વારે સ્ત્રી પ્રતે નર સંચરે ડાબે અંગે સ્ત્રી સેવ્યા કરે;
મુડેં મુડેં આધી ભીડીયે આલિંગન ગાઢાં દીજીયે. ૫૯૮
જેણે તિથેં જે બોલ્યા ભેદ તે જાણી જે વડે વિછેદ;
ચુંબન ઠાંમે ચુંબન કરે નખ ઠામેં નખ ક્ષત સંચરે. ૫૯૯
ડાબો સ્તન જમણે કર ધરે શીર વેણી ડાબે કર ધરે;
અધર લેઈ મુખમાંહિ ઘાતીયે (ચાટીયે) પછેં વલિ ઉસ્વાસ લીજીયે.
જો સ્વાસ નીચો ધરે ભૂપાલ પુરુષ દ્રાવ હોયે તતકાલ;
યોનિ માંહેથી ઇન્દ્રી કાઢીયે પછે સ્વાસ નીચો રાખીયે. ૬૦૧
ઉંચે સ્વાસે કીજે ભોગ કોકદેવ એ કહ્યો સંયોગ;
સ્ત્રીને સંગ કરતાં ઇંમ બોલિસ લક્ષણ કરજો તિમ. ૬૦૨
સ્તન ઉપરે અંગુઠો કરી મોંડે મોંડે હલાવે ફરી;
પુંપીઆલી ડુંટી આંગુલી જિમ આંબો ઘાલે વાટલી. ૬૦૩
બલેં કરીને સ્તન ચાંપીયે મુખે કરીને અધર ભીડીયે;
અથવા મોરપીંછ નો છત્ર નાચે મોર જિમ થઈ વિચિત્ર. ૬૦૪

તિમ સ્તન ઉપરેં નર આંગુલી ફીરે ફીરાવે જીમ વ્યાકુલી;
નસ્કોરૂં ડાબું સ્ત્રી તણું નર જીમણું ઉપર આપણું ૬૦૫
દેઇ આલિંગન ચગલીયે હોઠ બાહુ ઘાલી ઉપાડે કોટિ,
ઈણી પરે ભોગ કરંતાં સહી સ્ત્રીને દ્રાવ હોવે ક્ષણ રહી ૬૦૬
ઈંદ્રી ચાંપીને રાખીઈ દ્રવે નારિ તિહાં લગે રાખીઈ;
તિહાં લગિ રાખે ઇન્દ્રી સરઇ ઠેલી નરને પાછો કરે. ૬૦૭
કોકદેવ કહે એહ પ્રકાર સ્ત્રીને દ્રાવવા તણો વિચાર;
એહવી રીત જાંણિસે જેહ સ્ત્રીને સદા જીપિસે તેહ. ૬૦૮
સુણ રાજા એ પંખિણી નારી હું જીપીસ એ સહી વિચાર;
દિવસ આઠ લગી મારો દેહ સોહી સમારી કરૂં સનેહ. ૬૦૯
બંદીખાનો મેં ભોગવ્યો જેહ તીણે કરી તનુ દુર્બલ થયો;
કામ હીણ નર કિમ જીપીયે મહારાજા વિમાસો હૈયે. ૬૧૦
કહે રાજા સુણ કોક પ્રધાન અંગ દુર્બલ નહીં હોવે બંધાણ;
તેહનો એક કહો પ્રકાર લોક સર્વને હોવે ઉપકાર. ૬૧૧
દશ પ્રકારે ગુણ જૂજૂઓ પંચમ પ્રકાર સંપૂર્ણ હૂઓ;
**શ્રી નરબદ** બોલે કવિરાજ એહ પ્રકાર સુણી જે આજ. ૬૧૨

ઈતિ શ્રીમદ્ જૈનાચાર્ય શ્રીનરબુદાચાર્ય વિરચિતે
કોકશાસ્ત્રે સ્ત્રી સંભોગ વર્ણનં પંચમ
પ્રકાર સંપૂર્ણ ॥ ૫ ॥

काव्यं

अरुणकुसुमवासा रक्तनेत्रा मृदङ्गी
रविकिरणविभासा कोटिबिम्बप्रकाशा ।
मधुरवचनबाला प्रेतरूढा नृतन्ती
अतिशयवदवीणा मात ! मातङ्गि पातु ॥ ६१३ ॥

## ચોપઈ

કોકદેવ કહે છઠ્ઠો પ્રકાર કટિ દ્રઢિ કરણુ કીજે સાર;
જિમ મદમાતી સ્ત્રી જીપીયે કંદર્પ તણા મર્મ લીજીયે. ૬૧૪
દિન પ્રતે જિમેં સદા ચૂરમો પિત્તલો ધાંન ઘણું પ્રીતમો;
નવિ ખાયઈ તાઢૂં વાયડું ખાટો ખારો નવિ ખાયે વડો. ૬૧૫
દિન પ્રતેં ઉન્હે જલ અંઘોલ ખાવેં મધુ પિંપલ તંબોલ;
વલિ મીઠાઇ વસ્તુ ખાઇયેં અખોડ બદામ ચારોલી લિજીયેં. ૬૧૬
બીજી વલિ વસ્તુ જે ભલી સોષણ પોષણ ખાઈયેં મિલિ;
રાતિ દિવસ રહેં સાવધાન પહીરેં ઉત્તમ વસ્ત્ર સમાન. ૬૧૭
દાઢી સમરાવેં અંઘોલ ઉને પાણી નાહેં સમોલ;
ગોળી અપૂરવ કીજીયેં તેહનો ઓષધ કહી દીજીયેં. ૬૧૮
દિન પ્રતિ ગોલી ખાઈ જઈ સદા કટિ દ્રઢિકરણુ કીજીયે યદા;
તે ઓષધનો બોલીશ નામ પીછે લેજ્યો જે ગુણ ગ્રાંમ. ૬૧૯
તજ તમાલપત્ર સારિખા જાવંત્રી જાયફલ અખા;
અકલકરો ને કેસરનાગ એ ઓષધ લીજે સમભાગ. ૬૨૦
વાટી વસ્ત્રગાલ કીજીયે મધુ સું ગોલી લે બાંધીયે;
અઢી ટાંક ગોલી પ્રમાણુ પરભાતે લીજીયઈ સુજાંણુ. ૬૨૧
તેહ ઉપરિ ગાયનો દૂધ માંહિ મેલી જૈ ઘૃત સુધ;
બેહુ વસ્તુ ઉકાલી કરી હેઠો ઉતારી જૈ ફિરિ. ૬૨૨
રાતિ ખાંડ માંહિ મુકીયે ચમચા વડે દૂધ પીજીયે;
પછે પ્રહર ઉપર અનુમાંન જિમો ઉપરિ સરસાં ધાંન. ૬૨૩

જિમેં ચૂરમા ત્રિધારા વલી દૂધ ઘૃતની ધારા મિલી;
નાના વિધ ભોજન જીમીયેં ખારો ખાટો નવિ લીજીયે. ૬૨૪
નિલી દ્રાખ તણો રસ લીજૈં સેર એક પ્રમાણી લીજીયેં રસ;
તે માંહે ઔષેધ મૂકીયેં ટાંક ચ્યાર માંને મેલીયે. ૬૨૫
રૂડી એલચી સાર લવિંગ જાયફલ જાવંત્રી સંગ;
મૂસલીકંદ મૂલાની મીજ લીજીયેં રૂડા ગાજર બીજ. ૬૨૬
સાત ઔષધ સમભાગેં કરી વાટી વસ્ત્રગાલ કરી સંચરી;
દ્રાખ રસ કાઢયો છે જેહ તે માંહે મૂકી જૈં એહ. ૬૨૭
ચાર ટાંક માંહે ઘૃત સાર મેલવીયેં તે માંહે સાર;
દિવસ ત્રિણુ તાવડ મૂકીઈ જતન કરીનેં તે રાખીયે. ૬૨૮
સંધ્યા વાલૂ કીધા પછેં ટાંક નવ ખાયે જે સજન;
દૂધ કૂર તે ઉપર કીજીયે ઇણિ પરિ ઔષધ તે લીજીયેં. ૬૨૯
પ્રભાતે ગોલી સાંજે એહ દિન દિન પ્રતિ ખાઈ જેં તેહ;
કટી દ્દઢ હોવઈ જે નર તણી કામવૃદ્ધિ હોવેં આફણી. ૬૩૦
વલિ એક ઔષધનો મર્મ બોલિસ નર ફેડેવા ભર્મ;
ચોખટ ગાજર છોલિ કરી થોડિ બાફી અગનમેં ધરી. ૬૩૧
કાઢીનેં ઘૃતમાં પાચીઈ પછે લેઈ મધુ મે નાખિયેં;
દિન પ્રતેં ખાયે જે નર જાણુ કામબાણુ વાધઇ સુપરાંણુ. ૬૩૨
પાસે રાખેં પરિમલ ઘણો કસ્તુરી જબાદીજ તણો;
પાનફૂલ પરિમલનું તેલ ચૂઆ ચંદનને રંગ રેલ. ૬૩૩
મૂખમાં બિજોરાની છાલ ખંડ એક રાખી જે ગાલ;
તેણે કરી મુખનો ઉસ્વાસ ઉત્તમ ગંધ આવેં સ્ત્રી પાસ. ૬૩૪
પછે ભોગ ઇચ્છે કામિની વાદેં નર જીપેં ભામિની;
સુણે રાજા બોલે કોકદેવ એહવા કામશાસ્ત્રના ભેવ. ૬૩૫
દિવસ આઠ માંહિં પ્રકાર દિન દિન પ્રતિં કરી જેં સાર;
મન ભાવે લીજિયેં સ્વાદ પંખિણી સરસો માંડું વાદ. ૬૩૬
તાહરે આદેશે યોગિણી જીપીસ પંખિણી ભોગીણી;
રાજા સુણી રલિઆયત થયો ભૈરવસેન મહેલમાં ગયો. ૬૩૭

કોકદેવ આવ્યા ઘર ભણી રાજાએ લક્ષ્મી દીધી ઘણી;
કોકદેવ માંડ્યો આરંભ જીપેવા યોગિનીનો થંભ. ૬૩૮
દશ પ્રકારનેં ગુણ જૂજૂઆ છઠો પ્રકાર સંપૂરણ હુઆ;
શ્રી નરબદ બોલેં કવિરાજ એહ પ્રકાર સુણીજે આજ. ૬૩૯

ઇતિ શ્રીમદ્ જૈનાચાર્ય શ્રી નર્બુદાચાર્ય વિરચિતે
કોકશાસ્ત્રે કરિદઢિકરણં ષષ્ટમ પ્રકાર
સમાપ્તં ॥ ૬ ॥

॥ काव्यं ॥

रक्ताम्बरारुणमुखी च सुरक्तनेत्रा
रक्ताङ्गभूषणसुशोभितचारुदन्ता ।
ज्ञानेन पूर्णवदना धृतहस्तवीणा
गुञ्जाभिमालवरधारण भारती सा ॥ ६४० ॥

દુહા

દિવસ આઠ એણી પરિ ગયા કીધા ઘણા ઉપચાર;
કોકદેવ ગુણ આગલો પરતક્ષ્ય કામ અવતાર. ૬૪૧
નાનાવિધ ઔષધ કર્યા લીધા સરસ આહાર;
પંખિણી યોગિણી જીપવા કીધા ઘણા વિચાર. ૬૪૨
પંખિણી યોગિણી તે ભલી કીધા સુખ ઉપચાર;
રાજા આપેં ઈચ્છતો ખરચ વરચ ભંડાર. ૬૪૩
ઈમ કરતાં દિન આઠમેં મુહલ દીયો મહારાય;
સભા તિહાં બૈઠી ઘણી નૃત્ય ગીત ગુણ ગાય. ૬૪૪
રાજા વજીર આવ્યા ઘણા આવ્યા વડા પ્રધાન;
માન ઘણો રાજા દીયે ગઢ રણથંભરસ્થાંન. ૬૪૫
કોકદેવ દિન આઠમઈ આવિ કીધ જુહાર;
પંખિણી યોગિણી તેડીયે કીજઈ વાદ વિચાર. ૬૪૬
વાત સુણી રાજા કહઈ ભલો ભલો કોકદેવ;
રાંડઈ મદ કીધો ઘણો તું ભાંજે ઘણ ભેવ. ૬૪૭
રાયે ખવાસ બોલાવીયા દીધો વચન પ્રમાણ;
ભોગ સજાઈ કીજીયે જે કહઈ કોક બંધાણ. ૬૪૮

ચોપાઇ

એક એકાંત મોટી ઓરડી છોહબંધ ને રતને જડી;
માંહે બાંધ્યા ચંદૂઆ ઘણા રતન જયોતી દીવા સોભણા. ૬૪૯

ઢાલ્યો છપ્પર તિહાં ઢોલીયો સોવન હીરપટે ગૂંથીયો;
મૂકયાં ઓસીસા(કા) ઓઢણાં મહી મિષ્ટાન્ન મૂકયા ઘણા. ૬૫૦
મૂકયા ફૂલ સુવાસ[1] ઘણી તેડાવી યોગિણી પંખિણી;
તેડાવી રાજા ઈમ કહઈ આજ હવઈ નરની સંગ લહઈ. ૬૫૧
અવધ વાદ સંપૂરણ હૂઓ કોકદેવ નઇ પાસઈ સૂઓ;
રૂડી પરિ પ્રીછવસ્યે તેહ સ્ત્રી નર લક્ષણ જાણઇ જેહ. ૬૫૨
લઈ આજ્ઞા રાજા તણી સુયણ ઘરિ આવી પંખિણી;
કોકદેવ સોનાની સૂઇ દોય ઘડાવી સરખી જોઇ. ૬૫૩
માથા માંહિ રાખી તિણ વાર આવી રાજાનેં કરઈ જૂહાર;
રાજા કહઇ સુણો પરધાન ગઈ પંખિણી સૂવા સ્થાન. ૬૫૪
તુમ્હે પધારો પંખિણી કનઈ જીપી પંખિણી કહજો મનઇ;
કોકદેવ આવ્યા ઘરમાંહિ તિહાં પંખિણી ઊભી જલ નાહિ. ૬૫૫
વસ્ત્ર હીણ ઊભી ઓલવી દીવા તણી છાયા મેલવી;
મોડી મુખ મરકલડે હસી કોકદેવના મનમાં વસી. ૬૫૬
ધરી બાંહ પંખિણી ત્રાંણ બેઠાડી સેજઇ સુજાણ;
પહિલઇ પ્રહર રાત્રિનઈ સમઈ કોકદેવ પંખિણી બે રમઈ. ૬૫૭
ખાટ ઉંપર બેઈઠી બેંઠણી સોહઈ કોકદેવ પંખિણી;
પહેલે પ્રહર ચઢાવ્યા અમલ હાસ્ય વિનોદ કરઇ તે રમલ. ૬૫૮
નાનાવિધ ભોજ્યાં પકવાન ઊપરિ વાસ્યા ખાધાં પાંન;
અંગે બાવનાચંદન તણો ગંધ વિલેપન કીધો ઘણો. ૬૫૯
વસ્ત્ર ટાલી બીજો શિણગાર શોભે ભોગિણી દેવકુમાર;
મસ્તકિ ફૂલ કેવડો ખાસ અતિ પરિમલ પુષ્પનો વાસ. ૬૬૦
સર્વ શૃંગાર સોહિં કામિની પ્રેમ ઘણો આંણઈ ભામિની;
સુગુણ પુરુષ મિલતાં સ્ત્રી સુખ કામિસ્વરના જાયે દુઃખ. ૬૬૧
બીજે પ્રહરે હાસ્ય વિનોદ ગાહા ગૂઢા ગીત રસ મોદ;
સરખી જોડી ઘડી કીરતાર કોકદેવ પંખિણી સું નારિ. ૬૬૨

पुरुषो वा स्त्रियो वाऽपि यावन्न तु निरीक्षणम् ।
परस्परं सुस्नेहं च तावत् प्रीतिर्न वर्धते ॥ ६६३ ॥

---

૧ સુરાસર ક.

પુરુષ વિચક્ષણ સ્ત્રી સંયોગ જિહાં લગિ નયન ન મેલો હોય;
દ્રષ્ટો દ્રષ્ટિ બિહૂ જન હૂઆ વાધઈ પ્રીત ન થાઈ જૂઆ(હા). ૬૬૪

દુહા

નયણા કેરી પ્રીતડી જો કરી જાણે કોય;
જે રસ નયણે ઉપજે તે રસ સેજ ન હોય. ૬૬૫
અણજાણ્યા શું પ્રીતડી પહિલી નયણ કરંત;
નયણ સરોવર પ્રીતિ જલ ત્રિયા વિરહ પીયંત. ૬૬૬

स्त्रियोऽ चरित्राणि कुर्वन्ति च पदे पदे ।
दृष्टिसंमेलनं तासां यद्धि पूर्वजन्नुः फलम् ॥ ६६७ ॥

ચોપઈ

સ્ત્રીના ચરિત્ર અનેક વખાંણ પગે પગે પાસઈ બંધિ બંધાણ;
કોકદેવ કહઈ સુણ પંખિણી પ્રીત પખેં નહિ કામિની. ૬૬૮
કોકદેવ કહિ સાચો સહી પ્રીત પખઈ તસ મિલીયે નહીં;
દ્રષ્ટો દ્રષ્ટિ નીરખઈ બિહૂ જણા કીજઈ લક્ષણ વિરહી તણાં. ૬૬૯
કોકદેવ તિહાં માંડી આલ બાંહ કંઠી ઘાલી સુકુમાલ;
તવ પંખિણી બાહુ પાછી કરઇ હૂં હૂં કહિ વયણ ઉચ્ચરઇ. ૬૭૦
કોકદેવ કહઈ સુણ મહારી વાત આજ લગેં નર ન લાગો હાથ;
તહારો રૂપ નિહાલી કરી કાંઈક ચિત્ત ભીની સુંદરી. ૬૭૧
કોકદેવ કહઈ સુણ સુંદરી જિણ દિવસ તું ઇહાં પરવરી;
તાહરી વાત સૂણી ને કાંન નાઠી નિદ્રા ભૂખ નિદાન. ૬૭૨
પંખિણી ભણે સુણો કોકદેવ તહારી કિર્તિ સુણીને દેવ;
કાંમકલા જાણે ભોગવી તિહાં થકી હું નાગી હવી. ૬૭૩
મુઝને તાં આવ્યો અભિમાંન એહવો છે કુણ પુરુષ નિધાંન;
રણથંભર ગઢ આવી વહી તે મેં દીઠો નયણે સહી. ૬૭૪
કોકદેવ કહઇ વલતો વયણ અમૃતદ્દષ્ટિ જોવો નયણ;
પૂર્વજન્મની જાંણી પ્રીતિ અમ સંઘાતે મિલીયે ચિત્ત. ૬૭૫
તું છઇ નારી ચતુર સુજાણ તુઝ વિરહે મુઝ છંડ્યા પ્રાંણ;
પ્રીત વચન તુમ્હે આણીયે દેઈ આલિંગન ચુંબન દીયે. ૬૭૬

વલિ હાથ પાછો ઠેલીયે તે ખલકે સોવન ચૂડી વાજીયે;
હાથ મીલાવો સ્વામિ તુમ્હે ઈહાં એકલાં દીઠાં અમે. ૬૭૭
વલતો કોકદેવ કહઇ એમ હું બેઠો તુમ્હે એકલાં કેમ;
મરકલડઇ હસી જુઓ નાર વાંકી દ્રષ્ટિયે જોયે વિચાર. ૬૭૮
હલુયે હલુયે આઘી લીયે પંખિણી યોગણિ ધીરજ દિયે;
ફૂલ દડાશું મારે હીયે તિણે કરી કંદર્પ જાગીયે. ૬૭૯
માહોમાંહિ રસ બોલે વલી અમૃત વચન હોયે કોમલી;
હાવભાવ મંડઈ પંખિણી નયણબાણ સાંધે પદ્મિની. ૬૮૦
કોકદેવ માંડે બહૂ આલ હીઆસું ભીડે સુકુમાલ;
સ્તન ભીડે મુખ ચુંબન કરે પંખણીને શશિકલા ઊભરે. ૬૮૧
કામચેષ્ટા કીજીઈ ઘણી નખ ચંપન હૃદય મીડણી;
ગાઢે બલ આલિંગન કરઇ ચુંબે ગાલ હોઠ મુખ ધરઇ. ૬૮૨
નગન થઈ સુતા બે જણા માંહોમાહિ જોવે પ્રેમણાં;
વલિ વલિ તે પાછું કરે કોકદેવ બલે બાંહે ધરે. ૬૮૩
જાંઘમાહિં ભીડી હયે જાંઘ પંખિણી યોગિણી સહિ લાંઘ;
વલી વલી કુચ મર્દન કરે કોકદેવ ગુણ ગતિ આચરે. ૬૮૪
ઇમ કરતાં પ્રહર બે ગયા ત્રીજે પ્રહર સચેતા થયા;
મદોન્મત્ત થઇ પંખણિ વ્યાપ્યો વિરહ સબલ યોગિણી. ૬૮૫
જાગ્યો મદન વિરહ ભોગિની પરવશ કામ ઘડેલી થઈ;
પુરુષ સંગની ઈચ્છા થઈ પંખિણી વીર્ય દ્રાવ તિહાં થઈ. ૬૮૬
કોકદેવ દીઠી મદયોગ પંખિણી સરસો માંડયો ભોગ;
ભોગ સુખ પાંમે યોગિણી જાગ્યો મદન વિરહ ભોગિની. ૬૮૭
કોકદેવ નહી દ્રવે લગાર તિણે સમે કીધો સુવિચાર;
માથા માંહિથી કાઢી સૂઈ સ્તન બેહૂમાં ચાંપી જૂ જૂઈ. ૬૮૮
કોકદેવ દ્રવ્યા તિણ વાર પામી સુખ યોગિણી અપાર;
ચોરાસી આસન સંયોગ કોકદેવ કીધો તિહાં ભોગ. ૬૮૯
યોગિણી સુખ પામી તિણે સૂઈ સુખે કરી નિદ્રા વસિ હુંઇ;
કોકદેવ ઉઠયો તિણ વાર રાત્રિ પાછલી ઘડી બેચ્યાર. ૬૯૦

નાહિ ધોઈ પહિર્યાં ચીર કોકદેવ તિહાં થયા સધીર;
સાર કપૂરે ખાધાં પાન ગંધ સુગંધ લગાવ્યાં માન. ૬૯૧
ઇમ કરતાં હૂઓ સવાર આવી રાયને કીયા જુહાર;
તિણી સમૈ જાગી યોગિણી મોડી અલસ ઉઠી પંખિણી. ૬૯૨

સ્તન ઉપરેં હાથ ફેરવિ ખૂંચી સૂઈ હાંહાં કરી;
દીઠી સૂઈ સોનાની હોય થણુ માંહે બૈસારી જોય. ૬૯૩
કોકદેવ મૂંને છેતરી મનમાં લાજ આવી તે ખરી;
માંન પોતાનો ભાંજ્યો સહી મન માંહે વિમાસી રહી. ૬૯૪

રાજાને સું મુહ દાખસ્યું માથો ધૂણી બોલે ઈસું;
ઓઢી ઓઢણો સૂઇ રહી કુણ જાણે જીવી કે મુઈ. ૬૯૫
રાજા પ્રતે કોક કહેં વયણ પંખિણી જઈ જોવાડો નયણ;
તાહરે સેવકને પંખણી જીતી રાત્રિ માંહી યોગિણી. ૬૯૬

જોવરાવી રાજાયે પંખિણી મુખ ન દેખાડે લજ્જા ઘણી;
પહેર્યાં ચોલી ચરણાં સાર ઉઠી પંખિણી થઈ હુંસીઆર. ૬૯૭
હવે નૃપનઇ મુખ સ્યું દાખીયે તતક્ષણ અગનિ કાઠ ભક્ષિયે;
કરી સજાઈ બલવા તણી નદી તટ ચાલી પંખિણી. ૬૯૮

વાત સુણી રાઉ આવ્યા તિહાં પંખિણી યોગની ઊભી જીહાં;
કહે રાજા સુણી પંખિણી નાર કિહાંથી લાજ આવી તુજ સાર. ૬૯૯
તેહ દીહાડો સાંભરતો નહી સભામાંહિ નાગી તું રહી;
તિણ દીવસે તુજ ન આવી લાજ અગનિ ભક્ષણ કરે તું આજ. ૭૦૦

વલતો વચન કહે પંખિણી સાંભલ રાજા વાત છે ઘણી;
મેં જીત્યા અનેક વજીર મોટા રાજા છે જે ધીર. ૭૦૧
કોઈ ન જીતો મુજ સંઘાત કોકદેવ મુજ લીધી હાથ;
બુદ્ધિવંત એ ભલો પરધાન તેણે મુજને જિતી સનમાંન. ૭૦૨

હવે હું મુખ દેખાડું કિમ હારી વાદ કોક સું એમ;
જો પરણું તો કોક ભરતાર નહિતર દેહ તજુ નિરધાર. ૭૦૩
આજ પછે નવિ કીજીયે વાદ કોકદેવ ઉતાર્યો નાદ;
કહેં રાજા સુણી પંખિણી મર્મ હવે તું પાલ પ્રતિવ્રતા ધર્મ. ૭૦૪

કોકદેવને તુજ આપસ્યું ભલે મહૂરત પરણાવસું;
લીધો લગન માંડ્યો ઉછાહ કીધો ઉત્તમ ગતિ વિવાહ. ૭૦૫
દાન માન દીધાં અતિ ઘણાં ઉત્તમ ચીર દીયાં સાજનાં;
રાજા અતિ હરખિત થયા પરણી કોકદેવ ઘરે આવીઆ. ૭૦૬

સૌભાગ્યસુંદરી દીધો નામ રૂપસુંદરી અતિ અભિરાંમ;
આપ્યો રાજા અતિ ઘણો માન કોકદેવ એ વડો પ્રધાન. ૭૦૭
ઘણો મહોચ્છવ કીધો રાય કોકદેવ પરણ્યા તિણ ઠાય;
મહાવજીરી આપી રાય કર્મયોગ સુખ લીલ કરાય. ૭૦૮

કોકદેવ સ્ત્રી જોડી મિલી દૂધમાંહે જિમ સાકર ભલિ;
ઘટતું દૈવે કીયું સંસાર કિહાં રણથંભર કિહાં પંખિણી નાર.
દૈવ સંયોગે વિવાહ મિલ્યો પરમેશ્વર દૂખ દૂરે ટલ્યો;
લિખ્યા લેખ નવિ પાછા થાય શ્રીનરબદ કહે કવિરાય. ૭૧૦

એક દિવસ રાજા પૂછંત સાંભલિ કોકદેવ એકંત;
કહે કિમ જીપીએ પંખિણી વિસ્તર ભેદ કહો મુજ ભણી. ૭૧૧
સ્ત્રી નર કંદર્પ કિમ જાગીઈ એહનો ઉત્તર અમ્હે માંગીયે;
વલતો કોકદેવ કહે ઈસું સ્ત્રી જિતવાનો ગજો કિસ્યો. ૭૧૨

કંદર્પ તણા થાન છે ત્રિણ તેહની યુગતિ કહૂં વિવરણ;
એક તાલવે બીજો હીયે ત્રીજો ઇંદ્રી યોનિ સંચીયે. ૭૧૩
જેહને કંદર્પતાલૂ હોય સ્ત્રી પુરુષે તે ભોલાં હોય;
અતિ સુઘડ બંધ તનૂ ધરે ઉત્તમ લક્ષણ તે આદરે. ૭૧૪

જેહને હીયે કંદર્પનો વાસ તે સ્ત્રી નરના ગુણ અભ્યાસ;
સ્ત્રી દીઠે નર ઉપજે કાંમ થોડે થોડે (કિમ) વાધઇ માંન ૭૧૫
થોડા બંધ તે સ્ત્રી નર તણો મધ્ય ગુણ કહીયે તેહ તણો;
જેહને કંદર્પ ઇંદ્રીયે રહે સ્ત્રીની યોનિ વાસો કહે. ૭૧૬

યોનિ લિંગ યોગે જાગંત તે સ્ત્રી નરને પ્રીતિ કહંત;
પણ તતક્ષણ દ્રવે બે જણા તે અધમ કહીયે કાંમણા. ૭૧૭
એ કંદર્પનાં નિશ્ચલ ઠાંણ થોડા ઘણા કહ્યા સહિ નાણ;
સુણ રાજા સ્ત્રી જીપવા પ્રકાર સરખી સરખી પ્રીતિ અપાર.

વલતો રાજા કહે વિશેષ મદન તણી છે યુગતિ અનેક;
જેહને ઇંદ્રીય હોવૈ કામ સ્ત્રીની યોનિ હોયે વિશ્રામ. ૭૧૯
વલતો તેહનો કહું ઉપાય ઓષધ વેષધ સેવ્યા જાય;
કોકદેવ બોલ્યા સુવિચાર સાંભલ રાજા ગુણભંડાર. ૭૨૦
કામક્ષિણ નર હોવે જેહ કરજ્યો ઓષધ બોલું તેહ;
સુંઠિ ટાંક લીજીઈ તે ચ્યાર પાંચ ટાંક આસંધિ વિચાર. ૭૨૧
વાટીને ચૂરણ કીજીયે દુધ માંહિ આવટી પીજીયે;
બીજો ઓષધ બોલીશ સાર પીંપર ટાંક એકવીસ વિચાર. ૭૨૨
ગાય દૂધમાં ઉકાલીયે દૂધ શેર બેમાં ઘાલીયે;
અવિટાડી પીંપર કાઢીયે તે સુકવી નાની વાટીયે. ૭૨૩
તે માંહે મૂકીયે નિવાત લીજીયે ટાંક ચઉદ નૈ સાત;
લિજે ટાંક પ્રમાણે દોય ઉપરે પીજે દૂધ સમોય. ૭૨૪
કાંમ ક્ષીણના વાધે કાંમ સ્ત્રી નરને સુખનો વિશ્રામ;
જેહને ઇંદ્રી હોયે કાંમ યોનિ દીઠી જાગે કામ. ૭૨૫
તિહાં લિંગ લેપ કીજીઈ ખારેકનો ઠલીયો લીજીયે;
ઘસી લેપ કીજીયે લિંગને એહ ઉપાય બોલ્યા થંભને. ૭૨૬
બીજા વલી અનેક ઉપાય તે આગલે બોલસ્યું રાય;
જો કીજે ઓષધ ઉપચાર તો નર જીપે સ્ત્રી સંસાર. ૭૨૭
દશ પ્રકારને ગુણ જૂજૂઆ પ્રકાર સાત સંપૂરણ હુઆ;
શ્રી નરબદ કહે કવિરાજ કોકચોપઈ સુણીયે આજ. ૭૨૮

ઇતિ શ્રીમદ્દ જૈનાચાર્ય શ્રી નરબુદાચાર્ય વિરચતે
કોકશાસ્ત્રે મદનજાગ્રતિ સપ્તમ પ્રકાર
સમાપ્ત ॥ ૭ ॥

॥ काव्यं ॥

प्रेतारूढप्रचंडदैत्यदमनी मधुकैटभोन्मर्दिनी
भक्तानां जननी सुखानंदकरणी मांगल्य संदायिनी।
वीणावाद्यमनोहरा मधुमती रक्ताम्बराशोभिनी
गुंजाहारसुधारणी गुणमती मातंगिनि ! पातु मां ॥७२९॥

દૂહા

કોકદેવ કહે સુણો નૃપતિ કહૂં આઠમો પ્રકાર;
ઔષધ કામજશાસ્ત્રનાં બોલિસ સુણો વિચાર. ૭૩૦
ભૈરવસેન કહે ભલો સાંભલ કોક પ્રધાન;
કામકથા તુમહી ભલે કહો સુંદર કથાભિધાન. ૭૩૧

ચોપાઇ

રાજા ભણે સુણો પ્રધાન તું છૈ બુદ્ધિ તણો નિધાન;
એહ પિંડ કાચો જાણિયેં અનેક વ્યાધિ ઉતપત્તિ ખાણીયે. ૭૩૨
ઉગી વ્યાધિ ઔષધ કીજીયે કર્મયોગી તિહાં ગુણ લીજીયે;
વલી એક પૂછું અભિસોય દેહ તણો સંભવ કિમ હોય ૭૩૩
વિસ્તાર કરી કહો આપનેં પરોપકાર હોય લોકને;
કોકદેવ કહે સુણો ભૂપાલ ત્રિભૂવન કીરતી કરૂં વિશાલ. ૭૩૪
પ્રગટ કરી બોલિસ્યું ભેદ નિશ્ચલ સત માનીજે વેદ;
કામશાસ્ત્રનો આત્મજ્ઞાન ઉતપત્તિ દેહ તણો પરમાણ. ૭૩૫

शुद्धे शुक्रार्त्तवे सत्त्वं स्वकर्मक्लेशनोदितम्।
गर्भ संपद्यते युक्तिवशाद् सिरिभृद्वारणम् ॥ ७३६ ॥

ચોપઈ

પુરુષ બિંદ સ્ત્રી લોહી બિંદ જો શુદ્ધ હોયે સુણો નરિંદ;
ગર્ભ સંભૂત હોયે તતકાલ મઈથુન કરતાં રંગ રસાલ. ૭૩૭

જિમ અરણી કાષ્ટ માંહેથી આગ મથન કરતાં ઉપજે જાગ;
તિમ સ્ત્રી રક્ત પુરુષનો બિંદ બેહુ સંયોગે ગર્ભ સંબંધ. ૭૩૮
પુરુષતણો બિંદ અધિકો હોય સ્ત્રીનો રક્ત થોડેરો હોય;
મૈથુન કરતાં પુરુષ પ્રસંગ ઉપજે ગર્ભ પુરુષનો લિંગ. ૭૩૯
સ્ત્રી રક્ત જો અધિકો હોય થોડો બિંદ પુરુષનો જોય;
કન્યા જન્મ હુવે તિણવાર આપ આપણે કરમે સાર. ૭૪૦
વીર્યરક્ત જો સરખાં હોય તદિ નપુંસક ઉપજે સોય;
ગર્ભ તણી ઉત્પત્તિ એ કહી વીર્ય રક્ત જો શુધ્ધા સહિ. ૭૪૧
રોગ રહિત ઉપજે શરીર સાંભલિ રાજા યૂગ સધિર;
બિંદુમાંહિ હોય વર્ણ વિકાર તો તે ગર્ભ ન ઉપજે સાર. ૭૪૨
સ્ત્રીના રક્ત તણો વિકાર જો હોવે તો ગર્ભ ન સાર;
તેહનાં લક્ષણ બોલીશ હવે આચારજ શ્રી નરબદ કવે. ૭૪૩
વાતપિત્તને શ્લેષ્મ વિકાર તેહ ઉપનં બિંદુ અસાર;
વાય વિકારે ગ્રંથી બાંધિયે પરૂ સારિખો પીત્ત જાણીયે. ૭૪૪
શ્લેષ્મ વિકાર ધરે તો પ્રીણ વાતપીત્તનું હોયે ક્ષીણ;
વાય શ્લેષ્મે ઉપજે બિંદુ વિકલ્પ દુધિ જાંણિ નરિંદ. ૭૪૫
પિત્ત શ્લેષ્મ તણો વિકાર જાણે છાસ તણો વિસ્તાર;
એહવા રોગના જાણો ભેદ ગર્ભ ન ઉપજે ફોગટ ખેદ. ૭૪૬
જોઈ બિંદૂ તણો પારખો ઓષધ કીજે તનુ સારીખો;
જિમ બિંદૂ હોયે શુદ્ધવાસ ગર્ભ ઉપજે ભોગ વિલાસ. ૭૪૭
સ્ત્રીને રક્ત તણો વિચાર ચાર ભેદ બોલ્યા સુવિચાર;
પહિલો લાખ રંગ સારીખો બીજો શ્યામ વરણ પારીખો. ૭૪૮
ત્રીજો જાણોઈ મામલીઆ રંગ ચોથો રંગ જાણિસ પતંગ;
શુદ્ધ વર્ણ એ બોલ્યા સાર સિંદૂર વરણે વાય વિકાર. ૭૪૯
પિત્ત વિકાર મજીઠહ રંગ શ્લેષ્મ ઉપજે કુંકુમ ભંગ;
વાતપિત્તનો વર્ણવું જેહ એકો રંગ ન દીશૈં તેહ. ૭૫૦
પિત્ત શ્લેષ્મ તણા વિકાર ધરેં પ્રીણને રકત વિકાર;
જોઈ વિકાર ઓષધ કીજીયે જિમ ઉત્તમ ગર્ભ સંજીયે. ૭૫૧

જોઈયે રક્ત તણો પારખો વસ્ત્રે લાગો ગુણ સારીખો;
ધોત વસ્ત્ર બિરાજે જેહ ઉત્તમ રકત જાણી જે તેહ. ૭૫૨
મધુ પીપરિ ને સાકર દ્રાક્ષ નરને પિત્ત વિકારે ચાખ;
આસંધિ સેવાડો દૂધસૂં વાય વિકાર સમે પુરુષ શું. ૭૫૩
સાકર જીરૂંને કાંગણી માંહે વરિઆલી મેલો ઘણી;
પ્રભાતકાલે ફાકી કરો નરને પિત્ત સમે ઉભરો. ૭૫૪
ત્રિફલા ત્રિગડૂ સાકરમૂલ[1] સમભાગે કીજ સમતૂલ;
વાટી ચૂરણ દૂધે વાવરો શ્લેષ્મ વિકાર થાયે પહરો. ૭૫૫
મિશ્રિત ઓષધ મિશ્રિત હરે નરનું વીર્ય અપૂરવ કરે;
ઈહાં સંક્ષેપે બોલ્યા સોય આગલ વલી વિસ્તારે જોય. ૭૫૬
સ્ત્રીને વાય હરે તે કહૂં સંક્ષેપ માત્રે જે હું લહૂં;
નાગ પુષ્પને બલ પડવાસ જેઠીમધ આસંધિ પ્રકાશ. ૭૫૭
મધુ સું ભક્ષણ નારી કરે વાય દોષ સઘલો પરહરે;
સ્ત્રીને રકતમાં હોયે વિકાર તે થાયે તતખીણ સુખ સાર. ૭૫૮
દ્રાખ મધુને કહૂ એલચી માહિ લવિંગ રચીયે સચી;
બીજોરા રસસું દીજીયે પીત્તવિકાર તતખીણ ભંજીયે. ૭૫૯
એ બેહૂ ઓષધ એકઠાં કરો શ્લેષ્મ વિકાર તતખીણ હરો;
પીતપાપડો ઉકાલી કરી દીજે સ્ત્રીને મધુસું ધરી. ૭૬૦
સર્વ રકત રોગ હરે તતકાલ ગર્ભ ધરે નારી સુકુમાલ;
સૂખે પ્રસુતા બાલક જણે વીર્યવંત કવિ **નરબદ** ભણે. ૭૬૧

### દુહા

કોકદેવ કહે સુણો નરપતિ મદન તણા પ્રકાર;
ઔષધ કામજ શાસ્ત્રનાં બોલિશ સુણો વિચાર. ૭૬૨
કામક્ષીણ હોયે ઘણો ઈંદ્રી નવિ ઉઠંત;
તેહ તણાં ઓષધ કહૂં સુણજો વૈદ્ય વૃતંત. ૭૬૩

### ચોપાઈ

જે નરને પુરુષારથ નહીં સ્ત્રી સંઘાતે પ્રેમ જ નહીં;
તેહ તણાં ઓષધ બોલિશ પ્રીછી લેજો તમે નરેસ. ૭૬૪

---

[1] સનમૂલ क.

ચીણુકબાબા અકલકરો કંદમૂશલી એકઠાં કરો;
ધોલા કાલા કોસંભા બીજ લેજ્યો કોચાં એહિખરા બીજ. ૭૬૫
નાગકેશર ને માલકાંગણી જાયફલ જાવંત્રી ભણી;
તજ તમાલપત્ર મેલવો સમભાગેં ઔષધ ભેલવો. ૭૬૬
વાટી ચૂરણ તે કીજીયે માંહિ ઔષધ બીજાં મૂકીયે;
ટાંક એક કપૂર પ્રમાંણ જીરૂં ટાંક એક બંધાણ. ૭૬૭
સૂંઠિ ટાંક બે મધ્યે મેલિજે વિજયા ચાર ટાંક ભેલીયેં;
પહિલાં ઓષધ બોલ્યાં જેહ અઢી ટાંક પ્રમાણે તેહ. ૭૬૮
સર્વ એકઠા કીજીએ સાર વાટી સૂક્ષ્મ ચૂરણ વિચાર;
વસ્ત્રગાલ કીજે તે સહી મધુસું ગોલી બાંધો લહી. ૭૬૯
અથવા ગુલસ્યું લેઈ બાંધીયે ટાંક એક માંને કીજીયે;
તે ગોલી લીજેં પ્રભાત જાગે કામ કરેં આખ્યાત. ૭૭૦
પુરુષ ઘણો હોયે સમરથ અતિ હેં દીપતો હોય મન્મથ;
જે સ્ત્રી નરનો તાલૂં જાજરો કામક્ષીણ હોયે તે ખરો. ૭૭૧
ઉન્હાલેં સંગ તે નવિ કરે સ્ત્રી સંભોગ વ્યાધિ સંચરેં;
તેહનો ઓષધ કીજે તેહ પ્રીછિ લેજો તે નર જેહ. ૭૭૨
ઉન્હો દૂધ કરીજે ઘણો ખાંડ ખજુર માંહે મેલો ઘણો;
ઉન્હો ઉન્હો તે પીજીયેં જાજરો તાલૂ મેટી જીયે. ૭૭૩
જે નરનો હીયો જાજરો તેહનો લક્ષણ હૂં ઉચ્ચરૂં;
ભોગ કરી ઉઠે જેતલે હીઓ ધૂજે ઘણો તેતલે. ૭૭૪
તેહનો ઓષધ કીજે એહ હીયો જાજરો ફીટેં તેહ;
સેર એક અજમા ફોતરાં પુટ સાત ઘો રસ ભાંગરા. ૭૭૫
તે માંહિ ઓષધ મૂકીયે ટાંક અઢાર અઢાર લીજીયે;
માહિ[1] પોસ્ત આકનાં ફૂલ નિર્ગૂંડી અરડુસો તુલ્ય. ૭૭૬
હરડેંદલ બહેંડાદલ સાર સરપુંફૂલ ટાંક અઢાર;
એર[2] કુંપલીક્ષીરનો કંદ મીરી માંહિ મેલવીયે સંદ. ૭૭૭
સવી સૂકવીને વાટીઈ આછેં વસ્ત્રે લેઈ ચાલિયે;
ગુલ મધુસું ગોલી વાલીયે ટાંક ત્રણ દિન પ્રતિ ખાઈયે. ૭૭૮

---

૧ નાહિ. क ૨ કયર કુંપલી. क

પ્રાતઃ કાલે ગોલી એક કરવી નરને યુગતિ વિવેક;
ઉપર દૂધ પીજીયે ઘણો કઠિન હીયો હોય નર તણો. ૭૭૯
કામવૃદ્ધિ પામેં પુરુષને થંભણુ બંધ કરે સંગમે;
જે નરનેં ઈંદ્રી જાગે નહીં તેહનાં ઓષધ બોલિશ સહી. ૭૮૦
લવિંગ અગર ત્રીજૂ તવખીર[1] તજ તમાલપત્ર લેજ્યો ધીર;
જાયફલ નૈ જાવંત્રી સાર નાગકેસર પીંપર સંભાર. ૭૮૧
સુંઠિ કાલો વાલો મૂકીયે કમલકાકડી કપૂર લીજીયે;
જીરો લીજે જોઈ સાર સર્વ સમ ભાગ મેલો સાર. ૭૮૨
વાટી નેં ચૂરણુ કીજીયે ચૂર્ણ અર્ધ ખાંડ મૂકીયે;
ભરી હથેલી ભૂકી કરો તાઢા પાણી સું આચરો. ૭૮૩
પ્રાતઃકાલે લીજીયે તેહ સર્વ રોગ જાયે પરમેહ;
ઈંદ્રી મૂશલ તણે પ્રમાણ સમરથ હોઈ ધીર સુજાંણ. ૭૮૪
વલી એક બોલીશ પ્રકાર ઈંદ્રી ઉઠે કાંમ સફાર;
મિરી દાલચીની ખસખસ બીજ હલોલ તણા એકવીસ. ૭૮૫
સુઆ સૂંઠિ કમલકાકડી મોચરસ લીજે સાંકડી;
નવ નવટાંક પ્રમાણે ભાગ ટાંક ત્રિણ મૂંકીજે નાગ. ૭૮૬
વાટી મધુસું ગોલી કરો બોર જેવડી તે વાવરો;
સંધ્યાકાલે કીજે સદા ઉઠેં ઇંદ્રી કાંમ હૂયે મુદા. ૭૮૭

## દૂહા

કાલી તુલસીનાં બીજડાં લીજે નવટાંક માંન;
ગુલસ્યું ગોલી બાંધીયે ટાંક અઢી પ્રમાણ. ૭૮૮
દેહકાંતિ વાધઈ ઘણી જાગે કંદર્પ રેલ;
સ્ત્રી ભોગે દશ દિન પ્રતે કામ કુતુહલ કેલિ. ૭૮૯

## ચોપઈ

એહ ઓષધ કહીયે સામાન્ય હવે રસાયણ બોલિસ જ્ઞાન;
મોટા મનુષ્યને તે કીજીયે સિદ્ધ રસ જોઈ લીજીયે. ૭૯૦

---

[1] તવક્ષીર. क

वज्राभ्रासत्वरैकान्तै स्निग्धपिष्टकृतोरस ।
सप्ताहं कटंबरीदाति रवर्लेयित्वा तु भूधरे ॥ ७९१ ॥
कांतिदा वीर्यदास्यस्था गुटीकाअमरसुंदरी ।
षण्मासेन जरामृत्युं रोगशस्त्रादिवारणं ॥ ७९२ ॥

## ચોપઈ

વજ્રભસ્મ લીજે ચ્યાર ભાગ અભ્રક સત્વ લીજૈ ચ્યાર ભાગ;
સુવર્ણ ચ્યાર ભાગ મેલીયે કાંતિ લોહ ચ્યાર જ મેલીયે. ૭૯૩
શુદ્ધ પારો ચ્યાર ભાગ મેલવો સર્વ રસ ભેલા ભેલવો;
કોઠંબરી દાંતિ રસ લેય દીવસ સાત પુટ દીજે તેહ. ૭૯૪
એવં ચઉદ દીવસ ખરલીયે માટી સંપૂટ માંહિ ઘાલીયે;
ભૂધર યંત્રે પ્રહર જ આઠ ચડતો દીજૈ અગનિ કાઠ. ૭૯૫
શીતલ કરી ઓષધ કાઢીયે સૂક્ષ્મ કરી રસિ વાટીયે;
ગોલી મિરી પ્રમાણે કરી એહનો નામ અમરસુંદરી. ૭૯૬
દિવસ પ્રતિ ખાઇ જૈં સદા ષટ્માસ લગે સેવો સદા;
જરા નહીં તે નરને કદા રોગ રહિત હોયે સર્વદા. ૭૯૭
કામી નરનૈ વાધઇ કામ શસ્ત્ર ન લાગૈ તનુ અભિરાંમ;
ખાટો ખારો તે વરજીયે જીહાં લગૈ એહ રસ લીજીયે. ૭૯૮
ગોલી મુખિ રાખિં જઈ સદા પુષ્ટિ કરઈ વીર્ય હોયે મુદા;
દેહ કાંતિ વાધઈ તે ઘણી દ્રઢ દેહ હોયે તેહ તણી. ૭૯૯
વલી રસ એક બોલું સાર પ્રીછી લીજ્યો વૈદ્ય વિચાર;
જેહ જાણશે રસાયન કલા તે એહ ઓષધ કરશે ભલા. ૮૦૦

हेमंतारविषंसुतं भस्मगंध समांसकं ।
चित्रका इंद्रवेणैव मर्दयित्वा दिनं पचेत् ॥ ८०१ ॥
लोहपात्रे तथा याम अग्नि मध्येसु क्षिपेत् ।
रस संचूर्णतं सिद्धं सूत चंद्रोदयामिधं ॥ ८०२ ॥
गजपीप्पली क्षौद्रं च युक्तादत्तवल्लद्वयं ।
ज्वरंजीर्ण प्रमेहं च पांडु संग्रहणी जयेत् ॥ ८०३ ॥

## ચોપઇ

સોનું રૂપું તે સમભાગ પારો ગંધકને વલિ નાગ;
સરિખાં આદ્રક રસે મરદીયે ચીત્રકરસ કાઢી ખરલીયે. ૮૦૪
પ્રહર આઠ ખરલ કીજે સહી લોહ સંપુટ મેં ઘાલો રહી;
એક પ્રહર બાલીજે આગ અડાઇયા છાણા ગજપૂટ લાગ. ૮૦૫
પછે વલી ચૂર્ણ કીજીયે મધુ પીપલસું તે લીજીયે;
ગુંજ પ્રમાણુઈ માત્રા કરો તેહ રસનો ગુણ છે આકરો. ૮૦૬
જીરણ તાવ જાયે તતકાલ સર્વ પ્રમેહ નાશે ભૂપાલ;
પાંડુ રોગ સંગ્રહણી જાય દુર્બલ નર તે માતો થાય. ૮૦૭
કામક્ષીણનો વાધઈ કામ દેહી રૂપ ધરઈ અભિરાંમ;
સ્ત્રી ભોગવતાં સુખ હોયે સહી કામશાસ્ત્રની ગતિ એ કહી. ૮૦૮
વલિ એક બોલીશ અભિરાંમ ઔષધ તણો લેજ્યો ગુણગ્રામ;
કથા પ્રસંગઈ બોલું સાર કવિ નરબદ કહે વેદ્ય વિચાર. ૮૦૯

टंकणं रविदुग्धेन पिष्ट्वाता सां मुखं लिपेत् ।
रुध्वा भांडे पुटे पाच्य स्वांग शीतं विचूर्णयेत् ॥ ८१० ॥
चूर्णतुल्यं मृतं सुतं वेक्रांतं सुत पादकं ।
शिग्रुमूल द्रवे सर्व सप्तवारं विभावयेत् । ८११ ॥
सूक्ष्मचूर्णं ततः कृत्वा चूर्ण पादांस टंकणं ।
टंकणं वच्छनागं च तत्समं मरिचं क्षिपेत् ॥ ८१२ ॥
मातुलुंगार्द्रकद्रावै सर्वमेतद्विजो जयेत् ।
चतुर्गुंजामिदं स्वादै सर्वरोग प्रशांतयो ॥ ८१३ ॥

## ચોપાઇ

ચોખટ લીજે ટંકણખાર આકદૂધ પુટ દીજે સાર;
માટી પાત્રમાં સંપુટ કરી પ્રહર અગની એક દીજે ખરી. ૮૧૪
શીતલ કરી ચૂરણ કીજીયે ચૂરણ સમો પારો મૂકીયે;
પારો ચોખટ જે મારીયો તે ચૂરણ માંહિ ધારીએ. ૮૧૫

પારદ તણો વલી ચોથો ભાગ મેલ્હી જઈ વેક્રાંત સુરાગ;
સરઘૂમૂલ તણો રસ લેય વાર સાત પુટ દીજીઈ તેહ. ૮૧૬
સૂક્ષ્મ ચૂરણ વાટી જે ઘણો વસ્ત્રગાલ કીજે ચૂરણો;
ચૂરણ અરધ ટંકણખાર ટંકણ અરધ નાગ વિચાર. ૮૧૭
સર્વ એકઠો કીજે સહી વાટી ચૂરણ કીજે લહી;
સર્વ ચૂર્ણ સમભાગઇ મિરી માંહિ મૂકી જે વાટી કરી. ૮૧૮
રસ બીજોરાનેં મરદીયે સાત દિવસ તે રસ ખરલીઇ;
પછે અદ્રકનેં રસે વલી સાત દીવસ મરદીજઇ મિલી. ૮૧૯
ચ્યાર ગુંજ ભારિં કીજીયે દિન પ્રતે એહ રસ લીજીયે;
ત્રૈલોકયચિંતામણિ નામ એહરસ કહીયે અભિરામ. ૮૨૦

वन्हि दीपयते बलिं च कुरुते तेजो महद्‌च्छतो
वीर्यं वर्धयते विषं च हरते दाढर्यं विधत्ते तनौ ।
अभ्यासेन निहंति मृत्यु पलितं पुष्टिं प्रदत्ते नृणां
कासं हंतयति क्षमं क्षपयते श्वासं च निकासयेत् ॥ ८२१ ॥
वातं विद्रध शूल पांडु संग्रहणी रक्तातिसारम् जियेत्
मेहप्लीह जलोदरास्मर तृषा सोफोह लंबोदरं ।
लूता कृच्छ भगंदरं ज्वरगणं चार्शसि कुष्टान्यसो
साध्यासाध्य रुजोनिहं सुरसै त्रैलोक्यचिंतामणिं ॥ ८२२ ॥

ચોપાઈ

ત્રૈલોકયચિંતામણિ રસ લીજીયે તેહના ગુણ અમૃત લીજીયે;
અગનિ પ્રદીપ કરે નર તણી બલ વાધઇ કાંતિ હોવે ઘણી. ૮૨૩
વૃદ્ધ અવસ્થા રસ પાલટે બાલે યૌવન તનુ પાલટે;
કાસ સ્વાસ હરૈ તતકાલ વાત શૂલ હરૈ ભૂપાલ. ૮૨૪
રકતાતિસાર બાંધઇ રસ એહ ખાતાં સર્વ ભાજે પ્રમેહ;
પિહા તણો તાં હોવે વિણાસ જો સેવીયે રસ એક માસ. ૮૨૫
જલોદર તણા સર્વ રોગ જાય જો એહરસ સેવે માહારાય;
પાંનહિ તણો તિહાં કીજે ખેદ તૃષ્ણા સોજો હરૈ વિચ્છેદ. ૮૨૬

મૂત્રકૃચ્છ ભગંદર રોગ તાપ ત્રિણિનો હોયે વિયોગ;
હરસ તણો તિહાં હોય વિનાશ કોઢ અઢારનો હોયે વિનાશ. ૮૨૭
વલિ અનેક જે હોય અસાધ્ય તેહ રોગ થાઈ સુસાધ્ય;
કામી નરને સુખ દે ઘણો કામક્ષીણ વાધ્યઈ તેહ તણો. ૮૨૮
જોઈ ક્રિયા કીજઇ રસ સાર રસ રત્નાકરનો વિસ્તાર;
ખંડ ચિકિત્સા માંહિ કહ્યું તેહ વર્ણવ્યું જે મેં લહ્યું ૮૨૯
એહ રસ મેં કેલવીઓ ઘણું વિસ્તારીનેં તે હું ભણું;
શ્લોક તણું કરી વ્યાખ્યાન પ્રીછી લેજ્યો બુદ્ધિ નિધાન. ૮૩૦
ગ્રંથ તણા જ્ઞાન જે લહે તેહ પ્રીછસ્યૈ નરબદ કહે;
વલી એક ઓષધનો ભેદ સાંભલિ રાજા વડે વિછેદ. ૮૩૧

कर्पूरफेनं रसजं च मर्घ धर्त्तूरतोयैर्दिनसूक्ष्मरवल्वे ।
माषैक मात्रा भूज वल्लिरवादे त्रिपुरराजो मदनेंद्र राज ॥ ८३२ ॥

## ચોપાઈ

કપૂર અફિણ અને હીંગલો સમભાગે લીજે સાંભલો;
મરદીયે ધંતૂરા રસ દિવસ એક મરદીજે કસઇ. ૮૩૩
માસા પ્રમાંણ ગુટીકા કરો ઘ્રત સાકર માંહિ વાવરો;
અથવા પાંનના બીડાં માંહિ તે ગોલિ ખાઇ જે ભાઈ. ૮૩૪
દિવસ પાછિલિ ઘડીયાં દોય ખાઈ જઈ ગોલી રસ સોય;
સ્થંભન હોય દશ ઘડી પ્રમાણ કામરાજનાં એ બંધાણ. ૮૩૫
નારિ રસ પામીજે સાર ભોગ તણો હોયે વિસ્તાર;
મહાદેવિ ગુટીકા એ કહી બુદ્ધિવંત પ્રીછે જો સહી. ૮૩૬
વલિ એક બોલીશ અભિરાંમ મદનકામેશ્વર રસનો નામ;
કામીજનને વલ્લભ સદા રસિક કીજે હરખે સો મુદા. ૮૩૭

रसं गंधकं कनकं जया समुद्रसोषयोः ।
देवदारुं मर्कटी सुरपुष्पं ईषबंधयोः ॥ ८३८ ॥

जातिफलं जातिपत्रं कर्पूरं फेनयोः सह ।
पिप्पलीषाजमोदं च लोबानकं युतंस्तथा ॥ ८३९ ॥
एतानि समभागानि तृतीयांशो गुडं क्षिपेत् ।
अरिष्टास्ति प्रमाणेन मदनकामेश्वरो रस ॥ ८४० ॥
भक्षयेत् सार्पिं शर्कर्या दिवसास्तं समये सदा ।
बलपुष्टि करो नित्यं वीर्यस्तंभकरं परं ॥ ८४१ ॥
नराधिपै भक्षयित्वा नारी भवति किंकरी ।
मदनकामेश्वरोयं च रसं मोक्तं महाबुधैः ॥ ८४२ ॥

પારો ગંધકને કનકબીજ વિજયા સમુદ્ર સોષ વલિ લીજ;
દેવદારૂ ને કાચકુંહરી લવિંગ મેલવો ઉત્તમ કરી. ૮૪૩
ઇમ સંબંધ ઓષધ મેલવો જાયફલ જાવંત્રી ભેલવો;
અકલકરો કપૂર અફીણ સારી પીંપલી લીજઈ વીણ. ૮૪૪
લોબાન ચોકૂખટ એકઠો કરો સમભાગે સવિ લીજે ખરો;
વાટીને ચૂરણ કીજીયે વસ્ત્રગાલ સૂક્ષ્મ લીજીયે. ૮૪૫
સર્વ ઓષધને ત્રીજે ભાગે ગોલ મેલવીયે જોઈ લાગ;
અરીઠા સમ ગુટીકા કરો અસ્તકાલ સમયે વાવરો. ૮૪૬
દૂધ કૂર પથ્ય કીજઇ સાર બલ વાધે મૈથુન કરતાં નાર;
સ્થંભન કરે ઘડી દશ જાંણ રસ કામેશ્વરનો બંધાણ. ૮૪૭
વલી બોલીસ એક પ્રકાર કામક્ષીણને મદન અપાર;
ગત કાંમે ઓષધ કીજીયે કામશાસ્ત્રનો મત લીજીયે. ૮૪૮

દૂહા

આસંધિ રૂડી આણીયે વાટી કીજે નહાંન;
વસ્ત્રગાલ ચૂરણ કરી મૂકી જે ખાંડ સમાંન. ૮૪૯
પ્રાત:કાલે ખાઇયે ઉપર પીજે દૂધ;
વાધે કાંતિ શરીરની રહે લુબ્ધી મુંધ. ૮૫૦
ઇમ અનેક બીજા ઘણા કીજઈ ઓષધ સાર;
કોક કહે સુણો નરપતિ એ આઠમો પ્રકાર. ૮૫૧

## ચોપઇ

કામક્ષીણના ઓષધ કહ્યા જેહ વિશેષે શાસ્ત્રે લહ્યા;
કાંમીનરને પ્રેમ જ ઘણો એહ પ્રકાર કહ્યાં તેહ તણો. ૮૫૨
દશ પ્રકારનેં અર્થ જૂજૂઓ અષ્ટમ પ્રકાર સંપૂરણ હુઓ;
શ્રી નરબદ કહઇ કવિરાજ કોકચોપઈ સુણીયે આજ. ૮૫૩

ઇતિ શ્રીમદ્ જૈનાચાર્ય શ્રી નરબુદાચાર્ય વિરચિતે
કોકશાસ્ત્રે કામક્ષીણ ઔષધકરણ અષ્ટમ
પ્રકાર સમાપ્ત ॥ ૮ ॥

॥ काव्यं ॥

शबोपरि समारूढां रक्ताम्बरपरिहिताम् ।
रक्तालङ्कारसंरक्तां गुंजाहारविभूपिताम् ॥ ८५४ ॥
षोडशाब्दयुवतिपीनोन्नतपयोधराम् ।
कपालकर्त्तिका हस्तां परमज्योतिरूपिणीम् ॥ ८५५ ॥
वादयन्तीं सदा वीणां मूर्च्छामागतमर्मभिः ।
वामदक्षिणयोगेन ध्यायेद्देवीं च सिद्धिदाम् ॥ ८५६ ॥

ચોપાઈ

કોકદેવ જે કહઇ પ્રકાર ભૈરવસેન સુણે તિણ વાર;
વલી રાજા પૂછે કહિ કોક સુણે સભા તણા સર્વ લોક. ૮૫૭
જેહનેં કંદર્પ ઝાઝો સહી સ્રીને મિલવા પખે સુખ નહીં;
અથવા સ્રી કામવતી હોય કામજ્વર સંતાપે સોય. ૮૫૮
તેહને સુખ હોવાનો ભેદ કવિજન બોલેં વડઇવિછેદ;
કામ ઠેલાતો જિણ વિધ રહેં કવિ વિનોદ શ્રી નરબદ કહેં ૮૫૯
તેલ તલીનો ઉકાલીઇ સિંધવ વાટી માંહિં મૂકીયે;
તેહ મસ્તકે સંચારો તેલ થિર હોય કંદર્પ કરતો રેલ. ૮૬૦
તેહ તેલનો મર્દન કરી આમલા ગંઠી તે ઉતરી;
સહતાઈ પાંણી કરી અંઘોલ ઝાઝા પાંણીસુ રંગરોલ. ૮૬૧
ઉપર ઓષધ મેલી ખાય દ્રાખ હરીતકી એલચી માય;
દાડિમ છાલી સમભાગઈ કરી ઓષધ ચ્યાર એકઠાં કરી. ૮૬૨
વાટી ચૂરણ કરો પ્રભાત વાસી પાંણીના ચલૂ સાત;
ઉપરિસું દરણૂં દીજે સહી ગાય છાસ વલિ સીરાવીયે. ૮૬૩
ઉપર ખાઓ સુરંગાં પાંન કાલી[1] સોપારી સુજાંણ;
બીડા માહિ ખાવી એલચી કંદર્પ સ્થિર હોય નરનેં સુચી. ૮૬૪

---

૧ ધોલી क.

વલિ ઓષધ એક બોલિસ સાર કંદર્પ ચઢ્યા તણો ઉતાર;
સ્ત્રી નરને બાધા દિનરાત, કામ તણાં તાં હોય સંતાપ. ૮૬૫
કામજવર ઉપનો જાંણુ, ઓષધ કીજે વડિ વિનાંણુ;
સ્ત્રી નરનઈ સુખ હોય અપાર તે ઓષધના કહું વિચાર. ૮૬૬

ગર્ભ કેવડીની રજ જેહ કપૂર એલચી મેલી તેહ;
સુકડનો માંહિ ભૂકો સુગંધ સમભાગે એ ચારે ઓષધ. ૮૬૭
શિલારસ મરદીજેં લેય ગોલી ગુંજ પ્રમાણઇ તેહ;
સ્ત્રીની યોનિમાંહી રાખીયે ભોગ તણા અંતે રાખીયે. ૮૬૮

ઘડી દોય પૂઠે કાઢવી તેહ ગોલી છાયા સૂકવી;
જણી સમે કંદર્પ વાધઈ ઘણો વશ્ય હોવાનો મહિમા સૂણો. ૮૬૯
કામજવર ઉપજઈ જિણીવાર સમય હોય ગોલી તિણ વાર;
અગનિ ઉપર ગોલી મૂકીયે ઓઢી વસ્ત્ર ધૂણી દીજીયે. ૮૭૦

ક્ષણ એક સૂઇ જાગૈ જેતલ કંદર્પ ખસી રહે તેટલે;
ઉપરિ દાલિ જીમાડો કૂર દૂધ પીઓ આથમતે સૂર. ૮૭૧
વાધ્યો કંદર્પ થિરતા ધરેં નરનૈ કહ્યું કવિ ઉચરે;
અથવા સ્ત્રીનૈ વાધઈ કાંમ પુરુષ પખેં નહીં કરે વિશ્રામ. ૮૭૨

તેહ સુખ પામેવા તણા ઉપાય કોકદેવ કહે સુણજો રાય;
ઉનો સરસીઓ કીજે વલી સીંધવ વાટી મૂકો વલી. ૮૭૩
તેલ સંચારો માથામાંહિ દહીં સંઘાતે મરદન કરાય;
પીઠી કરો ઉતારો તેલ નાહી સહતે જલ રંગરેલ. ૮૭૪

હરડે દલ સાકર સું ખાય દ્રાખ માહિં મૂકો સમઠાય;
પ્રથમ ગોલી બોલી છઈ જેહ ઓઢી વસ્ત્ર ધૂપ લીજે તેહ. ૮૭૫
સ્વપ્નઈ સ્રીય દ્રવે તતકાલ પુરુષ મિલ્યાનો સુખ હોય ભૂપાલ;
જેહ પુરુષસૂં ચિંતિઈ કાંમ તેહ સંઘાતે મન વિશ્રામ. ૮૭૬

તેહનો સુખ તે ધૂપેં હોય સ્ત્રી સુખ પાંમે તે સુખ હોય;
કંદર્પ સ્ત્રી મર્યાદા ધરઈ કોકદેવ નૃપસૂં ઉચ્ચરે. ૮૭૭

જેહ પુરુષને ન્હાનો લિંગ સુખઇ કરી નવિ હોયે પ્રસંગ;
તે મોટો હોવાનો ભેદ કવિજન બોલેં વડે વિછેદ. ૮૭૮

માંખણુનેં તેલ એકઠો કરી કીજઇ મરદન લિંગ ઉપરી;
મૂઓ અલસીઓ તે સૂકવી બાલી રાખ ઉપરી મૂકવી. ૮૭૯
ઇંદ્રી ઉપર ભર ભરાવીઇ આછો વસ્ત્ર ઉપરિ બાંધીયે;
ખાવી પીસ્તાલી બહૂ સૂખડી બીજ બદામ ચારોલી વલી. ૮૮૦
સાર વસ્તુ તે ઉપરિ ખાય ખારો ખાટો ટાલો રાય;
ઇણુ પરિ સાત દિવસ આચરૈ તિણુ વાર લિંગ લેપજ કરૈ. ૮૮૧
સાત દિવસ ઉપરિ તે લિંગ મોટો જાડો મૂશલ રંગ;
વલિ એક કૌતક બોલીઅ સ્ત્રીની યોનિ કાઢી કીજીઐ. ૮૮૨
અતિ સાંકડી ન પયસઇ લિંગ કોકદેવ બોલૈ પરસંગ;
તેહનાં ઔષધ બોલીસ વલી દૂધ માંહિ જિમ સાકર ભલી. ૮૮૩

અથ યોનિ સંકોચન લિખ્યતે:—

કનકબીજ માયા લીજીયે અજમો માંગફૂલ મૂકીયે;
કણુયર હુયેકુલી મતીરાંકુલી ઔષધ ષટ્ સમભાગે મિલી. ૮૮૪
સિલારસથી બાંધો બંધાણુ ગોલી જાર[1] જેતડી પ્રમાણુ;
તેહ ગોલી છાયા સૂકવી યોનિમાંહિં લેઈ મૂકવી. ૮૮૫
એ ઉપરિ ગોરૂં ઘસી લીજીયે યોનિ ઉપરી લેપ કીજીયે;
સૂર્ય સંચાર ન હૂયે પસાર સંકોચન બોલ્યો અવધાર. ૮૮૬
વલિ એક બોલિસ અભિરાંમ સંકોચન વિદ્યાનો ઠાંમ;
ભોગી નર જે જાણે સદા સ્ત્રીનો સૂખ પામે સર્વદા. ૮૮૭

अश्वगंधा वचाकुष्टं बलानागबला तथा ।
माहिष नवनीतं च गजपीप्पली संयुतं ॥ ८८८ ॥
पिष्ट्वा तेषां विलेपेन गाढीकरण मुत्तमं ।
सिध्यसि मुचीना यांति कथितं स्मरदीपिका ॥ ८८९ ॥

## ચોપઈ

આસંધિ વજ્જને કોષ્ટ મેલીયે બલનાગ બલમાંહિં ભેલીયે;
ગજપીંપ્પલી લિજે સમભાગ મહિષી માંખણુ મરદો લાગ. ૮૯૦

---

૧ જ્વાર क

મરદી ઓષધ કીજઈ લેપ યોનિ ઉપરિ દીજે થેપ;
યોનિ સાંકડી હોઇ ઘણું સ્મરદીપિકાનો મત ભણું. ૮૯૧

नीलोत्पल–सीताम्भोज–केशरं मधुशर्करा ।
अमीषां नाभिलेपेन रमते कामुकश्चिरम् ॥ ८९२ ॥

## ચોપઈ

નીલા કમલને ધોલાં કમલ કેશર મધુને સાકર વિમલ;
સર્વ એકઠાં તે મરદીયે નાભિ લેપ સ્ત્રીને કિજીયે. ૮૯૩
યોનિ સાંકડી હોવે તે વાર કાંમશાસ્ત્રનો એહ વિચાર;
ભોગી નરને વાલહો ઘણો ઓષધ યોનિ સંકોચન તણો. ૮૯૪

અથ સ્તન દ્દઢીકરણું:—

જે સ્ત્રી તણા સ્તન ઢીલા હોય કઠીન થાયે બોલીશ સોય;
ખેજડાંની ખીચડી લીજીયે, મરદીને તે રસ કાઢીયે. ૮૯૫
તિણે રસ સીસાની વાટલી, માંહિ ખરડીયે રસસૂં મલી;
વાટી માંહિ ઘાલી બાંધીયે, ત્રિણ દિવસ વાટી રાખીયે. ૮૯૬
ત્રીજે દિન છોડો વાટલી, સ્તન ગાઢા હોયે શ્રીફલી;
વર્ષાકાલે સંગ સંક્ષેપ, કરવો નરે થોડો ક્ષેપ. ૮૯૭
અતિ સંભોગે કંદર્પ ઝરઈ નાડી નવરસ લેઈ નીસરે;
દાંતનકો ચીર હે તતકાલ વિષયાં બાંધ્યું તે સુકમાલ. ૮૯૮
દ્રવે વીર્ય નાડે દેહની ઠાલિ દેહ હોયે તેહની;
ભોગ અંતે નવિ તે પીજીયે નીર વાધઈ તતક્ષિણ રોગ શરીર. ૮૯૯
બિંદુ વિકાર હોય તેહનઈ અંગક્ષીણનઈ બલ નહી કન્હે;
ભોગ અંતિ પીજે ઘણું દૂધ માંહિ સાકર મેલી શુદ્ધ. ૯૦૦
ઉપરિ લીજે શુદ્ધ[1] આહાર દેહી સુખ પામઈ સંસાર;
ભોગ અંતે ખાઇજે પાંન અથવા નાનાવિધ પકવાંન. ૯૦૧

---

૧ સરસ क.

કોકદેવ બોલે સુણિ રાય શ્રી જીપેવા તણો ઉપાય;
સંક્ષેપે બોલ્યા સુવિશાલ કથા પ્રસંગઈ સુણો ભૂપાલ. ૯૦૨
દશ પ્રકારનેં ગુણ જૂજૂઆ નવ પ્રકાર સંપૂરણ હૂઆ;
શ્રી નરબદ કહઈ કવિરાય કોકચોપઈ સુણીયે આજ. ૯૦૩

ઈતિ શ્રીમદ્ જૈનાચાર્ય શ્રી નરબુદાચાર્ય વિરચિતે
કોકશાસ્ત્રે કંદર્પ સમકરણ નવમ
પ્રકાર સંપૂર્ણ ॥ ૯ ॥

॥ काव्यं ॥

मातंगी कात्यायिनीं मधुमती काली कराली महा
क्रूरादृष्टि कुरंगचारु चपला माधुर्यवाणी मता ।
प्रेतारूढ प्रसंगता गुणमती वाद्यंती वीणा सदा
रामा रंग मनोहरा सुखकरा सा चंडिका पातु मां ॥ ९०४ ॥

दूहा

કોકદેવ બોલ્યા સુણિ રાય સ્ત્રી જીપવા તણા ઉપાય;
ચોરાસી આસન વાલણી કહું વિવેકેં થોડી ઘણી. ૯૦૫
આસન પખઈ રમેં તે મૂઢ ભોગ તણા સૂં જાણે ગૂઢ;
કોકદેવ કહે સુણો ભૈરવસેન ચોરાસી આસન કીધા કેણ. ૯૦૬
કેતલા એક તે ઇશ્વર [1]કર્યાં પાર્વતિ ભોગેં સંચર્યાં;
કૃષ્ણનાથે કીધાં કેતલાં રાધાસુ સુખ પામ્યા જેતલાં. ૯૦૭

ચોપઈ

ઈંદ્ર તણા આસન જે વલી [2]કર્યા ઈંદ્રાણી અતિ ઘણાં સુખ લહ્યાં;
બીજા વલી કહ્યા જે ભેવ પંખી તણી ગતિ લીજેં દેવ. ૯૦૮
ઇમ અનેક કામીસ્વર તણા આસન બોલ્યાં[3] યોગ ઘણાં;
કામકલા પ્રીછીલ્યો ભોગ જિમ સ્ત્રી સુખ પામેં સંયોગ. ૯૦૯
જીપે સ્ત્રી નર હોયે યોવના માનવતી સારંગ લોચના;
ચોરાસી આસન પરિમાંણ કોકદેવ કહે સુણ રાજન. ૯૧૦
બાલપણે કીજે અભ્યાસ અંગ સુકોમલ હોયે તાસ;
વાધઈ બલ પુરુષને ઘણો પામેં નર સુખ રામા તણો. ૯૧૧
સ્ત્રીય પુરુષ નૈ સરીખે યોગ સાધી કલા કરીજે ભોગ;
ચોરાસી આસનનો ભોગ કીજે ભોગ કૈ લિજે યોગ. ૯૧૨

---

૧ કહ્યાં. क. ૨. કહ્યાં क. ૩ વાલ્યાં क.

આસન ભેદ ન જાણે જેહ કેહવો સુખ પામસ્યઈ તેહ;
મદન સમુદ્રમેં બૂડી રહે મુરિખા બાપડા તે સ્યું લહઈ. ૯૧૩
કામશાસ્ત્રનો જે હોય જાંણ ભોગ તણાં જાણે બંધાણ;
નારિ તણા સુખ લહસ્યે સહી બીજા વિષયા અંધા લહી. ૯૧૪
કેવલ વિષયા તણો સવાદ નર પામસ્યે મૂરખવાદ;
સ્રીના રસ નવિ પ્રીછે જેહ કામશાસ્ત્રથી બાહિર તેહ. ૯૧૫
પ્રથમ કામીસ્વર હૂઆ ઘણાં આગલિ વલિ ઊપજસ્યે ઘણાં;
કોકદેવ કહે સુણી ભૂપાલ કામકલા નહિ હોઈ મુઝ ટાલિ. ૯૧૬
તેહનો એક કહું દષ્ટાંત સાંભલિ રાજા ગુણ વૃતાંત;
સીતા લીધી રાવણ રાજ રામચંદ્ર સાયરમાં પાજ. ૯૧૭
બાંધી સેન ઉતાર્યો ઘણો વાનર મરકટ રીંછહ તણો;
હનુમંત ઓલંઘી લંકા ગયો લંકાથી પરલંકા ગયો. ૯૧૮
સમુદ્ર ઉપરિ તરી પાર ગયા ઊંડા તણા પાર ન લહ્યા;
ઉપરિ તરી ઉતર્યા પાર ઉંડા સમુદ્રનો ન લહ્યો વિચાર. ૯૧૯
તિમ સ્રી મદ સાગરનો પાર સુણી રાજા લહ્યો વિચાર;
જલ સમુદ્ર મથનાંચલ લહ્યો કામસમુદ્ર કોકદેવ કહ્યો. ૯૨૦
સ્રીય તણા તાં લહ્યા સવાદ જીતી પંખિણી મહામતિવાદ;
ચોરાસી આસનનાં જાણ કોકદેવ કવિ કરે વખાણ. ૯૨૧
અનુક્રમિં બોલીસ આસન નામ કોકદેવ રાઉ કરી પ્રણામ;
ભોગ અરથ સાધસઈ જેહ સ્રીય તણાં સુખ પામે તેહ. ૯૨૨
સ્રી રસ અમૃતધારા વલી જાણે અમૃતની તે પલી;
નવ રસ માંહિ સ્રી રસ સાર કવિ નરબદ કહૈ કથા વિચાર.

અથ ચોરાસી આસન વિચાર લિખ્યતેઃ—

પુરુષાસન પુરુષની પરિ સ્રી લીલા સંગતિ આચરે;
પુરુષાસને કલા આઠમી કીજે ભોગ અમૃત ઉપની. ૯૨૪
તિખ(થ) સર્વ લીજે ઇણ ઠાય બાલી યૌવન પદ્મની રાય;
કલા આઠમી અમૃત ઝરેં કવિ વિનોદ નરબદ ઉચ્ચરે. ૯૨૫
ઈતિ પુરુષાસન ॥ ૧ ॥

સમી પરિ કીજે સંભોગ સમાસન કહી જે સુખભોગ;
સર્વ તિથિ આસન સનિ સાધીયે કલા સોલમી તિહાં ધીજીયે.
—ઇતિ સમાસન ॥ ૨ ॥

એક પગ ઊંચો રાખે તેહ નારી સંગ કરાવે જેહ;
વિષમાસન કહીયૈ ભોગનો યોગ મારગ એ યોગનો. ૯૨૭
તિથિ પંચમી અને સપ્તમી તરુણી યૌવન સ્ત્રી હસ્તની;
કલા પંચમી દ્રવૈ તતકાલ કોકદેવ કહેં સુણુ ભૂપાલ. ૯૨૮
—ઇતિ વિષમાસન ॥ ૩ ॥

ઉંચા પગ લેઈ રાખૈ વેહ નારી સંગ કરાવેં જેહ;
તે આસણ(ન) ખોડીબારાસ કામી નર તિહાં કરે વિલાસ. ૯૨૯
તિથિ ત્રીજનેં એકાદશી બાલે યૌવન ચિત્રણી હસી;
કલા સપ્તમી ઝરેં અપાર કહે નરબદ કથા વિચાર. ૯૩૦
—ખોડીબારાસન ॥ ૪ ॥

પુરુષ તણી પરિ સંગતિ કરે પુરુષ મુખે સ્ત્રી ચુંબન કરે;
વિપરીતાસન બોલ્યો સહી યોગ ભોગની એ ગતિ કહી. ૯૩૧
તિથિ અષ્ટમી નવમી સદા પદમિની નારી રમે સર્વદા;
મનોરમ યોવન કાંમિની દશમી કલા ઝરેં ભાંમિની. ૯૩૨
—વિપરીતાસન ॥ ૫ ॥

ખભા ઉપરિ મુકી પાય સંગ કરાવે જે સુણો રાય;
દોયપદખંધાસન જાણ કોકદેવ કહે કલા પ્રમાણ. ૯૩૩
તિથિ અષ્ટમી દશમી સાર પ્રૌઢા નારી હસ્તિની માણ;
નવમી કલા અમૃત તનુ ઝરે કોકદેવ વાણી ઉચરે. ૯૩૪
—દોયપદખંધાસન ॥ ૬ ॥

એક પગ ખભાસું ધરે બીજો પગ ભૂંયે સંચરે;
જે સ્ત્રી સંગ કરાવે અસી એકપદખંધાસન રસી. ૯૩૫
તિથિ રમાડો તેરસ સદા બાલી યૌવન પદમિની મુદા;
કલા તેરમી દ્રવિ તે વાર કોકદેવ કહે કથા વિચાર. ૯૩૬
—એકપદખંધાસન ॥ ૭ ॥

કાખ માહિ રાખી બી(બે) પાય સંગ કરાવે મન ઉચ્છાય;
કડુખલાદ્વિપદાસન તેહ બૂદ્ધિવંત નર પ્રીછે જેહ. ૯૩૭
તિથિ પંચમીનેં ષષ્ટમી સહી મનોરમ યૌવન હસ્તિની લહી;
નવમી કલા ઝરૈ તતકાલ કોકદેવ કહે સુણી ભૂપાલ. ૯૩૮
—ઇતિ કડુખલાદ્વિપદાસન ॥ ૮ ॥

એક પગ કાખેં ચાંપિયે બીજો પગ ભૂમિ રાખીયે;
કડુખલાસન પદ એકનું વાંચી નામ કહૂં તેહનું. ૯૩૯
તિથિ તેરસ અને અષ્ટમી મનોરમા યૌવન હસ્તિની;
કલા તેરમી દ્રવિ આપણી ક્રીડા નર એ સોહામણી. ૯૪૦
—એક પગ કડુખલાસન ॥ ૯ ॥

સનમુખ સંગ કરાવે જેહ સનમુખ આસન કહીયે તેહ;
બુદ્ધિવંત પ્રીછી લેજો સહી કામશાસ્ત્રની એ ગતિ લહી. ૯૪૧
તિથિ પૂર્ણિમા દશમી દિનેં બાલે યૌવન પદમિનિ વને;
કલા સોલમી ઝરે ચંદ્રની સુખ પામે રસભર કામિની. ૯૪૨
—ઇતિ સન્મુખાસન ॥ ૧૦ ॥

ઢીંચણુ બે રાખી એકઠા જે સ્ત્રી સંગ કરાવૈ હઠા;
જાનુયુગ્મઆસન તે ભણું એહ મત શ્રી કોકુ જ તણું. ૯૪૩
તિથિ ચૌથજને પાંચમી જાણુ બાલે યૌવન ચિત્રણી જાણુ;
કલા પંચમી અમૃત ઝરૈ કવિ વિનોદ નરબદ ઉચરૈ. ૯૪૪
—ઇતિ જાનુયુગ્માસન ॥ ૧૧ ॥

પગ બે કૌટિ પાખલી ફેરવી સંગ કરાવૈ જે માનવી;
પદવેષ્ટિતકંઠાસન નામ કરૈ ભોગ જે વલ્લભ કાંમ. ૯૪૫
તિથિ એકાદશી દ્વાદશીસાર તરૂણી યૌવન પદમિની નારિ;
કલા બારમી દ્રવે તે વાર કોકદેવ બોલે સુવિચાર. ૯૪૬
—ઇતિ પદવેષ્ટિતકંઠાસન ॥ ૧૨ ॥

પાછે સાહી પગ અંગુઠ જે સ્ત્રી સંગ કરાવૈ ઉઠ;
પૂઠિંઅંગુઠા આસન ભણૂં કોકકલા રંગ જાણે ઘણૂં ૯૪૭

૧. કરીજે क.

તિથિ પડવેનેં અમાવસ સોય તરુણી મનોરમા માહેં હોય;
ચિત્રિણી એમ કરાવે સંગ પહિલિ કલા દ્રવૈ મનરંગ. ૯૪૮
—ઈતિ પૃષ્ઠાંગુષ્ટાસન ॥ ૧૩ ॥

નાગપાસ તણી પરિ સંગ જે ખેલે ભોગિ નવરંગ;
નાગપાસઆસન વાલણી સાધી કલા કહી કામિણી. ૯૪૯
તિથિ ષષ્ટીનૈ પંચમી કલા પદમની નારી યૌવનભલા;
ઈણી પરિ નારિ દ્રવૈ તતકાલ કોકદેવ કહે સુણુ ભૂપાલ. ૯૫૦
—ઈતિ નાગપાસાસન ॥ ૧૪ ॥

જિમણો પગ ડાબા પગ ઉપરે રાખી પગ જે સંગમ કરે;
વીરાસન નામે આસન કોકદેવ કહે સુણિ રાજન. ૯૫૧
તિથિ ત્રીજનૈ ચોથી કલા જઠર યૌવન હસ્તિની બલા;
ભલિ પરે સંગ કરાવૈ નારિ ચાતુરંગ ચતુરાઈ સારિ. ૯૫૨
—ઈતિ વીરાસન ॥ ૧૫ ॥

જિમણો ડાબા ઢીંચણુ થડે ડાબો જિમણા ઢીંચણુ થડે;
પદમાસન ભણી જે તેહ કોકચોપઇ બોલે એહ ૯૫૩
તિથિ નવમી ને દશમી સહી પ્રોઢા નારિ ચિત્રણી લહી;
દશમી કલા દ્રવૈ તતકાલ કોકદેવ કહે સુણુ ભૂપાલ. ૯૫૪
—ઈતિ પદ્માસન ॥ ૧૬ ॥

સ્રી નર સંગ કરંતાં બેહ યોનિ ફેરવે ચક્ર જયૂં જેહ;
માહઈં ઇંદ્રી કરંતાં ભોગ ચક્રાસન કહીયે સંયોગ. ૯૫૫
તિથિ સપ્તમીનેં અષ્ટમી પદમીનિ નારી સુખથી રમી;
મનોરમ યૌવનમઈ બાલ, નવમી કલા દ્રવૈ તતકાલ.[1] ૯૫૬
—ઈતિ ચક્રાસન ॥ ૧૭ ॥

તડાતડ સંગ કરાવૈ નારિ ઘણૂં આકરો મૈથુન સાર;
ગૂઢાસન નાંમ ભણીજે એહ ફિરતાં આસન મંડે જેહ. ૯૫૭
તિથિ સર્વ લીજે ઈણુ ઠામ મનગમતો બલ સીઝે કાંમ;
તરૂણી યૌવન સા હસ્તની કલા સોલમી દ્રવે કાંમિની. ૯૫૮
—ઈતિ ગૂઢાસન ॥ ૧૮ ॥

---

૧ દ્રવે અષ્ટમી નવમી કલા क.

પુરુષ નારિની યોનિ મઝાર ઈંદ્રી ઘાલી રહે નિરધાર;
તલેથી સંગ કરે આપુણી **દઢાસન** કહીયે કામિણી. ૯૫૯
તિથિ એકાદશી દ્વાદશી હોય બાલી યોવન સંખની સોય;
કલા બારમી દ્રવે તતકાલ કોકદેવ કહે સૂણી ભૂપાલ. ૯૬૦
—ઈતિ દઢાસન ॥ ૧૯ ॥

પગ બે પોહલા રાખે નારિ વિસ્તારી સંગ કરાવે ભારિ;
**પદપ્રસ્તાર** આસનનો નાંમ પાધરી સૂઈ કરાવે કાંમ. ૯૬૧
તિથિ નવમી ને દશમી કહી બાલે યોવન હસ્તની લહી;
કલા તેરમી અમૃત ઝરે કવિ વિનોદ નરબદ ઉચરે. ૯૬૨
—પદપ્રસ્તારાસન ॥ ૨૦ ॥

એક પગ ઉંચો રાખે આકાશ બીજો પગ ભોમે સૂખવાસ;
ઈણુ પરિ સંગ કરાવે જેહ **ગોકુણર્ણાસન** કહીયે તેહ. ૯૬૩
તિથિ પંચમીને અષ્ટમી મનોરમ યોવન હસ્તિની;
કલા પાંચમી કાંમિની ઝરે કોકદેવ ઈમ ઉચ્ચરે. ૯૬૪
—ગોકર્ણાસન ॥ ૨૧ ॥

પગ બે જોડી ઉંચા કરી સંગ કરાવે જે સુંદરી;
**મુખપદમાસન** કહીયે તેહ ચોરાસી આસનમાં જેહ. ૯૬૫
તિથિ બારસને તેરસ જાણુ પદમિની નારિ કલા વખાંણુ;
બીજી કલા ઝરે બારમી જઠર યોવન તે ભામિની. ૯૬૬
—મુખપદ્માસન ॥ ૨૨ ॥

પુરુષ ભૂમિ બેસારી કરી ઉપરિ બેસે બલે સુંદરી;
પુરુષ હાથ બે ધરી પ્રમાણુ ભૂમિ હાથ ન લાગે પ્રાંણુ. ૯૬૭
ઈણી પરે સંગ કરાવે જેહ **હબસીઆસન** કહીયે તેહ;
તિથિ સકલ નારી ચિત્રણી કલા અષ્ટમી યોવન તારુણી. ૯૬૮
—હબસીઆસન ॥ ૨૩ ॥

ઢીંચણી ભરિ રાખે પુરુષને હાથ ઉપરિ બેસઈ મનઈ;
ઈણી પરિ સંગ કરાવે જેહ **ફૂદાસન** જાંણી જે તેહ. ૯૬૯

તિથિ ત્રીજ અને અષ્ટમી પદમિની યોવન ભરિ રમી;
બાલા સુંદરી દશમો કલા દ્રવે પદમિની ચતુરા બલા. ૯૭૦
—કૂદાસન ॥ ૨૪ ॥

બાલક જિમ જણે સુંદરી ઈણી પરિ પગ રાખેં મનરુલી;
સંગ કરાવૈ જે કાંમિની તે રસ લેઈ જાણે ભાંમિની. ૯૭૧
તિથિ સપ્તમી નવમી કલા ચિત્રિણી નારિ રમેં આકુલા;
મનોરમ યોવન કાંમિની જાતપ્રસુતા કુલ ભાંમિની. ૯૭૨
—જાતપ્રસુતાસન ॥ ૨૫ ॥

પગ હાથ બે બાંધી કરી સંગ કરાવે જે સુંદરી;
કરચરણોબદ્ધાસન નાંમ કવિજન બોલેં તે ગુણઠામ. ૯૭૩
તિથિ અષ્ટમી નવમી સહી બાલે યોવન હસ્તિની ગ્રહી;
કલા સોલમી અમૃત ઝરઈ કવિ વિનોદ નરબદ ઉચરે. ૯૭૪
—કરચરણોબદ્ધાસન ॥ ૨૬ ॥

મુખ પાછો વાલિ કડી ઉપરિ ધરી સંગ કરાવે જે સુંદરી;
મુખપૃષ્ટાસન કહીયે નાંમ પ્રીછી લેજો તે ગુણગ્રામ. ૯૭૫
તિથિ તેરસ ને ચઉદસી જાંણુ બાલે યોવન ચિત્રણી માંણુ;
કલા તેરસી શશિહર દ્રવિં ચોગ ચુગતિને કવિ નૃપ કવે. ૯૭૬
—મુખપૃષ્ટાસન ॥ ૨૭ ॥

ડાબો પગ કોટિ પાખલી કરી ભોગ કરાવેં ગુણસુંદરી;
ચક્રાસન બેલેં પદમિની બાલી યોવન તે કાંમિની. ૯૭૭
તિથિ બારસીનેં દ્વાદશી કલા દ્રવૈં નારિ તતખિણુ વ્યાકુલા;
એહ આસન જાંણુ સંસાર આપો આપ કર્યુ કિરતાર. ૯૭૮
—ચક્રાસન ॥ ૨૮ ॥

પાગથી સૂઈ પગ ઉંચો કરેં ચિત્રણી નારિ ગુણ સંચરેં;
કડૂખલાસન બોલ્યો તેહ પ્રોઢા નારિ કહીએ એહ. ૯૭૯
તિથિ પાંચમી નૈં ષષ્ટીકલા દ્રવતી નારિ સદા વ્યાકુલા;
કોક કલા સાધે કામિની રસ લેઈ જાણેં તે ભામિની. ૯૮૦
—કડૂખલાસન ॥ ૨૯ ॥

જિણુ પ્રકારેં મન સુખ ગમે તિણુ વિધ નરનારી બૅ રમૈ;
**યથાસુખાસન** કહીયે તેહ સર્વ નારિ સુખ પામે જેહ. ૯૮૧
તિથિ સર્વ લીજે વલિ ઈહાં પદમિની હસ્તિની ચિત્રણી તિહાં;
યોવન ચ્યારે કહૂં ચાતુરી સોલ કલા દ્રવે સુંદરી. ૯૮૨
—યથા સુખાસન ॥ ૩૦ ॥

પુરુષ પાધરો સુઆરે નારી ઉપર બૈસૈ ભોગ વિચાર;
યોન માહિં ઈંદ્રી પરવેશ સંગ કરે આપોપું લેસ. ૯૮૩
[1]**ખુંટીઆસન** ભણીયે નાંમ જાંણે મદન કીઓ વિશ્રામ;
તિથિ અષ્ટમી નવમી કલા જઠર યૌવન પદમનિ વ્યાકુલા. ૯૮૪
—ખુંટીઆસન ॥ ૩૧ ॥

પગ લાંબા ઘાલી બેસે ભૂમિ વિરલી કરઈ મદન વિભ્રમ;
ઉપરિ નર બૈસારી કરી સંગ કરાવે જે સુંદરી. ૯૮૫
**માખપ્રસ્થઆસન** એ ભણૂં એહ મત શ્રી કોકજ તણૂં;
કલા પાંચમી તિથી સપ્તમી દ્રવે નારિ યૌવન પદમિની. ૯૮૬
— માખપ્રસ્થાસન ॥ ૩૨ ॥

હેઠેં નર બેસારી કરી ઉપરિ સંગ કરાવે મિલી;
બૈઠી નારી કરે સંયોગ **પ્રસ્થાસન** કહીયે સુખભોગ. ૯૮૭
તિથિ બારસ નેં ચૌદિશી જાંણુ મનોરમ યૌવન સુવખાંણુ;
ચિત્રિણી હસ્તિની શંખણી કલા તેરમી દ્રૂટ કાંમિની. ૯૮૮
—પ્રસ્થાસન ॥ ૩૩ ॥

પુરુષ હેઠી બઇસારી સુખ લાંબા પગ ઘાલેં સનમુખૈ;
સ્રી સીકા ઉપરિ બૅસેં ધાર ઈંદ્રી તણો કરઈ પઈસાર. ૯૮૯
દોરી સંચારઈ ઉંચા નીચ જાયઈ આવેં મોટે પરપંચ;
ઈણુ પરિ સંગ કરેં કાંમિની તે રસ લેઇ જાંણે ભામિની. ૯૯૦
તિથિ પૂનિમ નઈ પૂરણ કલા પદમિની ચિત્રિણી મદ વ્યાકુલા;
જઠર યૌવન કરતી સંગ એહ **સીકાસન** કહીએ રંગ ૯૯૧
—સીકાસન ॥ ૩૪ ॥

---

[1] ધુંટીઆસન क.

સ્તન ધરાવેં એકણિ હાથ બીજેં વેણિ ધરે સનાથ;
રહી ઊગડી કરાવે સંગ કૂચાસન કહિયે નવિ રંગ. ૯૯૨
તિથિ પડવૈને બીજી કલા ચિત્રણી નારિ દ્રવૈં આકુલા;
મનોરમ યૌવન કાંમિની અદભૂત રસ પામૈં ભામિની. ૯૯૩
—કૂચાસન ॥ ૩૫ ॥

રહી ઉગડી કરાવૈ સંગ ઉગડાસન કહીએ ઉત્તંગ;
તિથિ બારસીને દ્વાદશ કલા તરુણી યૌવન હસ્તિની બલા. ૯૯૪
—ઉગડાસન ॥ ૩૬ ॥

ઉંચા પગ રાખે આકાશ પગતલી દીવો કરૈ પ્રકાશ;
ઇણુ પરિ સંગ કરાવૈ જેહ [પગતલી દીપાસન બોલીજે] તેહ.
તિથિ બીજનૈ ત્રીજી કલા પદમનિ ચિત્રણી બે વ્યાકુલા;
મનોરમ યૌવન સુંદરી ક્રીડા કરૈ સદા સુખ કરી. ૯૯૬
—પગતલી દીપાસન ॥ ૩૭ ॥

પુરુષ હેઠી સૂઆરી સમો છત્ર તણી પરિ ઉપરિ રમો;
છત્રાસન બોલી જે એહ જેહ ચતુર તે કરે સનેહ. ૯૯૭
તિથિ બારસી એકાદશ કલા તરુણી યૌવન પદમિની બલા;
સંગ કરાવેં જે કાંમિની તે રસ લેઈ જાણે ભાંમિની. ૯૯૮
—છત્રાસન ॥ ૩૮ ॥

મદ્યપાંન જે નારી કરે અથવા અમલ બીજા વાવરી;
મદમત્ત નારી કરાવ સંગ મદપાનાસન કહીયે ઉત્તંગ. ૯૯૯
તિથિ સકલને ચિત્રણી નારિ હસ્તિની સંખિની મદમત્તભારિ;
મનોરમ યૌવન સુંદરી સોલમી કલા અમૃત શશી ઝરી. ૧૦૦૦
—મદપાનાસન ॥ ૩૯ ॥

પગ બે અવલા સવલા કરઈ કડી પાખલી ભીડી કરે;
અંગુઠો ધરી રહે હાથસ્યું સમી સૂઈ ભોગે પુરુષ શૂં. ૧૦૦૧
યોનિસંકોચન આસન નાંમ કામકલા રસ તે અભિરાંમ;
બાલે યૌવન સ્ત્રી પદમિની સંગ કરાવે જે કાંમિની. ૧૦૦૨

તિથિ આઠમી નવમી કલા શશિહર વરષઈં અમૃત પલા;
વિકટાસન બોલ્યો ભોગનો પુરુષાસન સાધઈ યોગનો. ૧૦૦૩
—યોનિ સંકોચાસન ॥ ૪૦ ॥

પગ બે ઉંચા ધરીનેં સદા સૂઈ પાથરી હરખેં મુદા;
હાથે યોનિ મુદ્રા આચરી યોનિ ઊપરી રાખૈ સુંદરી. ૧૦૦૪
યોનિમુદ્રાસન આસન નાંમ કોક કલા બોલે અભિરાંમ;
તિથિ નવમીનેં એકાદશી જઠર યૌવન માહિં ચિત્રિણી હસી.
કલા પાંચમી દ્રવેં તતકાલ કોકદેવ કહે સુણેં ભૂપાલ;
આસન ધરી નારી જે રમેં કોકદેવ કહે મુજને ગમેં. ૧૦૦૬
—યોનિમુદ્રાસન ॥ ૪૧ ॥

હાથ દોય ભૂમિ માડીયે એક પગ નીચો છાંડીયે;
બીજો પગ સાહિ આકાસ ઉલાડી સંગ કરાવે તાસ. ૧૦૦૭
તિથિ ચઉદસી ચઉદમી કલા તરુણી યૌવન હસ્તની બલા;
ત્રવાયા[1] આસન સુવિચાર કવિ નરબદ કહિં કથા વિચાર.
—[2]ત્રવાયા આસન ॥ ૪૨ ॥

કર બેં નીચા ધરસું ધરૈં પગ તલી ભૂમિ પ્રતેં સંચરેં;
રહી ઉગડી કરાવેં સંગ અધોમુખાસન કહીયઈ તુંગ. ૧૦૦૯
તિથિ સપ્તમી અષ્ટમી દોય કલા અષ્ટમી ધીજેં સોય;
હસ્તિની નારી રમૈ બહુ રંગ મનોરમ યૌવન ઉત્તંગ. ૧૦૧૦
—અધોમુખાસન ॥ ૪૩ ॥

સૂઈ પાથરી સુંદરિ નાર ઉંચૈ પેડુ કરેંસુ ધાર;
નીચૈ કોટિ કરિનિ સંગ રથાસન કહીયે મનરંગ. ૧૦૧૧
તિથિ ષષ્ટીનેં સપ્તમી કલા હસ્તિની ચિત્રિણી નારી બલા;
ઈણ પરિસંગ કરાવૈ જેહ અમૃતરસ સુખ પામૈં તેહ. ૧૦૧૨
—રથાસન ॥ ૪૪ ॥

હાથ પગ લેઈ અવની ધરઈં સમી સૂઈને સંગતિ કરૈ;
રહેં હાથ પગનેં બલ ભાર રાખે તે દેહી નિરધાર. ૧૦૧૩

---

૧-૨. ત્રવાઈ આસન क

ઇણિ પરિ સંગ કરાવૈ જેહ મંચાસન બોલીજઈ તેહ;
યુગતિ કરી કરીજૈં ભોગ નહીતર લેવો ઇશ્વર યોગ. ૧૦૧૪
તિથિ સાતમી નવમી અષ્ટમી કલા આઠમી બોલીશ અમી;
બીજૂં યૌવન ચિત્રિણી નાર ક્રીડા કરેં આનંદ અપાર. ૧૦૧૫
—મંચાસન ॥ ૪૫ ॥

હાથ ચરણ એકઠા રાખીયે કમલ તણી પરિ જે સંગ લીયે.
એકઠા કરી કરાવૈ સંગ સૂઈ પાધરી રાખે રંગ. ૧૦૧૬
તિથિ નવમીનેં તેરસી જાણુ પદમિની નારિ યોવન વખાંણુ;
કમલાસન બોલીજે એહ ઇણિ પરિ સંગ કરાવૈં જેહ. ૧૦૧૭
—કમલાસન ॥ ૪૬ ॥

હીંડોલો ઉંચો બાંધઈ સાર ઉપરિ બેસે પદમિની નાર;
હીંડોલાની સરિ બે હાથે ધરી વિચૈ યોનિ કાઢૈં સુંદરી. ૧૦૧૮
ઉલાડી મૂકી બેસઈ સહી પુરુષ ઉપરિ રાખેં રહી;
હીંચંતાં [હીંચંતાં] કરાવે સંગ હીંડોલાસન એ નવરંગ.
અમાવાસ્યા નેં ચઉદશી હોય મનોરમ યોવન પદમિની સોય;
કલા સોલમી ધીજઈ કાંમિની વિવિધ રસ ચાખેં ભાંમિની.
—હીંડોલાસન ॥ ૪૭ ॥

એકણ હાથેં સ્તન સાહીયઈ બીજે વેણી કરિ ધારિયે;
અધર આપે નરના મુખ માંહિ સંગ કરાવૈ મન ઉછાહિ. ૧૦૨૧
તિથિ દશમી ને દશમી કલા પદમિની ચિત્રણી નારિ બલા;
બાલી યોવન મદ કાંમિની અધરચુંબાસન એ ભામિની.
—અધરચુંબાસન ॥ ૪૮ ॥

યોનિમાહિં ઈંદ્રી ઘાલીયે અરહી પરહી તનુ ચાલીયે;
કડી હાલતિ કરાવેં સંગ ચંચલ નાંમે આસન રંગ ૧૦૨૩
તિથિ દ્વાદશિ નવમી કલા હસ્તિની નારી મદવ્યાકુલા;
જઠર યોવન ચંચલ ગતિ ઇણ પરિ સંગ કરાવૈ મતિ. ૧૦૨૪
—ચંચલાસન ॥ ૪૯ ॥

હિવો પેડું ઉપરિ ધરી સંગ કરાવૈ જે સુંદરી;
**દીપાસન** બોલિજૈં તેહ ઈણી પરિ સંગ કરાવૈ જેહ. ૧૦૨૫
તિથિ પંચમીને ષષ્ટી જાંણુ ચિત્રણી નારિ ગુણ વખાણુ;
કલા સાતમી તતખીણ ઝરૈં મનોરમ યૌવન ઉચ્ચરૈ. ૧૦૨૬
—દીપાસન ॥ ૫૦ ॥

નાભિ ઉપરિ દીવો ધરૈં સંગ કરાવૈં મન ખરૈં;
નાભિ નામ **દીપાસન** એહ ઈણી પરિં સંગ કરાવૈં જેહ. ૧૦૨૭
તિથિ આઠમીને નવમી કલા પદમિની નારિ યૌવન ભલા;
સમી પરી કરાવેં સંગ તેહ રસ સ્ત્રી જાણે નવરંગ. ૧૦૨૮
—નાભિ દીપાસન ॥ ૫૧ ॥

બેં પગ ઉંચા રાખૈ નારિ હાથ ઉપરિ દીવા સાર;
ઇણી પરિ સંગ કરાવેં જાણુ **જાનુયુગ્માસન** પરમાંણ. ૧૦૨૯
તિથિ ત્રીજનૈં ચોથી કલા હસ્તિની નારી દ્રવૈ વ્યાકુલા;
યૌવન તરુણી રસ ભામિની સંગ કરાવેં જે કાંમિની. ૧૦૩૦
—ઇતિ જાનુયુગ્માસન ॥ ૫૨ ॥

લિંગ યોનિ પ્રવેશી કરી પેડુમાંહિ કર આંગલી ધરી;
સંગ કરાવે જે સુંદરી તે જાણિ મદનમાજરિ[1]. ૧૦૩૧
તિથિ દ્વીતિયાને બીજી કલા દ્રવૈ પદમિની યૌવન ભલા;
**પેડુકરાસન** બોલ્યા તેહ ઈણી પરિ સંગ કરાવે જેહ. ૧૦૩૨
—ઇતિ પેડુકરાસન ॥ ૫૩ ॥

ભોગ કરતાં જે કાંમિની ઈંદ્રી થંભિ રાખેં સની;
**યોનિથંભાસન** નાંમ જાણે મદન તણો વિસરામ. ૧૦૩૩
તિથિ પંચમીને ચોથી કલા દ્રવૈં નારી મદમત્ત વ્યાકુલા;
ચિત્રિણી હસ્તિની નારી હોય તરૂણી બાલા યૌવન સોય ૧૦૩૪
—ઇતિ યોનિથંભાસન ॥ ૫૪ ॥

સ્ત્રી સંભોગ કરંતાં સાર યોનિ ન દેખેં લિંગ અપાર;
**અદૃષ્ટાસન** બોલ્યું એહ ઈણી પરિ સંગ કરાવેં તેહ. ૧૦૩૫

---

૧ મદનમંદિરી क.

તિથિ સર્વને સોલમી કલા ચ્યારે નારિ દ્રવે તીણુ વારી;
યોવન ચ્યાર તિહાં લીજીયે ઈણુ પરિ નારિ તવ ધીજીયે. ૧૦૩૬

—ઇતિ અદષ્ટાસન ॥ ૫૫ ॥

બલાત્કાર કરાવે સંગ હસ્તિની નારી યોવન રંગ;
કલા ચોદમી અમૃત ઝરે, વિકટાસન કવિ નૃપ ઉચરે. ૧૦૩૭

—વિકટાસન ॥ ૫૬ ॥

પલાંઠીવાલી કરાવે સંગ એહુ હાથે ધરી રાખે રંગ;
ભદ્રાસન ભણી જે એહ ઈણી પરિ સંગ કરાવેં જેહ. ૧૦૩૮
તિથિ બારસિને તેરસિ જાંણુ કલા ચોદમી દ્રવેં પરિમાણ;
હસ્તિનિ નારિ યોવન બલા સદા નારિ ભોગમતિ કલા. ૧૦૩૯

—ઇતિ ભદ્રાસન ॥ ૫૭ ॥

પગ તલી એક ઉંચી કરી કાના વિચ રાખેં સુંદરી;
મોર તણી પરિ રાખેં હોય મુકુટાસન બોલીજે સોય. ૧૦૪૦
તિથિ તેરસનેં ચિત્રિણી નારિ કલા તેરમી દ્રવેં અપાર;
મનોરમ યોવન બાલિકા મુગધા મધ્યા હોય નાયકા ૧૦૪૧

—ઈતિ મુકુટાસન ॥ ૫૮ ॥

પુરુષ પાધરો સૂઆરી કરી ઉપરી ભોગ કરેં સુંદરી;
ભમરાસન બોલી જે એહ ઇણિ પરિ સંગ કરાવેં જેહ. ૧૦૪૨
તિથિ સર્વનેં પદ્મિનિ નારિ બીજી હસ્તિની જે મદકારી;
કલા અષ્ટમી શશીહર ઝરેં કવિ વિનોદ નરબદ ઉચરેં. ૧૦૪૩

—ઇતિ ભમરાસન ॥ ૫૯ ॥

પગ બેહૂ ધરિ ઉંચા આકાશ હાથ બે મુકી ભૂમિ નિવાસ;
નીચેં સિરે સંગ કરાવે જેહ મોર તણો આસન કહૂ એહ.

—ઇતિ મોરાસન ॥ ૬૦ ॥

તિથિ દશમીનેં નવમી કલા ઝરે ચંદ્રમા અમૃતબલા;
ચિત્રિણી મનોરમ યોવના રમે રંગ રસ ભર સોભના ૧૦૪૫
પારેવાને[૬૧] પક્ષિ[૬૨] ચડકલો[૬૩] સિંહણિ[૬૪] હાથણિ[૬૫] ને હરણુલી;
અશ્વી[૬૬] સંગ[૬૭] અને ગધવી[૬૮] શ્વાન[૬૯] મંજારી[૭૦] જે યુગ હવિ. ૧૦૪૬

જાતિ ચકોરી[૭૧] ને સૂડલી[૭૨] કુકડી[૭૩] નકુલી[૭૪] નેહંસલી[૭૫];
ગરુડી[૭૬] કૂરમી[૭૭] ને સારિકા[૭૮] કોયલ[૭૯] મદમત્ત જે બાલિકા. ૧૦૪૭
અનુક્રમિ ઓગણીસ આસન કહ્યા પંખી જાતિ તણી પરિ લહ્યા;
જિમ જિમ સંગ કરે એ જાંણુ તિમ તિમ નારિ દ્રવે પ્રમાંણુ.
એહ પંખીની જે જે કલા પ્રીછી લીજ્યો ગુણવંત ભલા;
તિથિ સર્વનેં સર્વે નારિ કરાવે ભોગ મન રંગે અપારિ. ૧૦૪૯
કલા સોલ દ્રવેં સુંદરી યોવન ચ્યારે રમે પરવરિ;
એહ આસન સર્વ પંખી તણાં પ્રીછી લેજો મદમત્ત ઘણાં. ૧૦૫૦
—ઇતિ સમસ્ત પંખી આસન ॥ ૬૧ થી ૭૯ ॥

કડી હેઠિ લેઈ રાખે છૂરી ભોગ કરાવે જે સુંદરી;
છૂરીકાસન બોલ્યું એહ ઇણી પરિ સંગ કરાવે જેહ. ૧૦૫૧
તિથિ સર્વને સર્વે કલા યૌવન સર્વ રમેં આકુલા;
દ્રવે કાંમિની ચ્યારે જાતિ એ આસન બોલ્યા આખ્યાત. ૧૦૫૨
—ઇતિ છૂરીકાસન ॥ ૮૦ ॥

યોનિ માહેલું જે છે કમલ ઊંધૂં રાખી રમે વિમલ;
સંગ કરાવેં જે નાયકા ઇંદ્રાસન[૧] બોલ્યો બાલિકા. ૧૦૫૩
તિથિ સર્વને હસ્તિની નારિ મનોરમ યૌવન સુવિચાર;
કલા આઠમી તિથિ પ્રતેં ઝરેં કોકદેવ નૃપ સું ઉચ્ચરે. ૧૦૫૪
—ઇતિ ઇંદ્રાસન ॥ ૮૧ ॥

ઇશ્વર પારવતિનું સંગ તે આસન કહીયે ઉત્તંગ;
ભૈરવ નાંમ આસન એ ભણું સર્વ યોગ લીજઈ મત ઘણું.
—ઇશ્વરાસન અને પારવતિ આસન ભૈરવાસન ॥ ૮૨ ॥

કૃષ્ણ રાધિકા જિણ વિધ રમઈ રાધાસન બોલ્યો જે સમેં;
સંગ કરાવેં નવ નવ પરિ ચોરાસી આસન ઉચરી. ૧૦૫૬
તિથિ સર્વનેં ચ્યારે નારિ કલા સોલ વર્ષે તિણ વારિ;
યૌવન ચાર વિશેષેં લહ્યાં કૃષ્ણ રાધિકા આસન કહ્યાં. ૧૦૫૭
—કૃષ્ણ રાધિકા આસન ॥ ૮૩–૮૪ ॥

---

૧ છિદ્રાસન क.

ઇતિ ચોરાસી આસન ધન્ય નર નારી પ્રીછે જો મન;
કોકદેવ કહે સુણ ભૂપાલ કહ્યા ચોરાસી આસન બાલ. ૧૦૫૮
બાલાપણથી કરો અભ્યાસ સ્ત્રી નર માંડે સદા વિલાસ;
ભોગ તણા એ કહ્યાં પ્રમાણ ચોરાસી આસન બંધાણ. ૧૦૫૯
ભૈરવસેન સુણો માહાશય અનુક્રમિ આસન બોલ્યાં આજ;
ઇણિ વિધ જાણે ઇશ્વર કલા ખેલે નારિમદ વ્યાકુલા. ૧૦૬૦
ભલી પરિ પ્રીછો માહારાય કોકદેવના ચરણ પસાય;
કહે રાજા સાંભલિ કોક વિચાર તું છે મદન તણો અવતાર.
રાજા માન દીયે અતિ ઘણું કોકદેવ ને વર્ષાસણું;
આપ્યા અરથ ગરથ ભંડાર રાજા હરખિત થયા અપાર. ૧૦૬૨
કોકદેવને સંતોષ્યો ઘણો બુંદીપુર આપ્યો જેસણો;
કોકદેવને પંખિણી નારિ વિલસે ઇચ્છા ભોગ અપાર. ૧૦૬૩
સોભાગ્યસુંદરી દીધો નાંમ જાણે મદન તણો વિસરામ;
કોકદેવને મનમાહિં વસિ રૂપે અપચ્છર રંભા જિસિ. ૧૦૬૪
જાણે નારિ ચોસઠિ કલા લક્ષણ બત્રીસે કોમલા;
રૂડા રાજ તણી કુંવરી દિન દિન ગુણ વાધઇ સુંદરી. ૧૦૬૫
ગુણવંતી યૌવન પામિયૂં મનોરમ સુંદરીનો હીઓ;
પરતખ પ્રેમતણી પૂતલી દૂધમાંહિ જિમ સાકર ભલી. ૧૦૬૬
કોકદેવને સુંદરી નારિ મીલી સજોડિ દૈવ વિચારી;
એ બેહુ ગુણવંતા સોભાગ્ય કામશાસ્ત્ર ઉપરિ અનુરાગ. ૧૦૬૭
ભોગકલા જાણે ભોગવી કાલ સમય જાણે જોગવી;
સુખ ભોગવે બેહૂ જણા સદા નહી વિયોગ ઘડી એકદા. ૧૦૬૮
રૂડાં મંદિરમાહિં આવાસ બે જન પૂરણ કરે વિલાસ;
રૂડી સજ્યા અતિહિ ઉત્તંગ રતનજડિત સોહિ નવરંગ. ૧૦૬૯
ચિહૂં પાયે રતનની જોતિ જાણે દીવા જલે ખદ્યોતિ;
ચિહૂં દિસી ભીંતી કર્યાં ચિત્રામ ચોરસી આસન અભિરાંમ.
બે જણ ઉપરિ પોઢે સેજ કોકદેવને સુંદરી હેજ;
ઉપરિ ચંદુઆ ચતુરંગ ઝૂલે ગૂંથિત ધ્રૂમત સંગ. ૧૦૭૧

નાનાવિધ શોભે જાલીઆં કોકદેવના ધનમાલીઆ;
દાસી વીંજણ્યું વીંજઇ વાય એક ચામર ઢાલેં ઉછાહ. ૧૦૭૨
એક બીડા ખવરાવેં પાંન એક ગંધર્વ ગીત કલા સુજાણ;
અંતર પરિચ વિલશે ભોગ કોકદેવ સુંદરી સંજોગ. ૧૦૭૩
ચોરાસી આસન સુચંગ વિલસી બે જણ કલા સુરંગ;
સોલ શૃંગાર શરિરેં ધરેં કવિ વિનોદ નરબદ ઉચરેં. ૧૦૭૪

आदौ मज्जनचारुचीर तिलकं नेत्राञ्जनं कुण्डलं
नासा मौक्तिक–पुष्पहारमुरसि झङ्कारनपूरकः ।
अङ्गे चन्दनलेप–कञ्चुकमणी क्षुद्रावली घण्टिका
ताम्बूलं करकङ्कणं चतुरता शृङ्गारका षोडश ॥ १०७५ ॥

## ચોપઈ

પહિલો નાહણ મજ્જન સાર બીજે ચીર ધરે શૃંગાર;
ત્રીજે તિલક લલાટેં કરી નયણે કાજલ રેખા ધરે. ૧૦૭૬
કાને કુંડલ સોભેં સાર એહ પાંચમો કહ્યો શૃંગાર;
છઠિ નાકમેં મોતી સાર કુસુમ સાર સોભેં ગલિ હાર. ૧૦૭૭
એહ સાતમો કહ્યો શૃંગાર તેહનો પંખણી લહ્યો વિચાર;
બીજી બાપડી સું જાંણુસેં ભોગ કલા કહો કિમ માંણુસે ૧૦૭૮
વલિ આઠમો એ શૃંગાર પાયે નેઉર રણઝણકાર;
અંગે ચંદન લેપન ધરેં કસ્તૂરી પરિમલ મનહરઈ. ૧૦૭૯
નવમો નાંમ કહ્યો શૃંગાર જે જાણે તે જીવ્યું સાર;
પહિર્યો ઉત્તમ તનુ કંચૂઓ થણે ઊસાસ્યા બે જૂજૂઆ. ૧૦૮૦
દશમો એહ સોહેં શૃંગાર મદન તણો બોલ્યો ભંડાર;
માનમતિનેં મસ્તકિ મણી વેણી સોભેં જાણે ફણી. ૧૦૮૧
અતિ લાંબા સૂંઆલા કેશ સોભેં પંખીણી બાલે વેશ;
એકાદશમો એ શૃંગાર કવિ નરબદ કહેં કરી વિસ્તાર. ૧૦૮૨
કટિ ઘંટિકા ક્ષુદ્રાવલી કેશર લંકી તનુ કોમલી;
એ શૃંગાર દ્વાદશમું ભણૂં સોભિત તનુ તે પંખીણી તણૂં.

સોવન ચુડી સોભે જડી જાણે આપે વિધાતા ઘડી;
ત્રયોદશમો એ કહ્યો શૃંગાર સોભે પંખિણી ઉત્તમ નારિ.
મુખ તંબોલ સોભીજે રંગ સોવન રેખા દંત સુચંગ;
ચઉદશમો મુખનો શૃંગાર સોલ કલા સોભે શશિ સાર. ૧૦૮૫
બાહે રતનજડીત બહેરખાં કરે મુદ્રિકા સોહે નવલખા;
પનરમો એ બાંહ શૃંગાર વિશેષે કંકણ તણો વિચાર. ૧૦૮૬
સર્વ શૃંગાર માંહે બોલ્યો સાર વાંણી ચાતુરી તણો વિચાર;
એહ સોલમો કહ્યો શૃંગાર બોલી ચતુરાઈ સુવિચાર. ૧૦૮૭
સોલ શૃંગાર સરીરે ધરૈ પંખિણી કોક પાસે સંચરે;
બીજી નારી તણી સર્વકલા જાણે પંખણી તનૂ કોમલા. ૧૦૮૮
જાતિ શુદ્ધ કહીયે પદમિની મનોરમ યૌવન કાંમિની;
અષ્ટ નાયકા લક્ષણ લહે પ્રીયતણો ગુણલુબધી રહે. ૧૦૮૯

वासकसज्जा-समुत्कण्ठा स्वाधीनभर्तृका तथा ।
कलहान्तरिता ज्ञेया विप्रलब्धाऽभिसारिका ॥ १०९० ॥
प्रोषिता खण्डिता चापि नायिकाश्चाष्ट संमता ।
पृथक् पृथक् सुचिह्नानि प्रवक्ष्याम्यथानुक्रमात् ॥ १०९१ ॥

॥ काव्यं ॥

વાસકસચ્યાયથા—

हारं गुम्फति तारकान्तरहरं ग्रथ्नाति काञ्चीलतां
दीपं न्यस्यति किन्तु तत्र बहुलं स्नेहं न दत्ते पुनः ।
आलीनामिति वासकस्य रजनौ कामानुरूपां क्रियां
साचिस्मेरनवोढनीरजमुखी दूरात् समुद्वीक्षते ॥ १०९२ ॥
—रसमञ्जरी ७५

## ચોપઈ

પ્રીય તણી ઘણી જોએ વાટ વિધવિધ ક(પ)રિ બિછાવે ખાટિ;
ગુંથી વિધવિધ કુસુમહમાલ સખી સંઘાતે વયણ રસાલ. ૧૦૯૩

બોલે કોતિક હાસ્ય વિલાશ[1] નાનાવિધ પહિરે શૃંગાર;
કટિમેખલ વલિ વલી સાચવે અરહં પરહં જોઇ ભાલવે. ૧૦૯૪
હરખીત બોલૈ સુણો રે સખી હવડાં પ્રીય આવસે સુખી;
દીવે તેજ પ્રકાસે ઘણો વારિ વારિ નવિ સીંચે ઘણું. ૧૦૯૫
બેઠી દૂરિ પસારે નયણ વલિ વલિ જોએ મૃગ નયણ;
ક્ષણ આંગણે ક્ષણ ભીતર જાય વાસિકસચ્યાના લક્ષણ કહાય.

॥ काव्यं ॥

ઉત્કંઠા યથાઃ—

यन्नाद्यापि समागतः पतिरिति प्रायः प्रपेदेऽपरां
इत्थं चेतसि चिन्तयन्त्यपि सखीं न व्रीडिता पृच्छति ।
दीर्घं न श्वसितं दधाति चकितं न प्रेक्षते केवलं
किञ्चित् पक्वपलाण्डुपाण्डुररुचिं धत्ते कपोलस्थलीम् ॥

—रसमञ्जरी ७०

## ચોપઈ

બેઠી ઉત્કંઠા મન ધરે કાં ભઇ પ્રીય નાવ્યો વિસરે;
વેલા કહી ગયોતો જેહ તેણું વેલા નાવ્યો તેહ. ૧૦૯૮
નહી પૂછાયે લજ્જા કરી સખી સંઘાતે નં બોલી ખરી;
મોટે સ્વર મુકે નિશ્વાસ રૂડી પરિ ન બોલે ભાસ. ૧૦૯૯
રક્તસ્વર લલાટે રેખ, રાતા ગાલ કહ્યા સુન્મેષ;
ચકિત નયણ જોયે પ્રિય વાટ, ઉત્કંઠા મન ધરે ઉચાટ. ૧૧૦૦

काव्यं

સ્વાધીન ભર્તૃકા યથાઃ—

मध्ये नो कृशिमा स्तने न गरिमा देहे न वा कान्तिमा
श्रोणौ न प्रथिमा गतौ न जडिमा नेत्रे न वारक्रिया ।
लास्ये न द्रढिमा न वाचि पटिमा हास्ये न वा स्फीतिमा
प्राणेशस्य तथाऽपि मज्जति मनो मय्येव किं कारणम् ॥

—रसमञ्जरी ८१

---

[1] અપાર क.

## ચોપાઈ

સુણિ સખી મોરે વસિ ભરતાર મુજમાંહિ રૂપ નહિ લગાર;
કડિ પાતલી નહી મુઝ તણી ગાઢાસ્તન નાહિ આપુણી. ૧૧૦૨
દેહી કાંતિ ન સોભે સહી ચારૂ ગતિ હું ચાલૂં નહી;
ભોગ યોનિ ગાઢી નહી સાર[1] વાચા રૂડી નહી સંભાર. ૧૧૦૩
બેઠા ન આવે મુઝને હાસ્ય એહવી સંગતિ માહરી લાસ્ય;
કોઇ[2] કારણ તણો પ્રભાવ વસ્ય માંને પ્રિય નહીં દુભાવ. ૧૧૦૪

काव्यं

કલહાંતરીતા યથા:—

अनुनयति पतिं न लज्जमाना
कथयति नापि सखीजनाय किञ्चित् ।
प्रसरति मलयानिले नवोढा
वहति परन्तु चिराय शून्यमन्तः ॥ ११०५ ॥

—रसमञ्जरी ५९

## ચોપાઈ

વિભ્રમ ચિત્ત ફિરે આંગણે સખિ સંઘાતે નચ કિં ભણે;
વિરહાનલ કામજ્વર ચડિ માન મતિ યદિ પ્રિય શૂં વઢિ. ૧૧૦૬
સૂન્ય ચિત્ત મૂકે નિસ્વાસ શીતલ વાયુ દેહ દહે જાસ;
મનસું ઇચ્છા પ્રિય સંયોગ કલહાંતરિતા પ્રિય વિયોગ ૧૧૦૭

काव्यं

વિપ્રલબ્ધાયથા:—

आलीभिः शपथैरनेककपटैः कुञ्जोदरं नीतया
शून्यं तच्च निरीक्ष्य विक्षुभितया न प्रस्थितं न स्थितम् ।

---

૧. લગાર क. ૨ કો એક क.

न्यस्ता किन्तु नवोढनीरजदृशा कुञ्जोपकण्ठे रुषा
भ्राम्यद् भृङ्गकदम्बडम्बरचमत्कारस्पृशो दृष्टयः ॥११०८॥
—रसमञ्जरी ६४

## ચોપઈ

સખી મલી નેં કીધો ભેદ વર નાયકા મનાવ્યો ખેદ;
ચાલિ સખી તું વનહ મઝારિ વેગ વેગિ તેડી ભરતાર. ૧૧૦૯
સુણી સખી કપટ ન બોલું અમ્હે વહિલા વન પધારો તુમ્હેં;
જો તુમ્હને નહિ તેડ્યા સહી તો માત પિતા સમ અમ્હને લહી.
ઈમ કપટ કરીનેં તે નાયકા લે વનમેં ચાલિ દાસિકા;
કુંજ ભુવન ગઈ ઉતાવલી તિહાં પ્રીય ન દેખે મન ઝલઝલી.
સૂન્ય દેખી વન ઘર તેહ મન ચમકી સંકાણી દેહ;
આઘી પાછી ન સકે જાય પ્રિય વિયોગ ચિંતાતુર થાય. ૧૧૧૨
તીમરી તણાં સુણિ ઝણુકાર કુંજભુવન માંહિ અંધકાર;
કાલિ રાત્રિ ભ્રમર ગુંજાર પ્રીય ન દેખેં પડિ વિચાર. ૧૧૧૩
અંબર દ્રષ્ટિ થઈ નાયિકા પડિ વિમાસણુ તે દાસિકા;
રે રે દૈવ કિસો તેં કીયો મ્હા સૂં ફિટી વેષાશૂં થયો. ૧૧૧૪

## काव्यं

અભિસારીકા યથાઃ—

दूती विद्युदुपागता सहचरी रात्रिश्चिरस्थायिनी
दैवज्ञो जलदः स्वनेन दिशति प्रस्थानवेलां शुभाम् ।
वाचं माङ्गलिकीं तनोति तिमिरस्तोमोऽपि झिल्लीवरै-
र्जातोऽयं दयिता भिसारसमयो मुग्धे ! विमुञ्च त्रपाम् ॥
—रसमञ्जरी ८६

## ચોપાઈ

એક સખી બીજી પ્રતે કહિ વચન વિશેષેં કવિજન લહેં;[1]
તુઝ ભર્ત્તાર ગયો નિજ ઠાંન જિહાં સંકેત તણો પરિમાન.

---

૧ અનુમાન क.

થઈ દૂતિ તેડી વીજલી રાતેં સખી તુઝ સરીખી મીલી;
મેઘદેવતા જોએ જોશ કરે પ્રસ્થાન વેલા કોશ. ૧૧૧૭
તિમિર વાચા મંગલા કરે ચાલિ સખી તુઝ ઇચ્છા કરેં;
અભિસારે ચઢાયો તુઝ સ્વામી તું પણિ તિહાં જોએં અભિરામ.

काव्यं

પ્રોષિતા યથાઃ—

दुःखं दीर्घतमं वहन्त्यपि सखीवर्गाय नो भाषते
शैवालैः शयनं सृजन्त्यपि पुनः शेते न वा लज्जया ।
कण्ठे गद्‌गद्‌वाचमञ्चति दृशा धत्ते न बाष्पोदकं
संतापं सहते यदम्बुजमुखी तद् वेद चेतोभवः ॥११९॥

—रसमञ्जरी ४७

ચોપઈ

પ્રિય પરદેશ કર્યો નિવાસ સુંદરિ ધરિ એકલડી વાસ;
મોટો દુખ કેહી ને નવિ કહેં કામજ્વર અંગે અતિ દહેં. ૧૧૨૦
લેઈ સૈવાલ પથરણું કરી લજ્જા કરી સયન નવિ ધરઈ;
ગદગદ કંઠ વચન ઉચરઈ મુખ નિસ્વાસ નયન જલ ધરઈ. ૧૧૨૧

काव्यं

ખંડિતા યથાઃ—

कान्तं निरीक्ष्य वलयाङ्कितकण्ठदेशं
उक्ता तया परभिया परुषा न वाचः ।
दूतीमुखे मृगदृशा स्खलदश्रुधारा
दूरात् परं निदधिरे नयनान्तपाताः ॥ ११२२ ॥

—रसमञ्जरी ५७

ચોપઈ

બીજી નારિ તણો પ્રતિ સંગિ દેખી આલે ઘર નવરંગ;
કંકણુ તણાં ચિન્હ કીહાં થકી કંઠઈ લાગ્યા દિશૈ સખી. ૧૧૨૩

પ્રિય સંઘાતે ન બોલૈ વાચ સુણિરે સખી કહૂં તુજ સાચ;
બોલૈ વયણ નયણ જલ ભરઈ ખંડિતા તણાં લક્ષણ ઉચરઈ.

આઠ નાયકા લક્ષણ જેહ પંખિણી તણે લહી જઈ દેહ;
બીજાં સ્રીય તણાં જે ચરિત્ર પંખિણી સઘલા લહઇ પવિત્ર.

પંખિણી સુંદર રૂપેં સાર ઇંદ્રાણી રંભા અવતાર;
વરણવતા છે વાધે વિસ્તાર કહે નરબદ કવિ કથા વિચાર.

કોકદેવની મોટી કલા બુદ્ધિવંત નેં ગુણ આગલા;
રૂપે મદન તણો અવતાર કિં વલી જાણે ઇંદ્રકુમાર. ૧૧૨૭

રાજહંસની ચાલે ચાલે શબ્દ કોકિલા સરીખુ(ખો) સાર;
વાંણી સારદનો અવતાર અતિહિ સુંદર તનુ સુકુમાલ. ૧૧૨૮

ષટ્ દરસણના જાણે ભેદ સર્વ ધર્મના માને વેદ;
નીરાકારનો ધ્યાન જ ધરે આદ્ય પુરુષનું સમરણ કરઇ. ૧૧૨૯

સોલ શૃંગાર તણો તે જાંણ બાવન અક્ષર કરૈ વખાંણ;
બહોતરી કલા પુરુષની જેહ કોકદેવ જાણે ગુણભેદ. ૧૧૩૦

પહિલી લેખકની જે કલા ઉત્તમ મધ્યમ ગુણ આગલા;
મહતી કલા લેખકની જાણ અરધ પંડિત કહિયે સુ વખાંણ.

अक्षराणि समशीर्षाणि वर्त्तुलानि घनानि च ।
परस्परमलग्नानि ह्येतदक्षरलक्षणम् ॥ ११३२ ॥

## ચોપઇ

પઠિત કલા બીજી નર તણી અક્ષર ઘોષ કરેં સોષણી;
ઉચે સ્વર અક્ષર ઉચરે જિમ માંજાર [1]બાલ મુખ ધરઈ. ૧૧૩૩

બાલક નઈ દૂખ ન હોઈ કદા દાંતિ ધરઈ પીડઈ નહી સદા;
ઈમ ઘોષ કરંતાં અક્ષર ચઢે કવિ વિનોદ શ્રી નરબદ પઢઈ. ૧૧૩૪

ત્રીજી કલા કવિત્તની જાણ ઉત્તમ મધ્યમ અધમ પ્રમાણ;
ગુપ્ત પ્રગટનેં અતિ ઉઘાડ જેહ કવિત્તના અર્થ પમાડ. ૧૧૩૫

---

૧ બચ્ચૂં क.

તેહનાં લક્ષણ કહૂ વેગલાં પ્રીછૈં નાહનાં મોટાં ભલાં;
ત્રિણ ભેદ છ કવિત્તજ તણાં તેહનાં ભેદ કહૂ સાજણાં. ૧૧૩૬
પહિલું નાલિકેર સારીખું બીજું દ્રાખ તણો પારખું;
ત્રિજું ખારીક સરીખું જાંણ એહ કવિત્તનાં કરૂં વખાણ. ૧૧૩૭
જેહ ભણતાં ઉપરિ હોય દુર્ઘટ અક્ષર છંદ માહા સુવિકટ;
માંહિ ઊંડો અરથ અપાર સ્વાદ ટોપરાંનો સુવિચાર. ૧૧૩૮
જેહ ભણતાં સુલલિત વાંણી રૂડા છંદ તણાં બંધાણી;
અર્થ તણો નહિ સ્વાદ વિચાર જાણું ખારિક બીજ કુઠારિ.
જેહ ભણંતાં ઉત્તમ ગીત રૂડા અરથ તણી માંહિં મતિ;
કવિત્ત ભણંતાં મન હરખીયે દ્રાખ સરીખું તે પરખીયે. ૧૧૪૦
ઉત્તમ શાસ્ત્ર તણા બંધાણ પિંગલ નાના ભાષિ પૂરાણ;
લઘુ દીરઘ ગણ લહે વિચાર ત્રીજી કલા કવિત્તની સાર. ૧૧૪૧
અંક કલા ચોથી પુરુષની ગીત કલા બોલી પાંચમી;
અતિ રૂડી તેહની ચાતુરી ગાયેં કિંનર સ્વર માધુરી; ૧૧૪૨

सप्तस्वर-त्रिग्रामास्तालमेकोनत्रिंशति ।
मूर्च्छना एकादशाश्चैव संगीतश्लोकपूर्वकम् ॥ ११४३ ॥
प्रथमो भैरवो रागो द्वितीयः मालकौशिकः ।
तृतीयो हिन्दोलाख्यश्च चतुर्थो दीपकस्तथा ॥ ११४४ ॥
पञ्चमश्चैव श्रीरागो मेघरागोऽपि षष्ठमः ।
राग एको वधूः पञ्च अष्टपुत्राः प्रकीर्तिताः ॥ ११४५ ॥

એ ષટ રાગ કહ્યા સુવિચાર પંચ પંચ એકેકી નારી;
આઠ પુત્ર તેહનાં સુવખાંણ રાગ રાગ પ્રતિ તેર પ્રમાંણ. ૧૧૪૬
મુખ્ય રાગ ચોદશમો જાણ તેહનાં નામ સંક્ષેપે આંણ;
ગ્રંથ તણો વાધે વિસ્તાર તેહ કારણ શૂં કરૂં વિચાર. ૧૧૪૭

भैरवी-पुनक-स्नेही बङ्गाली च વલાવલી ।
रागाङ्गनाश्चैताः पञ्च रागभैरववल्लभाः ॥ ११४८ ॥

पञ्चमो हर्ष-देशाख-बङ्गाला मधु-मालवौ ।
वेलावलो ललितश्च भैरवस्याष्टपुत्रकाः ॥ ११४९ ॥
—ઇતિ ભૈરવરાગપરિવાર ૧

गुडीग्रहा च गन्धारी मालश्री जैतश्री तथा ।
धन्याश्री पञ्चमी प्रोक्ता मालकौशिक वल्लभाः ॥ ११५० ॥
मारू-मेवाड-मिष्टाङ्ग-बर्बर-चन्द्राकायसाः ।
खोखरः भ्रमरानन्दः मालकौशिकनन्दनाः ॥ ११५१ ॥
—ઇતિ માલકૌશિકપરિવાર-૨

भोपाली चन्द्गवरी वसन्ती सीन्दूरी तथा ।
आहीरी पञ्चमी प्रोक्ता हिन्दोलस्यैव वल्लभाः ॥ ११५२ ॥
मङ्गलश्चन्द्र बिम्बश्च सुमनिन्द-विभाकरौ ।
वर्द्धमान-विनोद-वसन्ताश्च (?) देशी हिन्दोलपुत्रकाः ॥
—ઇતિ હિંડોલપરિવાર-૩

सारङ्गी गुर्जरी तोडी कमोदी पढमञ्जरी ।
एता रागाङ्गनाः पञ्च दीपकस्यैव वल्लभाः ॥ ११५४ ॥
कालिङ्गः कुन्तलो रामः कमलो कुसुमस्तथा ।
चम्पकः लाहु-हेमालौ दीपकस्याष्टपुत्रकाः ॥ ११५५ ॥
—ઇતિ દીપકરાગ પરિવાર-૪

वैराटी च कर्णाटी च सामेरी च गौडी तथा ।
सैन्धवी वाराङ्गनाः पञ्च श्रीरागस्यैव वल्लभाः ॥ ११५६ ॥
कल्याण-मालवौ गौर-गम्भीरौ गुणसागरः ।
आगर-विहागर-कुम्भाः श्रीरागस्याष्टपुत्रकाः ॥ ११५७ ॥
—ઇતિ શ્રીરાગ પરિવાર-૫.

सोरठी चैव मलयागिरी आशावरी कनीयसी ।
रामगिरी तथा प्रोक्ता मेघरागस्य वल्लभाः ॥ ११५८ ॥

कानर-नट-केदाराः जालन्धरो गजाधरः ।
टङ्क-सूहव-शङ्कराभरणाः (?) मेघरागस्य नन्दनाः ॥११५९॥
—ઇતિ શ્રીમેઘરાગપરિવાર-૬

उषसि भैरवो राग उदये मालकौशिकः ।
याम्ये हिन्दोलरागश्च मध्याह्ने दीपकस्तथा ॥ ११६० ॥
श्रीरागो दिनान्ते च मेघरागो निशान्तरे ।
यस्य यस्य च वेलायां गीयते नरचातुरैः ॥ ११६१ ॥
यस्य यस्यैव रागस्य पुत्र-दारा समागमः ।
तस्य तस्यैव गीतस्य गायनो सुखदः सदा ॥ ११६२ ॥
अन्यरागोऽन्यभार्या चावेलायां चापुत्रकम् ।
गायने नरकं याति हन्त पापः सभापतिः ॥ ११६३ ॥

નૃત્યકલા કહીય ષષ્ઠમી કલા વાજિંત્ર તણી સાતમી;
પંચભેદ વાજિંત્રનાં કહ્યાં તેહના ભેદ સંક્ષેપે લહ્યા. ૧૧૬૪

तन्त्री चैव वितन्त्री च घनं सुस्वरमेव च ।
चत्वारि वाद्यानि देवि ! पञ्चमं मुखमुत्तमम् ॥ ११६५ ॥
तन्त्री वीणादिकं वाद्यं वितन्त्री नीशाणादिकम् ।
शङ्खं शृङ्गी सुस्वरं च कांस्यतालादिकं घनम् ॥ ११६६ ॥
सप्ततन्त्री भवेद् वाद्यं वितन्त्री च त्रयोदशम् ।
सुस्वरमेकादशं च घनं पञ्च विधीयते । ११६७ ॥
ब्रह्मवीणा रुद्रवीणा कविलाशं पिनायकम् ।
सारमण्डललावणी कमीची सप्ततन्त्रिका ॥ ११६८ ॥
नीशाणं तबलं ढोलं ददामा दुवडि मृदलम् ।
डफ-डमरू-ढक्क-ढोरू पड-पखाज-कुण्डली ॥ ११६९ ॥
एतानि वितन्त्री वाद्यानि पुट्टकादयस्त्रयोदश ।
निर्घातं च गदाहस्तौ क्वचिच्च करपल्लवे ॥ ११७० ॥

शङ्खं शृङ्गी च वंशी च भेरी भृङ्गी च माधुरी ।
शर्णायी काहली स्वल्वा करण्डसुस्वरे स्वराः ॥ ११७१ ॥
काष्टतालं कांस्यतालं घण्टघूघरमेव च ।
पञ्चमं स्थालिकातालं घनं पञ्च विधीयते ॥ ११७२ ॥

—ઇતિ વાર્જિત્રલક્ષણાનિ.

વ્યાકરણ તણી કલા આઠમી છંદ કલા કહીયે નવમી;
દશમી કલા કહુ અલંકાર એકાદશમી નાટક સાર. ૧૧૭૩
જે નાટિકે કલા કહું બારમી નખછેદની કલા તેરમી;
પત્રછેદે કલા ચઉદમી આયુધકલા પનરમી બલી. ૧૧૭૪
ગજઆરોહણ કલા સોલમી તુરંગ વાહણ સત્તરમી;
ગજપરીક્ષા અષ્ટદશ જાણ અશ્વપરીક્ષા ગુણ વખાણ. ૧૧૭૫
રતન પારિખો કલા વીસમી પુરુષલક્ષણ કલા એકવીસમી;
સ્ત્રીલક્ષણ બાવીસમી કહી પશુલક્ષણ ત્રેવીસમી સહી. ૧૧૭૬
મંત્રવાદ કહું ચઉવીસમી યંત્રવાદ વલી પચવીસમી;
રસવાદ ષટવિંસતી કલા વિષવાદ વલી સતવીસહ જાંણ. ૧૧૭૭
અઠાવીસમી ગંધર્વવાદ ઓગણત્રીસમી વિદ્યાવાદ;
કલા ત્રીસમી યુદ્ધ પ્રકાર બુદ્ધિ કલા એકત્રીસમી સાર. ૧૧૭૮
બત્રીસમી કહું તર્ક વાદ સંસકૃત કલા તેત્રીસી વાદ;
પ્રાકૃતભાષા તણી જે કલા ચોત્રીસમી બોલી કોમલા. ૧૧૭૯
પ્રત્યુત્તર પાંત્રીસમી જાણ દેશભાષા ષટ્ત્રીસ વખાણ;
સપ્તત્રીસમી કપટીકલા ચિત્રવિજ્ઞાન અઠત્રીસી બલા. ૧૧૮૦
ઓગણચાલીસી રૂડો નાંમ સત્યસિદ્ધાંત કહીયેં અભિરામ;
કલા વેદાંત કહી ચાલીસ ગારૂડવિદ્યા એકતાલીસ. ૧૧૮૧
બેતાલીસમી કહીયે ઈંદ્રજાલ ત્રેંતાલીસમી વિનય વિશાલ;
ચોમાલીસમી આચાર્ય કલા પંચતાલીસમી આગમ બલા.
વાંણિક કલા છેતાલીસી જાણ ધ્યાનકલા સુડતાલીસ વખાંણ;
અડતાલીસમી કલા પૂરાંણ ઈતિહાસ [કલા] ઓગણપંચાસ.

દર્શનભેદ કલા પંચાસઃ—

કલા ખેચરી એકાવનમી અમરકલા કહીયે બાવની;
ગમન પાતાલ કલા ત્રેપની ધૂરતિકલા કહૂં ચોપની. ૧૧૮૪
પંચવનમી તરૂ રોપણું કાષ્ટઘડણુ છપનમી કલા;
વણાટકરણી સતાવની જાણિ કૃતમણિ અઠાવનમી વખાણુ.
ઓગણસાઠમી વાંણિજયકલા વસિકરણી સાઠમી કલા;
ઘટપાષાણુ ઈકસઠમિ જાંણુ ચિત્રકલા બાસઠમી જાંણુ. ૧૧૮૬
નેપશ્યતિ ત્રેસઠિ વખાંણુ ધાતુકરમ ચોસઠિ જાણુ;
ધર્મકર્મ પેંસઠિકલા વંચકલા છાસિઠીમી બલા. ૧૧૮૭
સતસઠમિ રસવતી વખાંણુ કર્મકલા અઠસઠિમી બંધાણુ;
હસિતકલા ઓગણોતિરી જાંણિ પ્રયોગકલા સિતેરમી વખાંણુ.
એકોતેરમી કેવલજ્ઞાંન અકર્મકલા બહોતેરી માંન;
સર્વકલા જાણે કોકદેવ બહોત્તર કલા જાણે ગુણ ભેવ. ૧૧૮૯
એણે ગ્રંથે જો વિસ્તરી કહૂં ગ્રંથ તણો પાર નવિ લહૂં;
શ્રમ થકી બીહનું કવિરાજ તે માટે નામ કહ્યા સંખ્યાજ. ૧૧૯૦
કોકદેવ સાચો ગુણ જાણ ચઉદહ વિદ્યા તણો નિધાંન;
અનુક્રમિ વિદ્યા લહિ વીશેષ કવિજન બોલે કથા વિશેષ. ૧૧૯૧

काव्यं

ब्रह्मज्ञान रसायनं स्वरध्वनैर्वेद स्तथा ज्यो[illegible]
व्याकर्ण जलतरणं धनुर्धरं वैद्यस्य कृषिपरं ।
कोके वाहन वाजितं नटनृत्यं संबोधनं चातुरी
विद्या नाम चतुर्दशं प्रतिदिनं कुर्वंतुवो मंगलं ॥ ११९२ ॥

ચોપઈ

પહિલી વિદ્યા બ્રહ્મજ્ઞાન બીજી રસાયણ વિદ્યા જાંણુ;
ત્રીજી વિદ્યા સ્વરધ્વનિ કરે વેદ વિદ્યા ચોથી ઉચરે. ૧૧૯૩

---

૧ દાનકલા क.

વિદ્યા જ્યોતિષની પંચમી વ્યાકરણ વિદ્યા જાંણે છઠ્ઠી;
જલતરણી વિદ્યા સાતમી ધનુર્ધરિ વિદ્યા આઠમી. ૧૧૯૪
વૈદ્યવિદ્યા ઓષધની જાંણુ નવમી વિદ્યા કહી વખાંણુ;
દશમી વિદ્યા કૃષિ કર્મ જાણીયે વિદ્યા તણા ગુણ વખાણીયે.
એકાદશમી કોક જ કલા વિદ્યા બારમી વાહણજલા;
વાજિંત્ર નાદ વિદ્યા બારમી વિદ્યા નાટકની તેરમી. ૧૧૯૬
વિદ્યા સંબોધન ચાતુરી ચઉદ વિદ્યા સંપૂરણ કરી;
કોકદેવ જાંણે અભિરાંમ ચઉદહ વિદ્યા તણાં વિશ્રામ. ૧૧૯૭
આઠ પલ્લવી જાંણે કોક કહું વિશેષે કારણ લોક;
અંકપલ્લવી કરપલ્લવી નેત્રપલ્લવી વસ્તપલ્લવી. ૧૧૯૮
શબ્દપલ્લવી ઔષધપલ્લવી પુષ્પપલ્લવી ભાષાપલ્લવી;
જો હું વિગતે કહૂં વિચાર ગ્રંથ તણો વાધઈ વિસ્તાર. ૧૧૯૯
એહવો આઠ પલ્લવીનો જાંણુ કોકદેવ જાણે સુવખાંણુ;
ષટ્ભાષા જાણે કેલવી સંસ્કૃત પ્રાકૃત મધ્ય મેલવી. ૧૨૦૦
અપભ્રંશ સુરસેની વલી પિસાચિની માગધી સાંભલી;
ષટ્ભાષાનું જે બંધાણ કોકદેવ પ્રીછૈ ગુણ જાંણ. ૧૨૦૧
દેશદેશની ભાષા લહે કવિજન ઉપમા કહેવિ કહે;
સૂર સુભટ બલવંત ગૂઝાર ભૈરવસેનનેં કરે જૂહાર. ૧૨૦૨
કે પરમેસ્વર નામેં સીસ કે ગુરૂ મૂરતિ કલા જગીસ;
અતિ ગુણવંત અને જસવંત મદન તણો અવતાર લહંત. ૧૨૦૩
સોભાગ્યસુંદરી કોકજ દેવ વિલસેં બે જણ મંદિર સોય;
મનવાંછિત પૂરે જગદીસ સદા કાલ તે કરેં જગીસ. ૧૨૦૪
લોગ્ય જોગ્ય તે વેલા રમે બે ગુણવંતા ગુણીયલ રમેં;
બે યોવનગતિ કલા વિલાસ બે ગુણવંતા ગુણીય રસાલ. ૧૨૦૫
બેહુ સ્વરૂપ સરીખો જોગ બે જણ ભોગે સુખે ભોગ;
બેહુજન જોડી સોભે સાર બેહૂ જાંણે સ્રહાથૈ ઘડ્યા કિરતાર.
નિસદિન બેહૂ રહે એકઠા બેજણ પ્રેમભર રમેં સોગઠાં;
બે જન નાનાવિધ શૂં રમેં બે જણ ભોજન એકત્ર જમે. ૧૨૦૭

બે જણુ એક સૂયેં પર્યંક બે જણુ વદનેં પૂરણુ મયંક;
બેજણુ માંનની કોક સધીર ભોગ ભોગવી જાણે ધીર. ૧૨૦૮
બે જણુ કાયા એક પરાંણુ બે જણુ મન એક મંડાણુ;
અહુ નિસિ ક્રીડા કરૈ અપાર વિલસેં વંછિત ભોગ વિચાર.
પાંન ફૂલ સુગંધ સંબંધ પૂર્વજન્મનો એહ સંબંધ;
અંગ જલાદિ ઊગટણા કરે તેલ સુગંધી તનુ આચરે. ૧૨૧૦
પુષ્પ તણા પહિરઈ કંચૂઆ પુષ્પ ચીર ઓઢૈ જૂજૂઆ;
પુષ્પ તણા પહિરેં શૃંગાર કોકદેવ સુ વિલસે સાર. ૧૨૧૧
કુસુમ તણા પહિરેં ઘાઘરા સોવન ઘડિત પાયૈ ઘુઘરા;
ગુંથ્યા કુસુમ તણા જીંદૂઆ હાથે કરી ઉછાલે જૂજૂઆ. ૧૨૧૨
બે જણુ મનસું ક્રીડા કરઈ નાનાવિધ આસન આદરેં;
નવરસ વિલસે તનુ સુખ કરઈ કવિ વિનોદ નરબદ ઉચરે.

## દૂહા

જાંણુ સુજાણેં પ્રીતડી, મિલતાં ઉપજે રંગ;
જાણેં પૂરવ નેહલો, કિં વલી કરમ પરસંગ. ૧૨૧૪
પૂરવ પુણ્ય પસાઉલે, વિલસેં ભોગ વિલાસ;
જાણેં વહિસી કેતકી, ભમર કરેં સુખરાસ. ૧૨૧૫
જે યુગમાંહિ માનવી, કોક ન જાણે ભેદ;
સું જાણે તે ભોગવી, ફોગટ જન્મ નિખેદ. ૧૨૧૬
મદન સરોવર પ્રીતિ જલ, કોકશાસ્ત્ર દૃઢ નાવ;
જે જાણીસે ચાલવી, તેહ ઉતરસે પાર. ૧૨૧૭
કોકશાસ્ત્ર દૃઢ નાવડું, ઘડયૂં કવિજન ખંત;
જેહ જાણશે ખેલવી, તે પાંમસે અંત. ૧૨૧૮

## ચોપઈ

એણી પર રંગ રમંતાં હોઈ સુખ પામે મન ગમતો સોય;
એક દિવસ આણુંદ મઝારિ કોકદેવ પૂછે સુણી નારિ. ૧૨૧૯
એકમનાં તૂં સુણિ કાંમની વાત એક પૂછું ભામિની;
મોટા રાય તણી કુંવરી પૂરણુ લક્ષણુ તૂં અવતરી. ૧૨૨૦

કહે ને માય બાપનો નાંમ ઈહાં કિમ આવી કહે ગુણ ધ્રાંમ;
વિસ્તર કથા કહો સુ વિચાર કુણ નગરી કિહાં તુઝ અવતાર.
મુઝ આગલી સાચો ઉચરો યોગીણી વેષ કહો કિમ ધરો;
વલિ તૂં સુંદરિ કહે વૃતાંત સાંભલી વયણ સોહમા કંત. ૧૨૨૨
ખાંણપૂર[1] દેશ ભલો મહારાય નિપાણ પાટણ તે કહીવાય;
સૂર્યસેન તિહાં રાજ કરંત તેહની પૂત્રી સાંભલ કંત. ૧૨૨૩
કોકદેવ કહે સુણિ સુંદરી યોગિણી થઈ કેમ નીસરી;
એહ વાત કહો મુઝ વિસ્તારી કપટ કાંઈ મ રાખો નારી. ૧૨૨૪
વલતો વચન કહે સુંદરી કારણ કહું મમ વાચા ધરી;
સ્વામિ ખુનસ મ કરિસો તુમ્હે જિમ કુલ કથા વિસ્તારૂં અમ્હે.
કોકદેવ કહે વાચા સાર ખુનસ કિસ્યાની ન કરૂં નારિ;
પ્રાપતિ કરમ તણી પરિમાંણ ફલ ભોગવીયે જન્મ પ્રમાંણ.

भवितव्यं यथा येन न सोचति चान्यथा ।
नियते तेन मार्गेण स्वयं वा तत्र गच्छति ॥ १२२७ ॥
प्राप्तव्यमर्थलभ्यतेमनुष्यो दैवोपि तं लंघयितुं न शक्यः ।
तस्मान्न शोको न च विस्मयो मे यदस्मदायं नहि तत्परेषां ॥

## ચોપઇ

તવ સુંદરી કહ્યો વૃતાંત સાંભલી તનુ સોહમા કંત;
સૂર્યસેન પિતા મુઝ તણો રાજમારગ કુલ ચાલે ઘણો. ૧૨૨૯
ઘરિ માતા ઉન્મત તોખાર ગય વર સહસ્ર વર્ણ અઢાર;
રાજરિધિ ભલી ઘરિ વસૈ વિલસે રાજા સુખિતિશે. ૧૨૩૦
નિપાણ પૂર પાટણનો ધણી રાજરિધિ ઘરિ સોહામણી;
સર્વ સંપતિ રાજા ઘરિ રહે પુત્ર નહી મોટો દુખ સહઈ. ૧૨૩૧

अस्मिन् विचित्र संसारे जन्म पूत्रस्य दुर्लभं ।
यः यस्यति मुखं सूनो मुच्यते च रुणत्रयात् ॥ १२३२ ॥

---

૧ થણપુર. क

## ચોપઈ

નીરાધારિ ચાલે સંસાર પૂત્ર તણો મોટો આધાર;
સંતતિ વિણુ જીવ ત્રિપત ન હોય અહનિશી રાય વિમાસઈ સોય.
પૂત્ર કાજ માડેં આરંભ ઉપજેં પૂત્ર તો હુવે કુલથંભ;
અહનિશી માંડયું સેવા ધ્યાંન મહાકાલિ યોગિણી વરદાંન.
આદર સહિત આરાધઈ માય પવિત્ર પણે ઉપવાસ કરાય;
ભૂમિસયન રાજા આદરઈ પૂજા ભોગ ધૂપ પરિવરે. ૧૨૩૫
મહાકાલીના દેઉલમાંહિ બૈઠો રાજા તપ કરીય;
એક માસ અન્ન ત્યાગે રાય નિશિ સુપનેં આવ્યા મહામાય.

### काव्यं

वरनयन सुदृष्ट्यां पश्यति सानुरागा
अरुण कमलाक्षी किं च मोद मदात्री ॥
सुललित शवरूढा हस्तनृमुंडकर्त्री
वादयती करवीणा यौवना रक्षिता सा ॥ १२३७ ॥

## ચોપાઈ

માગિ માગિ બોલે અંબિકા હૂં તૂઠિ તુઝ સુણિ સેવકા;
મન ઇચ્છિત આપું વરદાન હું માતંગી સુખહ નિધાન. ૧૨૩૮
રાજા ભણે સુણો મહામાય આપો પુત્ર મહાસુખ થાય;
ઇણી કાજેં આરાધ્યાં તુમ્હે કરજોડી પાય લાગુ અમ્હે. ૧૨૩૯
વલતો દેવિ બોલેં વાચ સાંભલી રાજા કહીયે સાચ;
પુત્ર નહીં પણ હોસ્યૈ સુતા રૂપે ગુણુ ઉત્તમ સંયૂતા. ૧૨૪૦
દેવ નામ દેજ્યો તેહનો હૂં સૂપને બોલું જેહનો;
યોગિણી ભક્તિ કરાવે સદા હોસ્યૈ કન્યા કુલ સંપદા. ૧૨૪૧
વરસ સતરમે પરણાવજ્યો તિહાં લગેં કુંઆરી રાખજ્યો;
એહવું કહી દેવી ચાલીઆં સૂપન માહે અદષ્ટજ થયાં. ૧૨૪૨
જાગ્યો રાજા હરખીત થયો રાંણી આગલી સુપન જ કહ્યો;
અન્યોન્ય હરખીયા બેહુ તુઠી માહાકાલી વર દેહુ. ૧૨૪૩

તિણિ મસ વાડે ગર્ભજ ધર્યો રાજા ગરથ ઘણો વાવર્યો;
દિન દિન ઓછવ રાજા કરે ઉત્તમ મંગલ ગતિ આચરે. ૧૨૪૪
ગર્ભ માસ સંપૂરણ થયા જનમી બેટી ઉછવ થયા;
જન્મ મહોત્સવ રાજા કીઓ પૂત્ર તણી પરિ ધન ખરચીઓ.
દિન દિન વાધઈ તે બાલીકા સેવા કરેં માહાકાલીકા;
યોગણિ પાત્ર પૂરે દિન દિન દીધૂં નામ ન જાણ્યૂં મન. ૧૨૪૬
દેવી વચન તે લોપ્યો સહી દીધૂં નામ મનુષ્યનું લહી;
વરસ પાંચની કન્યા થઈ રાજા મને વિમાસણ ભઈ. ૧૨૪૭
કુણ જાણે આગલિ કેતો કાલ હૂં જીવીસૂં સંસાર જંજાલ;
જીવતાં બેટી પરણાવીશું નયણે ઉચ્છવ હૂં દેખીસૂં. ૧૨૪૮
સ્વપ્ન તણો ન કીધો વિચાર કીજે વીવાહ હર્ષ અપાર;
ઘડી એક પીયારિ સદા કીજે કામ કન્યાનું મુદા. ૧૨૪૯
ચિત્રકોટિનો રાજા જેહ પાલે રાજ ભલી પરિ તેહ;
કનકસેન રાજાને નાંમ કામદેવ કુંવર અભિરામ. ૧૨૫૦
જોઈ જોષ બોલાવ્યા બાલ વીવાહનો કીજે રંગરોલ;
નીપાણ પાટણ આવી જાન હુઈ લગન વેલા અનુમાંન. ૧૨૫૧
તિણી સમિ વાત બની વલી હુઓ તમાસો ઉચ્છવ મીલી;
કંકાલી વેષ ધરી યોગિણી અકસ્માત તિહાં આવી સુણી. ૧૨૫૨
ચ્યારિ યોગણી આવી તિહાં કન્યા ઉપાડી લેઇ ગઈ કિહાં;
કર્ણાટક દેશમેં મૂકી નાંમ જાગી કન્યા દેખી અભિરાંમ ૧૨૫૩
મોટો દેઉલ માહા મંડાણ રચના માહાકાલિનો ઠાંમ;
પાખલી બેઠી યોગણી ચ્યાર વાજે મહુઅરિ વીણા સાર. ૧૨૫૪
મેં જાણ્યું એ શી ગતિ થઈ ઇહાં કીહાંથી આવી વહી;
યોગિણી ચ્યાર મહાસુંદરી નાચેં નાટિક આગલી ફીરિ. ૧૨૫૫
તે દેખીને અચરીજ થયો મહારો મન તો વિશ્વંગજ થયો;[1]
તે યોગણી પૂછે તું કુણ વગડાનું સાવજ છું સૂંણ. ૧૨૫૬
મુઝ વિવાહ કરંતો તાત ઇહાં કિણ આવી ન જાણૂં વાત;
જિમ તુમ્હે રાખો તિમ હું રહું બીજી વાત તુમ કીસી હુ કહું.

---

[1] બોલી ન શકું એમકે લીયૂં. ક

તેણી ઠામે રહી હું વિશેષ યોગણી તણો ધરાવ્યો વેષ;
હંસણી યોગણી ગુરુણીનું નાંમ મહાકાલી સુપન આવી તાંમ.
પંખણી યોગણી એહનો નાંમ દેજ્યો બાઇ તુમ્હે અભિરામ;
રૂઢિ ધરિ પ્રતિપાલો એહ મત કરસ્યો એહનો વિવાહ. ૧૨૫૯
એહવું કહી અદૃષ્ટિ થાય હંસણી યોગણી લાગી પાય;
જાણી સ્વપ્ના કીધ વિચાર દિન દિન વાધઇ રાજકુમારી. ૧૨૬૦
વિદ્યા તણો કીધો આરંભ શીખી ગાયન નાટારંભ;
ચોરાસી આસન સીખવી ભોગકલા મુઝને પ્રીછવી ૧૨૬૧
હાવભાવ મે સીખ્યા તિહાં હંસણી યોગણી [1]રૂડી જિહાં;
અનેક ચાતુરી મુઝ સીખવી તેહના ભેદ ન જાણું કવિ. ૧૨૬૨
વરસ બારની હૂં તિહાં થઇ હંસણી યોગિણી ચિંતા હુઈ;
એહનો કિમ કરસું વિવાહ ગુરુણી ચિંતા હીયડા માંહિ. ૧૨૬૩
એક દિવસ નિદ્રા વશી થઈ મહાકાલી સ્વપ્ને આવ્યાં વહી;
બોલે ગુરુણી સુણ અભિરાંમ એક વાત બોલી ગુણધામ. ૧૨૬૪
જેહ કન્યાસું કરસ્યઈ વાદ જેહ ભોગવસ્યૈ વિણુ પરમાદ;
જેહ જીપસ્યે તે પરણુસ્યે સુપનૂં ગુરુણી હીયડે તે વસેં. ૧૨૬૫
જાગી યોગણિ તે તતકાલિ પડિ વિમાસણ ચિંતા જાલ;
હંસણી યોગણિ કરૈ વિનાણુ જાયેં આવે સાથ પ્રમાંણ. ૧૨૬૬
કર્ણાટ દેશનો રાજા જેહ વાત સુણી મન ચિંતે તેહ;
ગુરુણીનેં તેડાવી રાય ઉઠી રાજા લાગ્યો પાય. ૧૨૬૭
તુમ્હ બેટી પરણાવો મુનૈ જે જોઇયેં તે આપુ તુનૈ;
હંસાણી ભણે સુણો માહારાય જેહ જીપે તે પરણાય. ૧૨૬૮
વાત સુણી રાજા ઈમ કહે એક દિન અમ્હ ઘરિ વાસો રહૌ;
જો જીપીસું[2] તો પરણીસું નહીતર તુમ્હ પાછી આપસું. ૧૨૬૯
નેમ કરી એહવો હંસણી તેડાવિ ચેલી પંખણી;
સુણરે બેટી વયણ રસાલ હાવભાવ કરી રીઝવો ભૂપાલ. ૧૨૭૦
ભોગવવા મ દેશો તુમ્હે ન્યાય રીતિ બોલૂં છૂં અમ્હે;
જોર જુલમ મત કરીસ્યોં સોય[3] કોપ ધરિસ્યે દેવી [4]સોય. ૧૨૭૧

---

૧ ગુરુણી क. ૨ જો ભોગવશું क ૩. કોય क. ૪ જોય क.

ગુરુણી પોતાને મઠિ ગઈ હૂં તો રાજાને ઘર રહી;
રાતે રાઉ દેખાડી કલા રાજા હુઆ મદવ્યાકુલા. ૧૨૭૨
હાવ ભાવ દેખાડચા ઘણાં જેહવા બોલ્યા છિ સ્રી તણા;
ચ્યાર પ્રહર અમ્હ કીધો વાદ હાર્યો રાજા ધરી પ્રમાદ. ૧૨૭૩
મહાકાલીને વરદે કરી રાજા નહી ભોગી સુંદરી;
રાજા લજ્જા અતિ ઘણી થઇ હું આપણુ મંદિર ડેરે ગઈ. ૧૨૭૪
હંસણી તિહાં વિમાસે હીયે હવિ ઇણી થાનિકથી ચાલીયે;
દેશદેશના રાજા જેહ વાદ કરીજે સાથે તેહ. ૧૨૭૫
જેહને એ જીપશે વાદ તેહને પરણાવૂં આલ્હાદ;
ઈહાં થકી જઈયે પરદેશ કીજે યોગિણી તણો નિવેશ. ૧૨૭૬
રાજા પણ કોપસે એહ કહસે કુંઅરી ડાકણિ તેહ;
એહવે સમે વિમાસે રાય સર્વ વજીર બેસી એક ઠાય. ૧૨૭૭
કરિ વિચારિ પંખણીનિનો એહ જનમ નહી માણસનો તેહ;
સક્તિરૂપ કિં એ શાકિની કિ માયા રૂપ ધર્યો ડાકિની. ૧૨૭૮
એહ કોતિક નવિ દીઠો કદી નારી નરશૂં જીપૈ યદી;
ઇહાં થકી કાઢો માહારાય એહ યોગિણી રાખી ન જાય. ૧૨૭૯
તેડી હંસણિ રાજકૂઆરિ ચેલી તણો કર્યો વિચાર;
ઈહાં થકી દૂરે પાઠવો રાજા તણો દેશવટો હૂવો. ૧૨૮૦
વરસીંહણી બીજી યોગિણી સાથે દીધી પંખણી ભણી;
તિહાં થકી હૂં ચાલી વલી બાલે વેશે મદવ્યાકુલી. ૧૨૮૧
સાંભલિ વચન સોહમાકંત કર્મ તણો બોલ્યો વરતંત;
કર્ણાટદેશથી ચાલી રાય આવી મરહટદેશ સમાય. ૧૨૮૨
તિહાંનો રાજા વાદી જીત તિહાંથી ચાલી હું ચલચિત્ત;
બુદેલખંડ માહિં હૂં વલી જીત્યો રાઉ તીહાંથી નીકલી. ૧૨૮૩
વેગે ચલી મારગમેં થયાં ઉડીસે જગનાથે ગયાં;
તિહાંનો રાજા જીત્યો અમ્હે કોકદેવ સત્ય માંનો તુમ્હે. ૧૨૮૪
તિહાંથી ઉડણભમરી ગયાં જઈ રાજા મહેલે ભેટીયાં;
વાદ કરી જીત્યો તતકાલ તિહાંથી ચાલ્યા પંથ સુકમાલ. ૧૨૮૫

પૂર્વે દેશ જોઇને વલ્યા ગઢ માંડવ્ય આવીને મીલ્યાં;
તીહાંનો રાજા જીત્યો સહી ગુજ(ર્જ)ર દેશમે આવ્યા વહી.
અણહિલપૂર પાટણ માંહિ ગયાં ગહિલો કર્ણને જઇ ભેટીયાં;
ભલી પરિ તિહાં કીધો વાદ જીત્યો રાજા ધરે પ્રમાદ. ૧૨૮૭
મુઝ આગલ તે હાર્યો સહી તિહાં થકી સોરઠમાં ગઈ;
તેહનો રાજા જીત્યો સહી કચ્છમાંહિ થઈ સિંધે ગઈ. ૧૨૮૮
ક્ષણ માત્ર માંહિ જીત્યો વાદ આવી મરૂદેશ સુસ્વાદ;
ગઢ આબૂનો રાજા જીત કોઈ વાદ ન માંડે ભિત. ૧૨૮૯
તિહાં એક વાત સુણી અભિરાંમ મહારાજ રણથંભર ઠાંમ;
તેહની સભા સુણી અતિ જાંણી કોકદેવના સુણ્યા વખાણિ.
કામશાસ્ત્રનો વેધક તેહ વાત સુણી સ્વામિની એહ;
ટંકા કોડિ પાંચ એકવાર એકરાત્રિમાં ખાધા સાર. ૧૨૯૧
સ્ત્રી સંઘાતે વિલસ્યા ભોગ એહવા રણથંભરના યોગ;
જેહને ઘરે એહવા વજીર તે રાજા કિમ જીપે ધીર. ૧૨૯૨
વાત સુણી મુઝ આવી રીસ પગનો ચાટક ચઢીયો સીસ;
નાખી વસ્ત્રને નાગી થઈ આવી સભામાંહિ ઊભી રહી. ૧૨૯૩
એતલી લગે વાત સર્વ કહી વર્ષ સોલની દેહી થઈ;
મહાકાલીનો વચન પ્રમાણ વર્ષ સતર મે થયું બંધાણ. ૧૨૯૪
કોકદેવ સાથે વીવાહ દૈવે લિખ્યો નવિ પાછો થાય;
મનવંછિત પામી ભરથાર સરિખી જોડી ઘડી કીરતાર ૧૨૯૫
એહવી વાત સુણી વિચાર વિસ્મય પામ્યા કોક સધાર;
મોટી વાત તે દીશે સહી દૈવ જોગ તે મલિયો વહી ૧૨૯૬
વલી વાત પૂછે ભરથાર સાંભલિ સુંદરિ એક વિચાર;
કામદેવ પહિલો વર જેહ વાત પછી થઈ કિમ તેહ. ૧૨૯૭
તેહ વાત જાણે જગદીશ એક દિન સુપને દીઠાં ઈશ;
મુઝ વિયોગે તેણે લીધો યોગ ત્યાગ્યું તનુ ગંગાને યોગ ૧૨૯૮
મૂઝ વિયોગ પિતા દુઃખ ધરૈ અન્નપાંન સઘલું પરીહરૈ;
એક જ બેટી હું તેહ તણી પીતાજી દુઃખ ધરસે તેહ ભણી. ૧૨૯૯
કોકદેવ વિમાસ્યો સોય માતપિતાનો મેલો હોય;
જઈ સુંદરિનો દુઃખ ભાંજીયે સાસુ સસરા મુખ દેખીયે. ૧૩૦૦

આવી ભૈરવસેનને કહ્યો પંખીણી તણો સ્થાનક મેં લહ્યો;
સર્વ વાર્ત્તા ઘટતી સહી ધુર થકી માંડિને કહી. ૧૩૦૧
ભૈરવસેન કહઇ સુણિ કોક સેન સામગ્રી મેલો લોક;
જે જોઈએ તે લીજઈ સાથિ સુંદરિને તેડો સંઘાત. ૧૩૦૨
માય બાપનો ટાલો શોક ભલી સામગ્રી ચાલો કોક;
વાત સુણી રાજા મન તણી સૈન્ય સામગ્રી મેલી ઘણી. ૧૩૦૩
ઘણા દિવસ ચાલ્યા પંથ માંહિ આવ્યા નિપાણપાટણ ઠા";
કટક દેખી વિમાસે સહૂ કોય પરાઠી આવ્યા બહૂ. ૧૩૦૪
યુદ્ધ સામગ્રી કીજઈ બહૂ હયગય દલ મેલાવીયે સહૂ;
રાજા મોકલીયો પરધાન કિહાંથી આવ્યા કુણ તુમ્હ થાંન ૧૩૦૫
આવ્યા રણથંભરથી અમ્હે ભય કાંઇ મમ પામો તુમ્હે;
વાત સર્વ વિચારી કહી પ્રધાન હીયડેં હરખ્યા સહી. ૧૩૦૬
આવી કનકસેનને કહ્યો જમાઈ તણો સગપણ અમ્હ લહ્યો;
વર્ષ બારમે પૂત્રી મલી માય બાપની પૂગી રલી. ૧૩૦૭
કેતલાએક દિવસ ત્યાં રહ્યા માય બાપનાં અતિ સુખ લહ્યાં;
સાસર વાસો કીધો બહૂ આપ્યાં હયગય સોના બહૂ. ૧૩૦૮
ભલી પરિ વોલાવ્યા વાટ આવ્યા રણથંભરનેં ઘાટ;
ભૈરવસેન વધાવો કીયો કોકદેવને માન જ દીયો. ૧૩૦૯
સુખે સમાધઇ રહે આવાસ વિલસે વાંછિત ભોગવિલાસ;
બે જણ હરખીત વીલશૈ ભોગ સરીખે સરીખો મલીયો સંયોગ.
રણથંભરગઢ ઉત્તમ ઠાય રાજ કરેં ભૈરવસેન રાય;
કોકદેવ મોટો પરધાન વડા વજીર તણો સનમાંન. ૧૩૧૧
સોભાગ્યસુંદરિ મોહન નારિ પુત્ર જણ્યો ઉત્તમ આચારી;
મદનસેન તસ દીધો નાંમ રૂપે અભીનવ જાણે કાંમ. ૧૩૧૨
વંશ વાધિતો થયો અપાર કવિ નરબદ કહે કથા વિચાર;
ઉતપત્તિ બોલી પંખીણી તણી એહ અધિકાર ભલી પરિ સુણી. ૧૩૧૩
એક દિવસ સભા સવિ મલી રાજા બેઠો મનની રૂલી;
કોકદેવ પ્રતે પૂછે વાત એક વચન સાંભલી આખ્યાત. ૧૩૧૪

સ્ત્રીય સંબંધિ કૌતક કહું જેહ તમ્હે વિચારિ લહું;
એ ઓષધ મંત્ર યંત્ર ઉપચાર વિસ્તારીને કહો પ્રકાર. ૧૩૧૫
કોકદેવ કહે સુણી મહારાજ કથા પ્રસંગી કહું તૂઝ આજ;
સ્રી વશ્ય હોવા તણા પ્રકાર સુણો રાજ તુઝ કહું વિચાર. ૧૩૧૬
સિદ્ધિ વાણિ હું બોલું આજ નારિ વશ્ય હોવઈ મહારાજ;
વલી બીજાં કૌતક બોલેશ પ્રીછી લેજ્યો રણથંભાર નરેશ ૧૩૧૭

मोचाकंदरसेन जातिफलकं कुर्याद्वशं चित्रिणी
पक्षौमाक्षिकसंयुतौ च करिणी पारापत भ्रामरैः ।
शंखिन्या वशहृद्गिरी च तगरी मूलान्वितां श्रीफलं
तांबूलेन सहप्रदत्त मचिराद्वश्यं भवति पद्मिनी ॥१३१८॥

મોચાને કંદરસ સહી જાતિફલ ભેલો તે મહી;[1]
બીડી માંહિ દીજે ભૂપાલ ચિત્રિણી વશ હોવે તતકાલ. ૧૩૧૯

ॐ पच पच विहंगम कामदेवाय स्वाहा ॥ १३२० ॥

એહ મંત્ર છે ચિત્રિણી તણો વશ્ય હોવાનો મહિમા ઘણો;
ભ્રમર પંખ મધુ સું દીજીએ મંત્ર હસ્તિની વશ કીજીયે ૧૩૨૧

ॐ चिर चिर वशंकर कामदेवाय स्वाहा ॥ १३२२ ॥

હસ્તિની વશ કરવાનો મંત્ર કોકદેવના બોલ્યા તંત્ર;
ઈણી મંત્રે પાનમાંહિં દીજીયે વલિ વિશેષે વશ્ય કીજીયે. ૧૩૨૩
પારેવાની ચીરક લીજીયે માંહિ ભમર પાંખ દીજીયે;
મેલિ એકઠાં મંત્રી દીજીયે શંખની વશ્ય હોવઈ ખરી. ૧૩૨૪

ॐ हर हर पच पच कामदेवाय स्वाहा ॥ १३२५ ॥

ઈણિ મંત્રે શંખની વશ્ય માનીયે કોકદેવ કહે ગુણ જાણીયે;
તગર મૂલને બીલી હોય કરી એકઠા દીજે સોય. ૧૩૨૬
મંત્રી દીજીયે માંહિ તંબોલ ઇણિ મંત્રે પદ્મિની કરે રંગરોલ;
તેહનો મંત્ર કહીશું સાર કવિ નરબદ કહે આગમસાર. ૧૩૨૭

[1] કેલિકંદનો રસ લીજીયે, જાયફલ તેહમાં મદ્દીયે;
મંત્રી તંબોલમાંહિ દીજે ભૂપાલ, ચિત્રિણી વશ હોવે તતકાલ. क

ॐ म ंकोकों महाज्वाला पच पच कामदेवाय स्वाहा ॥१३२८

ચોપઈ

એહ મંત્ર પદ્મિની પ્રતિ કહ્યો કોકદેવ સ્ત્રી બહુ ગુણ લહ્યો;
વલી બીજા બોલીશ ઘણા ભેદ નિશ્ચૈ કરી માનજો વેદ. ૧૩૨૯

ॐ ह्रीं स्वाहेति मंत्रेण साध्यनामंनितेन च ।
सप्ताभि मंत्रितं पुष्पे ये घ्राणा सा वशी भवेत् ॥ १३३० ॥

ચોપાઇ

ॐ ह्रीं स्वाहा ।

ઇણિ મંત્રે વાર સાત મંત્રીયે ફૂલ મોગરનો લીજીયે;
જે નારિ સુંઘે તે ફૂલ વશ્યમાંનિ નારિ અનુકૂલ. ૧૩૩૧
વલી વશી વિધિ બોલું એક સાંભલિ રાજા વચન વિવેક;
મૂલાર્ક માહિં લીજીયે તેહ સંખાહુલી ઘોલી જેહ. ૧૩૩૨
કણયર ફૂલમાહિં મૂકીયે ગુગલ સમભાગ મેલીયે;
નરવીર્યે ગોલી બાંધીયે અથવા તે ભૂકો કીજીયે. ૧૩૩૩
આદિતવારે જે ભક્ષણ કરેં તે નારિ સેવા ફલ સંચરે;
એહ તંત્ર કરંતાં સાર નારિ વશ્ય માને ભરતાર. ૧૩૩૪
મંગલવારે દૂધેલીમૂલ લીજીયે વિધી પૂર્વ સહ ફૂલ;
તુલસીરસ પુટ દીજીયે સાત આકદૂધ પૂટ દીજે સાત. ૧૩૩૫
ઉત્તરવારુણી પુટ દીજીયે મરી પ્રમાણે ગોલી બાંધીયે;
તંબોલમાહિં દીજીયે તેહ નારી વશીકરણ બોલ્યો એહ. ૧૩૩૬

ॐ ह्रीं ऐं ह्रीं उपविष्ट चंडालणी महापिशाचीनी ह्रीं ठठ स्वाहा ।
मंत्रितंराजे सर्षपा* ॥ १३३७ ॥

ચોપઈ

એહ મંત્રનો અતિ મહિમાય કહે કવિજન કહ્યો ન જાય;
રાઈ સરસવ મંત્રી છાંટીયે વિકલ નારી પૂંઠે હીંડીયે. ૧૩૩૮

* ॐ ऐं क्लीं उच्छिष्ट चांडाली महापिशाचिनी ठः ठः ठः स्वाहा ॥ क

મર્કટ હાડ મીઢીને દૂધ, ઘસી કરીને છાંટો મૂંધ;
વશ્યમાંને નારી તિણિ વાર, દેઇ આલિંગન ચુંબન સાર. ૧૩૩૯

नाभिहृत्कंठदेशेषु ददत् श्वासं शनैः शनैः ।
कामं सं साधयेत् कामी गायत्री सप्तधा पठेत् ॥ १३४० ॥

अथ कामगायत्री ॥ ॐ नमो भगवाय विद्महे पुष्प बाणायधी-
महितंत्रः काम प्रचोदयात् × ॥ १३४१ ॥

व्याजेन चुंबनादीना मुखवासं पादयेत् प्रियं ।
तेन सा वश्यमायाति नतु तस्याः स्वयं पिबेत् ॥ १३४२ ॥

ચોપઇ

સ્ત્રી સંયોગ નર ચુંબન કરે લેઈ ઉશ્વાસ મંત્ર ઉચરે;
નારિનેં મુખ દીજે શ્વાસ તે નારી વશ્યમાનેં તાસ. ૧૩૪૩

रोचनामं दापित्ताभ्यां सव्यहस्त कनिष्टया ।
कृत विशेषको युक्त्यां त्रैलोक्यस्यापि मोहनः ॥ १३४४ ॥

ચોપઇ

ગોરોચંદન નેં મછાપીત કરિ એકઠાં મર્દો ચિત્ત;
ડાબા કરની ટચલી આંગુલી ભરી છાંટીયે સ્ત્રી વ્યાકુલી. ૧૩૪૫
વશ્યમાને નારી મદમત્ત[1] કામશાસ્ત્રનો બોલૂં મત;
યુક્તિ કરી તિલક કીજીયે સર્વ ત્રૈલોકિ વશ્ય માનીયે. ૧૩૪૬

अश्विन् कृष्णचतुर्दश्यां नृकपालं समुद्धरेत् ।
स्मशाना भस्ममादाय गृहीत्वा घोरमृत्तिका ॥ १३४७ ॥

त्रयं समभागे कार्यं सूक्ष्मचूर्णंतू कारयेत् ।
महापिशाचिनी मंत्र जपेदष्टोत्तरं शतं ॥ १३४८ ॥

---

× ॐ नमो भवाय विद्महे पुष्पबाणायधीमहितंत्रः काम प्रचोदयात ॥ क
१ ઉન્મત્ત क.

मंत्रितं तेन चूर्णेन हनित्वा यस्य कस्यचित् ।
विह्वला जायते नारी किंकरीमिव गच्छति ॥ १३४९ ॥

## ચોપાઈ

દિવાલીની કાલિરાતિ નરકપાલ આણીજે ગાત્ર;
મસાણુ ભસ્મ લીજીયે યુક્તિસૂં ઘોર માટી આણો પ્રેમસૂં.
ત્રિણે એકઠા કીજીયે સહી વાટી ચૂર્ણ નાન્હો લહી;
જેહને મંત્રીને છાંટીયે વિકલી નારિ પૂંઠી હીંડીયે. ૧૩૫૧

ॐ क्लीँ महापिशाचिनी ह्रीँ ठः ठः ठः स्वाहा ॥ १३५२ ॥

વલી વશી કરણુ બોલું સાર માહારાજ માનો નિરધાર;
કોકશાસ્ત્રનો એ મત કહ્યો આગમ શાસ્ત્ર વિશેષે લહ્યો. ૧૩૫૩
કાકજંઘાનો રસ કાઢીયે સાત પૂટ સૂત્રે દીજીયે;
વલી અગથીઆરસના સાત પુટ દીજે આંણી વિખ્યાત. ૧૩૫૪
ટંકણિખાર શરીરહ મલ પુટ દીજે સૂત્રે નિર્મલ;
સૂત્ર કુંઆરીનૂં કાંતીયૂં તંત એકવીશ એકઠું કીજીયે. ૧૩૫૫
તેહની વાટ વણીજે સાર અંગુલ એકવીશ લાંબી સાર;
યુક્તિ કરી માંન લીજીયે મંત્ર યોગ સાધન કીજીયે. ૧૩૫૬
આંણી જે સરસવનો તેલ માંહિ તાલીસ તગરનો મેલ;
ચોર કપાલ લીજે તતકાલ કાલી ચઉદશી નિશી વિકરાલ. ૧૩૫૭
જઇ મસાણુ મંડલ માંડિયે રેખા ચ્યાર ચિહું દીશી કાઢીયે;
નગ્ન હોઈને તીહાં બેશીયે હાથિ છૂરી કંકલ લીજીયે. ૧૩૫૮
મહાકાલીનો જપીયે મંત્ર પાડિજે કાજલ ઈણી તંત્ર;
મસાણુ ગાડૂઆંની ઠીકરી તિણીમેં તેલ ધરીજે ભરી. ૧૩૫૯
ઉપરિ માણુસ તણો કપાલ પાડિજે કાજલ સામાલ;
દક્ષિણુ દીશી મુખ રાખીજેં તિહાં ચોકાણું મંડલ કાઢ્યો જિહાં.
સવા પ્રહર મધ્ય રાત્રિ પ્રમાણુ કાલીચોદશિનો બંધાણુ;
પાડ્યું કાજલ તે લીજીયે જેહ નારીને વસ્ત્ર દીજીયે તેહ. ૧૩૬૧

લાચક[1] નાંમ વશીકરણ એહ વશ્યમાને પટરાણી જેહ;
એહ તંત્ર સાધશે જેહ સિદ્ધિવંત સુખ પામશે તેહ. ૧૩૬૨

ॐ ह्रीँ महाकालीँ क्रौं क्रीं क्रूं कज्जलवर्णा सां सौं वशमानय वशमानय स्वाहा ।–इति महाकाली महामंत्रः ॥ १३६३ ॥

## ચોપઈ

એહ કાજલ નારી અંજન કરે વશ્યમાન નર સેવા કરે;
હુઈ વશ્ય નારી ભરતાર અંજન નેત્ર કરે નિરધાર. ૧૩૬૪

वचा सौंचलं कुष्टं रजन्यौ मिरिचानी च ।
एषां लेप प्रभावेन वशीकरणमुत्तमं ॥ १३६५ ॥

## ચોપઇ

વજ સંચલ કુષ્ટ લીજીયે સાર મરી હલિદ્રનો માંહિ પસાર;
સર્વ એકત્ર કરી વાટીયે ભગ ઉપરિ લેપ કીજીયે. ૧૩૬૬
ઘૃત સાથે મરદીજે સર્વ વશ્ય માનિ જે કરતી ગર્વ;
એક વારિજો મીલે સંયોગ યાવજ્જન્મ નવિ હુવે વિયોગ. ૧૩૬૭

यदि सहदेवीमूलं ग्रहणे संग्राह्य रोचनापिष्टं ।
तत् कृता तिलका नारी गुरुकुलमपि वश्यतां जयति ॥ १३६८ ॥

## ચોપઈ

સૂર્યગ્રહણની વેલા થૂલ સહદેવીનો લીજે મૂલ;
ગોરોચંદન સું ઘસીયે તેહ નારી તિલક કરેશિ જેહ. ૧૩૬૯
વશ્ય હોસે તેહને ભરતાર પુરુષ વશીકરણ એહવું સાર;
એહ તંત્ર કરતાં સિદ્ધિ મહા કવિજન ચાલે બુદ્ધિ ૧૩૭૦
મૂલાર્કમાંહિ લીજેં મૂલ શ્વેત આકડાનૂં જેહ થૂલ;
માદલીઆમાંહિં રાખીયે પુરુષવશ્ય માને દીજીયે. ૧૩૭૧
રાજા વશ્ય હોયે પરધાન સભા તણું મોહન અનુમાન;
ઈમ અનેક છેં એહ વિચાર કહિતાં ગ્રંથ તણો વિસ્તાર. ૧૩૭૨

---

[1] લાવક क.

અનેક ગ્રંથે બોલ્યા સાર બીજા ઘણા વિશેષ વિચાર;
કોકદેવ કહે સુણિ ભૂપાલ વશીકરણ કીજૈ સુવિશાલ. ૧૩૭૩
હિવે સ્રી દ્રાવક ગતિ બોલીયઈ કૌતિક ભણી સુણીજૈ હીયે;
આગમશાસ્ત્રના કહ્યા વિચાર વલિ વિશેષે બોલું સાર. ૧૩૭૪

कर्पूर मिश्रेण च कंटकारि बीजोद्भवै नैव रसेन लिप्तं ।
लिंगं रते द्रावकरं वधूनां संजायते त्वं च सुखावहं च ॥१३७५॥

ચોપઈ

બીજ રીંગણીના લીજીયે યુક્તિ કરીને રસ કાઢીયઈ;
માંહિ કપૂર મેલીજે સાર લિંગ લેપ કીજીયૈ ત્રિણ વાર. ૧૩૭૬
જે હોઈ મદમાતી નારિ ઘણો ગર્વ જે આંણે ભારી;
ભોગ કરંતાં હોવે દ્રાવ પામે સુખ કરી મન ભાવ. ૧૩૭૭

चूर्णं जैष्ठं कणोपेतं महाराष्ट्रि फलाच्छिदः ।
मधुनां लिंग लेपेन द्रावो भवति योषिता ॥ १३७८ ॥

ચોપઈ

લીજે સાર મરહટિ બીજ માંહિ પીંપલી મેલો રીઝ;
કરી ચૂર્ણ ને મધુસું લિંગ લેપ કરે દ્રાવ નારી સંક્ષેપ. ૧૩૭૯
કસ્તૂરી ફીટકી કસેલ એ સમભાગે લીજે મેલિ;
વાટી સૂક્ષ્મ જલસું લેપ તે હાથેલી કીજૈ સંક્ષેપ. ૧૩૮૦
હાથ ધરતાં નારી બલિ દ્રાવ કરે તિહાં ઉતાવલી;
હાથ લેપનો એહ પ્રપંચ કવિ નરબદ કહે કથા સમંચ. ૧૩૮૧

અથ લિંગવૃદ્ધિ:—

[illegible] फलत्रय दाडिमफल कल्कसाधितं कुरुते ।
लिंगमर्दनविधिना कटुतैलेनैव वाजिलिंगाभं ॥ १३८२ ॥

ચોપઈ

ભીલામાં રીંગણીનાં બીજ ફલ દાડિમનું સુધ લીજ;
કરી એકઠો તે મરદીયે તેલ કરંજમાહિ મુકીયે. ૧૩૮૩

લિંગ લેપ કીજે અભિરામ વાજી સરખું લિંગ બલામ;
ઘૃત સંઘાતે કીજે લેપ વાધે લેપ કહું સંક્ષેપ. ૧૩૮૪

करिकृष्ण अश्वगंधा च नवनीतं च माहिर्षी ।
एतेषां मर्दनाल्लिंगं वृद्धि संजायते परा ॥ १३८५ ॥

ચોપઈ

ગજપીપલી બીજી આસંધ મહિષી માખણ મર્દો બંધ;
મર્દન લિંગ લેપ કીજીયે વૃદ્ધિ કરી રસ લીજીયે. ૧૩૮૬

शर्करा सैंधवं सर्पि छागक्षीरे विपाचितं ।
युत्क्यानु मर्दये लिंगं भवेत्करि करोपमं ॥ १३८७ ॥

ચોપઇ

સાકર સિંધવ સરીખા ભાગ ઉત્તમ ઘૃત મેલી જે છાગ;
માંહિં છાલીનો મેલો દૂધ લિંગ લેપ પામે સુખ મૂંધ. ૧૩૮૮
વૃદ્ધિ કરે તે અંગુલ સોલ મદમત્ત નારી કરે રંગરોલ;
કોકશાસ્ત્રનો એ મત કહ્યો વલિ વિશેષે કવિજન લહ્યો ૧૩૮૯

અથ ભગ સંકોચનઃ—

હવે સંકોચન કીજે ઘણો પામે નર જિમ સુખ સ્રી તણો;
ત્રિફલા માંયુફલ ફિટકડી મજીઠને બાઉલ છાલડી. ૧૩૯૦
કાથો કસેલોને છિકણી તુરી સોપારીને લોદ્રણી;
તજ તમાલ લીજે એલચી જાયફલ જાવંત્રી રચી. ૧૩૯૧
નાગકેસરને દાડિમછાલ વાટી કીજે વસ્રહ ગાલ;
રીંગણીપાન રસ કાઢીયે દિવસ ત્રિણ તેણે મરદીયે. ૧૩૯૨
મધુ સું ગોલી બાંધો પ્રમાણ બિરી જેવડી કરો બંધાણ;
યોનિમાંહિં લીજે ગોલિકા સંકોચન હોયે ભગલોલિકા. ૧૩૯૩
કામી નર જે ભોગવે કાંમ પામે રસ ગુણ તે અભિરાંમ;
સ્રીના રસ જાણી જે સહી કવિ નરબદ બોલે ચોપઈ. ૧૩૯૪
ઉત્તમ કસ્તૂરી એક વાલ ફિટકડી રસ કછેલા છાલ;
યોનિ લેપ જલસું કીજીયે હોઈ સંકોચન રસ લીજીયે. ૧૩૯૫

સોનાગેરૂ હલદ એલચી કસ્તૂરી તજ મેલો રચી;
યોનિ લેપ કરે સંકોચ પામે નર સુખનો સંમોચ. ૧૩૯૬
કાથો સોનાગેરૂં સાર સમભાગે વાટિ જે ફાર;
જલસું ગોલિ તે બંધીયે હોય સંકોચન રસ લીજીયે. ૧૩૯૭

અથ ઋતુ આનયનં:—

પલાસપાપડો ચૂર્ણ કરી માંહિ ઇશ્વરલિંગી ધરી;
મધુસું ગોલિ વાલી દીજીયે બોર પ્રમાણું તેહ કીજીયે. ૧૩૯૮
માસ એક ગોલી વાવરો આવે ઋતુ સ્રીને સુખકરો;
મૈથુન કરતાં ગર્ભ જ હોય પામે સુખ નર ઉપજે[1] સોય ૧૩૯૯

અથ ગર્ભધારણ:—

પીતપાપડો એકવીશ ટાંક બાલીને કીજે ભસ્માંગ;
સાકર ટાંક તેર પ્રમાંણ સ્રીને દીજે ગર્ભ બંધાણ. ૧૪૦૦
દિવસ સાત રિતુ માંહિ દીજીયે ધરે ગર્ભ નારી હરખીયે;
પુરણ દીન સતે પામે પુત્ર જેહ થકી ઊભો રહે ઘર સૂત્ર. ૧૪૦૧

અથ દિવસવૃદ્ધિ:—

પીત્તપાપડો ઉકાલી કરી ગર્ભવતીને પાવો શીતલ કરી;
સાકર સાથે તે વાધઈ ગર્ભ પૂરણ માસ થાયે વિણ દર્ભ. ૧૪૦૨
પ્રસવકાલ હુયે જિણ વાર પીડા પાંમે કોમલ નારિ;
વંશમૂલ ઘસી ચોખા ઉદકે પાયે સ્રીને પ્રસવે સુખે. ૧૪૦૩
પીતપાપડો ઉકાલી નીર આસૂ માસે પાઇયે ધીર;
ગર્ભછોડ વાધઈ નારીનેં સુખે જન્મ હુએ બાલનેં. ૧૪૦૪

અથ દૂધવૃદ્ધિ પ્રકાર:—

લીજે સાર બીજોરા મૂલ ચોખા ધોવણિ સું પાઇયે ચૂલ;
સ્રીને દૂધ વાધે અતિ ઘણો બાલક સુખ સુત તણો. ૧૪૦૫

---

૧ સુલભ.

**અથ કઠણ સ્તન કરવા પ્રકાર:—**

કાલી સોપારી પડવાસ સમભાગ લીજે સુવિલાસ;
ઉકાલી કલ્ક ગ્રહીજે સાર સીસા વાટી સરખી ધાર. ૧૪૦૬
માંહિ કલ્ક કરિ લેપીયે તાંણી સ્તન ઉપરિ બાંધીયે;
કાઠા સ્તન અતિ ઘણા હોય વૃદ્ધા નારિ યૌવન હોય. ૧૪૦૭
સ્તન આકરા હુયે મૂઢિકા વરનૈ વલ્લભ ગુણુનાયકા;
વૃદ્ધાવતીના યોવન ઘણાં હોઈ આકરા કર મર્દ્દણા. ૧૪૦૮

અથ પૂષ્પ નિવારણું:—

ગેરુ એલચી હલદ કચૂર લીજે તજ સમભાગેં પૂર;
સ્રીનેં ઋતુ આવૈ જિણુસમૈં ઉકાલી કવાથ પાયૈ તિણુ સમે.
દિવસ સાત પાવો જલ તેહ ન ધરૈ ગર્ભ જણુંતિ જેહ;
ફૂલ ન આવૈ ગર્ભ નહી ધરૈ વૃદ્ધા યૌવનમેં સંચરૈ. ૧૪૧૦

મૃતવત્સાદોષ નિવારણ:—

અથવા જેહનો પડતો ગર્ભ થિર હુઈ તે બોલીશ લાભ;
ઈંદ્રવારૂણીની કુલી સાત મૂલાર્ક લીજીયે ગુણુખ્યાત ૧૪૧૧
નીતરડાની માટી સાથે પાઇયે સ્રીને આપણે હાથે;
પડતો ગર્ભ રહે સ્રી તણો બાલક પ્રસવૈ સુખ હોયે ઘણો.
અથવા બીજી ઇંદ્રવારૂણી ગાય દૂધ સું પાઉ ઘણી;
વાધે ગર્ભ પડંતો રહૈ કવિ વિનોદ શ્રી **નરબદ** કહે. ૧૪૧૩
રાવણ યંત્ર સુગંધે કરી લીખીયેં વિધિ પૂરવ ઉચરી;
સ્રી બાલકનેં કંઠિ બાંધિયે જીવે બાલ સુખ સાધીયે. ૧૪૧૪
મૃતવત્સાનો કહ્યો વિચાર પ્રીછી લેજો આગમ સાર;
અથવા ગર્ભ સ્રી કંઠિ ધરો મૃતવત્સાનો મહિમા ખરો. ૧૪૧૫

અથ બાલક રૂદન કરંતો રહે:—

જે બાલક રોવૈ દિન નિશી સાર તેહનેં કીજૈં તંત્ર વિચાર;
**નરબદ** કૌતિક જોઈ નાર બાલ તેજી પૂરવ હાર. ૧૪૧૬
મંત્ર લિખિ પછેંડૈ સાર ઉઠાડો બાલક નિદ્રા ભાર;
બાલક રોતો રહે તતકાલ કોકદેવ કહે સૂણી ભૂપાલ. ૧૪૧૭

અથ તંત્રઃ—

બાણુ કહિનો આવીયો કિણી દિશી કીધા પીઆણુ;
ભૈરવ મુંદે મુદ્રીયા ઉગ્યો ભાણુ વિહાણુ. ૧૪૧૮

અથ ગજવશીકરણું:—

उत्तराया समादाय प्रातरस्वस्थ बध्नकं ।
करे बद्धंतु सततं गमद्वारे जयावहं ॥ १४१९ ॥
अंकोलतैल संमिश्रं कुर्याद्भूत चूर्णकं ।
अनेन स्पर्शमात्रेण महाहस्ति वशी भवेत् ॥ १४२० ॥

## ચોપઈ

ઉત્તરવારુણી લીજીયે મૂલ વિધિ પૂરણુ કાઢી જે થૂલ;
પ્રાતઃસમે બંધી જેં હાથ માતો હાથી વશિ હુયે નાથ. ૧૪૨૧
અથવા તેહનો ચૂર્ણ કરી અંકોલતેલમાં ભીજે સરી;
હસ્તલેખ કરિ ધરીયૈ હાથે માતો હસ્તિ વશ્ય હોય નાથ. ૧૪૨૨

અથ ભગબંધનઃ—

नक्षत्र अनुराधायां लांगुलीमूलमुद्धरेत् ।
एतच्चलांगुलीमूलं वामपादस्य पांशुकं ॥ १४२३ ॥
संध्यायां ग्राहेत् धीमान् द्वयेनशुक्ति संपुटं ।
लेपयेद् भगबंधस्य तक्रैः क्षाल विमुक्तये ॥ १४२४ ॥

## ચોપઇ

અનુરાધા દીન લાંગુલીમૂલ વામપાઉની લીજીયે ધૂલ;
ચૂર્ણ કરી જલસું ધીમાન સંપુટ સીપની સંધ્યા જાન. ૧૪૨૫
માંહિ લેપ કરીજે સહી જેહને નામેં ભગ બંધ લહી;
ભગબંધન કૌતુક હોય તક્ર ખ્યાલિ છૂટે સોય. ૧૪૨૬

અથ અદૃશ્યકરણું:—

अंकोलतेल संसिक्तं मलं पारापतोद्भवं ।
ललाटे तिलकं तेन कृत्वाऽदृशो भवेन्नर ॥ १४२७ ॥

ચોપઈ

પારાપતની લીજૈં ચરક અંકોલતેલેં મિશ્રિત તિલક;
લલાટૈ કીજૈં અદૃષ્ટ હોય જાવત ન આવત દેખત કોય. ૧૪૨૮

અથ જલતરણું:—

आलांबुफल चूर्णंतु पक्व श्लेष्मांतकंफलं ।
पिष्ठ्तेनाजि लिप्त्वा थनरयंगुल मात्रतां ॥ १४२९ ॥
तच्छुष्कं निक्षिपेताये तडागे वा नदी हृदे ।
तस्यापरि स्थितो योऽसौ न कदाचिन्निमज्जति ॥ १४३० ॥

ચોપાઈ

તૂંબીફલનૂં ચૂરણુ કરો ગૂંદીફલ ભૂકો આચરો;
તિણસું કરિ લેપીજે ચર્મ અર્ધાંગુલ લેપીજે ધર્મ. ૧૪૩૧
સૂકવીયે મૂંકી જલમાંહિ નદી સરોવર વાવહ ઠાંહિ;
તેહ ઉપરિ બેસીજે યદા પાણીમાંહિ ન બુડે કદા. ૧૪૩૨

श्वेतार्कतुलजावर्त्ति विषतैलयुतां निशि ।
प्रज्वाल्य सर्पवत्सर्वं ग्रहं दृश्यति कौतुकं ॥ १४३३ ॥

ચોપઈ

શ્વેત આક તુલ લીજીયે તેહની વાટે દીવો કીજીયે;
વિષ તેલસું નિશીમાં દિપ સર્પવત્ ઘરનું લીપ. ૧૪૩૪

सुश्वेतं लांगुलीकंदं मधुघृष्टं विलेपयेत् ।
नाभौ योनौ च बालाया कन्या भवति कामिनी ॥१४३५॥

ચોપઈ

શ્વેતલાંગૂલી લીજે કંદ મધુસું ઘસી લગાવો બિંદ;
નાભિ યોનિ કીજીયે લેપ કન્યા યોવનવતી વિક્ષેપ. ૧૪૩૬

અથ ઓવસ્ત્ર ઉર્ધ્વ કરણું:—

ગર્દભ ગર્દભી કરતાં સંગ પુંછ મુંઆલા લીજે રંગ;
જંબૂક વિષ્ટામાંહિ બદરી બીજ ભલી પરે લીજે સું દીજ. ૧૪૩૭

વીંધી કંટક પરોવિ માલ બાહુ મધ્ય રાખી સુકુમાલ;
ઉંચી કરી વસ્ત્ર ઉંચાં ચઢે કૌતિક મોટો કવિજન પઢે. ૧૪૩૮

અથ અગ્નિસ્થંભનઃ—

श्वेतगुंजा रसेनैव सर्वांगे लेपमाचरेत् ।
अंगारराशि मध्येतु भ्रम्रमाणो न दह्यते ॥ १४३९ ॥

ચોપઈ

ધોલી ચણોઠીના રસે કરી અંગ લેપ કીજીયે પુટ ધરી;
અંગારા રાશી ભમંતાં સદા અંશ માત્ર નવિ બલિયે કદા.
અંકોલરસ કુમારીરસ હાથ લેપ કીજે અતિ સરસ;
હાથ ગોલો તાતો ધારીયે મોટો કૌતિક સુ વિચારીયે. ૧૪૪૧

पुत्रजीवाफलान् मीज निष्कमत्रंतु भक्षयेत् ।
मातरततो विषं स्वादे विषदिव्यै जयं भवेत् ॥ १४४२ ॥

ચોપઇ

પુત્રંજીવાની ખાઇ મીજ વિષ ખાવાનૂં કીજે ધીજ;
તે વિષભેદે નહિ શરીર વિષ દિવ્ય ઉતરીયે ધીર. ૧૪૪૩

અથ ચોરભયહરણંઃ—

शुक्लपक्षयुतेगुंजा श्वेतमूलं समुद्धरेत् ।
बद्धं शिरसि तत्सत्यं चौरबाधाहरं भवेत् ॥ १४४४ ॥

ચોપઈ

અજૂઆલે પક્ષ ધોલી ગુંજ તેહનો મૂલ ધરીજે પૂંજ;
શિરમાહિં તે રાખો સદા ચોર તણો ભય ન હોયે કદા. ૧૪૪૫

धात्र्यास्तु बध्नकं ग्राह्यमाश्लेषायां प्रयत्नतः ।
हस्ते बद्धं भयं हन्ति चोरव्याघ्रादिकं तथा ॥ १४४६ ॥

ચોપઇ

અશ્લેષાયાં ધાત્રીમૂલ ભલી પરિ લીજે અનુકૂલ;
હાથે બાંધિયે સર્વ ભય હરે કવિ વિનોદ નરબદ ઉચરે. ૧૪૪૭

અથ સ્તનહરણું:—

मकरस्य मलालिप्तं दक्षहस्तं प्रदर्शयेत् ।
मुष्टिबन्धे स्तनं याति मुक्ते स्वस्थं प्रजायते ॥ १४४८ ॥

ચોપઇ

મકર તણો મલ લીજે સહી હસ્ત લેપ કીજે મતિ લહિ;
મુઠી વાલે સ્ત્રી સ્તન જાય ઉઘાડી મૂંઠી પાછા થાય. ૧૪૪૯

અથ બેડીભંગ:—

हस्तार्के सिन्दुवारस्य मूलं चेदुन्मुखं भवेत् ।
स्पर्शने बन्धविच्छेदं कुरुते शीघ्रमद्भुतम् ॥ १४५० ॥

ચોપઇ

હસ્તાર્કમાંહિ [1]સિંહવાર તેહનું મૂલ લીજે નિરધાર;
સ્પર્શ માત્ર બેડી ભંજીયે કપાટ તાલિ ક્ષણુ ગંજીયે. ૧૪૫૧

અથ સર્વધાન્યોત્પત્તિ:—

શ્વેતવસ્ત્ર ચીણુંનો ખાર પ્રાત:કાલે લીજે ઠાર;
માટિ માંહિ વાવીયે બીજ ઉપરિ નીચોઇયે જલ બીજ. ૧૪૫૨
ઘટિકા બે માંહિ હોવે ધાન કૌતુક કારણુ કર્યો વખાણુ;
સુણુ રાજા બોલે કોકદેવ કૌતુક તણા અનંતા ભેવ. ૧૪૫૩
મૈં બોલ્યા હિંસાથી દૂરે સંક્ષેપ માત્રે કૌતુક પૂરે;
ઈમ અનેક કૌતુક નૃપને કહ્યાં થોડા ઘણા બોલ્યા જે લહ્યાં.

ઈતિ શ્રી કોકશાસ્ત્રે દશમ પ્રકારે કૌતિકાધિકાર સંપૂર્ણ ॥

---

૧ સીંદુવાર. क

પુરુષે સર્વકલા સાધવી કીજે વાત જે હુવે અનુભવિ;
પુરુષ તણો જીવ્યો પરમાણુ સમય દેખીને સાધઇ જ્ઞાન. ૧૪૫૫

शैशवेऽभ्यस्तविद्यानां यौवने विषयैषिणाः ।
वार्धके मुनिवृत्तीनां योगेनान्ते तनुत्यजाम् ॥ १४५६ ॥

—रघुवंश ८

## ચોપઇ

બાલ પણે વિદ્યા અભ્યાસ પામે યોવન ભોગ વિલાસ;
વૃદ્ધ વયે મુનિવ્રત આચરે અંતકાલ તેં દુસ્તર કરે. ૧૪૫૭
પંચવિંશ વર્ષ વિદ્યા અભ્યાસ વર્ષ પચાસ લગેં ભોગવિલાસ;
તેહ ઉપરિ મુનિવ્રત આદરે જિમ પરલોકે લીલા કરે. ૧૪૫૮
વલી વલી નહી માનુષ ભવ વલી વિશેષે ઉત્તમ અલવલી;
મન આદર કરી કીજે ધર્મ અનેક જન્મનાં છૂટે કર્મ. ૧૪૫૯
દાંન શીલ તપ ભાવૈ કરી સુણી રાજાએ જિન મતિ આદરી;
પરમેશ્વરની ભક્તિ કરેય ભવબંધનથી છૂટે નર તેહ. ૧૪૬૦
સર્વ વિદ્યા તણો પરિમાણુ પાલી જીવદયા બંધાણુ;
સુણી ભૈરવ નૃપ ઉત્તમ મતિ ભગવંત ભક્તિ ઉત્તમ ગતી.
ષટ્દર્શન માહિં એક જ દેવ જૂજૂઆ નામ અનંતા ભેવ;
મૂલ ધર્મ દયાવ્રત ધરી સાધો ધર્મ સુબુદ્ધે કરી. ૧૪૬૨
તીર્થ જાત્રા કીજે અભિરાંમ એ મન રહેવાનૂં છે ઠામ;
જો મન ક્ષણુ એક ભક્તિ રહે પરમલોક પ્રાપ્તિ કવિ કહે. ૧૪૬૩
મન ચંચલ ન રહે ક્ષિણુ ઠાય તેહ કારણુ કીધા ઉપાય;
ષટ્દર્શન ઉપાયા ભકિત વ્યકિત કરી વિચારો યુક્તિ. ૧૪૬૪
જિણુ કુલ જે પાંમિ મન ભકિત તેહ નવિ છોડી જે સદ્ગતિ;
ઉત્તમ ધર્મ દયા પ્રમાંણુ અનંત જન્મના ટાલે બંધાણુ. ૧૪૬૫
સુણી ભૈરવ નૃપ કથા પ્રસંગ તુઝ પ્રતિ કહું નવનવરંગ;
જે જે તેં પૂછ્યા મહાશય તેહ વિચાર કહ્યો યુગિ ઠાય. ૧૪૬૬
અંતકાલે યોગીશ્વર ધ્યાન કીજે તો હોવે ગતિ માંન;
સર્વ ભેદ રાય પ્રતિ કહી કોકદેવ ઘરિ આવ્યા વહી. ૧૪૬૭

મન ઇચ્છંતાં વિલસૈ ભોગ સરિખો મિલિયો સર્વ સંયોગ;
યૌવન વયે વિષયા સ્વાદ લીધા રસ પૂરણ સંવાદ. ૧૪૬૮
કોકદેવને પંખિણિ નારિ પૂર્વજન્મ તણે આધારિ;
કિધા પૂન્ય તણાં પરમાણ સૂખ ભોગવે રણથંભર ઠાંણ. ૧૪૬૯
રાજરિદ્ધિ લીલા અભિનવી વિલસેં મન ઇચ્છા અનુભવી;
સુખિ બેઠા મંદિરમે રમે ઘણા દિવસ ઇણી પરિ નીગમે. ૧૪૭૦
કોઈ એક મુનિયનને ઉપદેશ કોકદેવ પામ્યો શુભવેશ;
વરસ ચઉસઠિ મેં લીધો યોગ ઘણાં દિવસ વિલસી મન ભોગ. ૧૪૭૧
તપ સંયમ મતિ આદર કરી ઉત્તમ લીલાગતિ આચરી;
સાધિ યોગને છોડયાં કર્મ જન્મ જન્મના ટાલ્યા ભર્મ. ૧૪૭૨
હવે કવિ નરબુદ બોલે કથા નામ ઠામ પોતાનાં યથા;
કવણ વંશ માહેં ઉપના તેહ સંક્ષેપે બોલું અધૂના. ૧૪૭૩
ગૂર્જરદેશ મહા અભિરાંમ ધર્મધ્યાનનો ઉત્તમ ઠામ;
યતી સતી તપીયાનું સ્થાન સબ લોક વસૈં સાવધાન. ૧૪૭૪
કલીયુગ ગંગા સાભ(બ)રમતી ઉત્તમ નીર વહે સાસતી;
સદા કાલે જલ પૂરણ વહેં મયલ પાપ રતી નવ રહેં. ૧૪૭૫
કંઠે નગર વસૈ અભિરાંમ અહમદાવાદ ઉત્તમ નર ઠામ;
સર્વ વસ્તુ પામીજે તિહાં જંબુદ્વીપ માંહિ ન મલે કિહાં. ૧૪૭૬
શ્રીશ્રીમાલ તિહાં વિવહાર દેવરાજ નામે ઉપચાર;
માન દીયે મહમદ સુલતાણ મહિતા માંહિ વડો બંધાણ. ૧૪૭૭
તેહ ઘરે કુલવંતી સાર વિપક્ષ પૂરણ કુલ વિખ્યાત;
રાજુલદે નામે ઉચરે તેહની કુખે હું અવતર્યો. ૧૪૭૮
કર્મ સંયોગે મારૂદેશ નગર સીરોહી કીધ પ્રવેશ;
તિહાં રહેવાનો કીધો ઠાંમ પ્રૌઢા થયા લહ્યા ગુણગ્રામ. ૧૪૭૯
નવમે વરસે શ્રી ગુરૂતણા પામ્યા ચરણ મનોરથ ઘણા;
દિક્ષા લીધી શ્રી ગુરૂ પાસ ભવ બંધણ છોડયા તસ પાસ ૧૪૮૦
શ્રી તપગચ્છ માંહિ જસવંત કમલકલશ શાખા બોલંત;
ગચ્છનાયક શ્રી પૂજ્ય પ્રમાણ જાણે ગગન ઉદંતો ભાણ. ૧૪૮૧
ધર્મધુરંધર શ્રી ગુરૂ નામ કમલકલશ શિષ્ય અભિરામ;
ચૌદહ વિદ્યાનિધિ ગુણગ્રામ શ્રી કલ્યાણધર્મ સૂરીશ્વર નામ. ૧૪૮૨

મહા ગુણવંત મહા ગંભીર પંચ મહાવ્રત યતી સધીર;
પંડિત શ્રીમન્ લાવણ્યભાવ તેહ તેણા અતિઘણા સુભાવ. ૧૪૮૩
વિદ્યાવંત મહા મહિમાય બીજા પંડિત શ્રી ગુરૂરાય;
લબ્ધિભાવ ગુરૂ લીજે નાંમ જાસ પ્રસાદે સિદ્ધે કાંમ. ૧૪૮૪
એહવા ગુરૂ સૂરીશ્વર જેહ વૈરાગે યશવંતિ દેહ;
તેહનો મસ્તકે દીધો હાથ, દીક્ષા લીધી મન સંગાથ. ૧૪૮૫
સૂરીશ્વરના ગણધર એહ કેતલા નામ કહું બહુ તેહ;
ગચ્છમાહિં ગુણવંત ગંભીર યતિઅનઃ કનકનમેં ધીર. ૧૪૮૬
એહવા ગુરૂ ભટ્ટારક જેહ કહું ઉપમા સવાર્ઈ તેહ;
શિષ્ય નરબુદને કરૂણા કરી દીધો પદ તે ઉત્તમધરી. ૧૪૮૭
દેઇ દીક્ષાને દીધો મંત્ર શ્રી સરસ્વતી બાંધ્યો તંત્ર;
ઘણા દિવસ મેં સેવાકરી શ્રી સારદ કરૂણા આદરી. ૧૪૮૮
વર્ષ તેરમે આપ્યો માંન માતંગી દીધો વરદાન;
શ્રી ગુરૂચરણ પસાયે કરી કવિજન મતિ નરબુદ આચરી. ૧૪૮૯
ઘણા દિવસ ગુરુને સેવીયા ભણી ગણીને પ્રોઢા થયા;
વિહાર કર્મ તિહાંથી કીધ શ્રી ગુરૂની અજ્ઞા લીધ. ૧૪૯૦
દક્ષિણ દિશા પ્રતિ કિયો વિહાર કોતુક જોયાં દેશ અપાર;
અનેક બોધવીયા જીવને કવિ સંપતિ પાંમિ કવિજને. ૧૪૯૧
દૈવયોગ ચાલતા સહી ખાનદેશમે આવ્યા વહી;
ગઢ આસેર તિહાં અભિરાંમ બુરહાંનપુર નગરનૂં નામ. ૧૪૯૨
રાજ કરે બલવંત સુજાણ વૈરીનાં ભંજે ભડ ઠાંણ;
સદા અભંગ તરવારહ તેગ જાતિ ફારકી કલા સુવેગ. ૧૪૯૩
મીરાં ઈદલશાહ સુજાંણ તાસ પૂત્ર બલવંત વખાંણ;
મીરાં બાહાદુરશાહ ફારકી કીરતિ ઘણી ન જાયે લખી. ૧૪૯૪
સંવત સોલછપને સાર (૧૬૫૬) શાકે પંનર એકવીસા સાર;
વર્ત્તે અયન દક્ષિણ દિશિ રવિ શરદ ઋતિઆત ઉત્તમ કવિ. ૧૪૯૫
આસુ અધિક[1] મહોચ્છવ માસ પક્ષ અજ્વાલે શશિ પ્રકાશ;
વિજયાદશમી દિન આણંદ વાર બુધ સુભ પરમાણંદ ૧૪૯૬

---

[1] અશ્વિન માસ મહોત્સવ માસ ક.

ઉત્તરાઆષાઢાનક્ષત્ર સુવિચાર મકરચંદ્ર ભોગે તિણી વાર;
કર્કરાશિ ગુરૂ ગ્રહ ભોગવે તુલા શનિ આવણુ ચીંતવે ૧૪૯૭
શુભ મહુરત શુભવેલા સાર ઉત્તમ લગન તણો વિચાર;
શ્રી નરબદ બોલે કવિરાજ કરી ચોપાઈ સંપૂરણ આજ. ૧૪૯૮
શ્રી ગુરૂ તણી કૃપાયે કરી કોકચોપાઇ સંપૂરણ કરી;
જે નર હોશે ચતુર સુજાંણ નારિ પ્રેમ વિલૂધા પ્રાણ. ૧૪૯૯
તેહ કથા સુણસેં સહી અથવા નવાશેં સહસી લહી;
સુણતાં ચિત્ત હોસ્યે આણંદ પરમસુખ પામે પરમાણંદ ૧૫૦૦
કોક તણો મત લેઈ કરી ચાલુ ચોપાઇ કવિ ઉધરી;
બુરહાનપુરનગર માંહિ થઈ કોકકલા નામેં ચોપાઈ. ૧૫૦૧
દશ પ્રકાર સંપૂરણ હૂઆ વિગતે કરિ કહ્યા જૂજૂઆ;
શ્રી માતંગીને વરદાને કરી બની ચોપાઇ અમૃત સમાન. ૧૫૦૨
જે નર સ્ત્રી રસ લુબધા હસે તેહના મન ઈણી ગ્રંથે વસે;
જિમ કમલ માંહિ ભ્રમર રમે ગંધ કેતકી છોડે કોમે. ૧૫૦૩
નાના ગ્રંથ તણા મત જોય કોકચોપાઈ કીધી સોય;
શ્રી નરબદ કહે કવિરાજ એહ ગ્રંથ રહજો સામરાજ. ૧૫૦૪
જે નર સુણશે શ્રવણે સહિ બુદ્ધિ વિસ્તાર હોસે નર લહી;
વિરહી તણા ભાજસે દુખ ભોગીજનને પ્રાપ્ત સુખ ૧૫૦૫
જિહાં લગે રવિ શશિ ગગનેં તપેં જિહાં લગે મેરૂ મહિ મધ્ય જપે;
તિહાં લગે કથા રહસ્યે પુરાંણ કવિ નરબદ કહે કથા વખાણ ×
કામશાસ્ત્ર મતિ ઉત્તમ એહ દેઈ ચિત્તને સુણસે જેહ;
અનંત સુખ પામિસેં સદા કવિ નરબદ કહે સુખસંપદા. ૧૫૦૭

## ઇતિ શ્રીમદ્ જૈનાચાર્ય શ્રી નરબુદાચાર્ય વિરચિતે કોકશાસ્ત્રે દશમપ્રકાર વર્વાસ્થાત વર્ણન પ્રકાર સંપૂર્ણ ॥ ૧૦ ॥

સંવત ૧૭૮૨ વર્ષે કાર્ત્તિક માસે શુક્લપક્ષે દસમી તિથૌ ગુરૂવાસરે વડગામ મધ્યે પં કુસલવિજયેન લખિતં.

---

× જિહાં લગે મુનિ વચન પ્રમાણ તિહાં લગે ગ્રંથ રહો સુજાણ. ક

# કોકચોપઇનો સાર

કવિની ઇષ્ટદેવી માતંગીની લાગે છે. તેમની પાસે કોકદેવની કળા કવિતામાં વર્ણવવા કવિત્વની માગણી કરે છે. તે પછી સરસ્વતીની કૃપા ચાહે છે. અને એ કૃપાથી પૂર્વે થઈ ગયેલા કવિઓ માફક પિંગલશાસ્ત્ર અનુસાર કવિતા બને એમ ઇચ્છે છે. કોકદેવે રચેલા કોકશાસ્ત્રની નરબદ કવિ ભાષા કવિતામાં રચના કરે છે. ( ૧–૬ )

આ રીતે કવિ શારદાનું વરદાન, માતંગીનું સન્માન અને ગુરુની કૃપા મેળવીને કોકચોપાઈની રચના કરે છે. પહેલાં આ વિષયના અનેક ગ્રંથો હતા. તેમાં વાત્સાયનનું કામશાસ્ત્ર સુપ્રસિદ્ધ છે. પણ તેમાં અને બીજાઓમાં આ વિષયમાં અનેક મતભેદો છે. પરંતુ એ બધા ગ્રંથોમાં કોકદેવે રચેલું કોકશાસ્ત્ર લોકમાં વધુ આદરણીય બન્યું છે. તેથી તેમના મત અનુસાર કવિ આ કોકચોપાઇની રચના કરે છે. ( ૭–૯ )

જે ચતુર મનુષ્ય નારીમાં લુબ્ધ છે તે આ શાસ્ત્રદ્વારા ભોગના ભેદો જાણશે–સાંભળશે. કોકશાસ્ત્ર માલતી પુષ્પ જેવું છે. અને તેનો અર્થ તેની સુગંધ સમાન છે. તેથી ભમરા સમાન જે ભોગી નર હશે તે જ આ શાસ્ત્રની ગંધ જાણી શકશે ( ૧૦–૧૧ )

કોકદેવે કામના દશ ભેદ કહ્યા છે. તેના અર્થ અને નાના મોટા ભેદો વિસ્તારથી હું કહીશ. આ બધાનું વર્ણન બુદ્ધિના જ વિકાસ માટે હું દોહા, ચોપાઈ, શ્લોક, અને સુભાષિતો પૂર્વક કવિતામાં કરીશ. કવિત્વભરી આ કવિતામાં આ વિષયના સ્ફુટ વિચારો સાથે કથા રસ પણ મળશે અને સાંભળનારાઓને વિવેક ઉપજશે. ( ૧૨–૧૪ ) કહ્યું છે કે:—

" શણગાર, ગાયન, નૃત્ય, વાજિંત્ર વગાડવું, તાલ આપવો, રતિક્રીડા, સાહિત્ય, મનોહર પદ, પદબંધ ( કવિતા ), આલવાની

રીત, કટાક્ષપૂર્વક જોવું, સમયે ગુસ્સો કરવો, કોમળ વચન બોલવાં–આ સોળે કળા કથામાં ( લોકોને ) વશ બનાવી મૂકે છે. ” ( ૧૫–૧૬ )

અનેક પ્રકારની યુક્તિઓને કવિએ અપનાવી નવરસ પૂર્વક વિવેકભરી વાણીથી કથા કહેવી જોઇએ આ વસ્તુને ઉપમામાં ઘટાવતાં કહે છે કે, વાણી ઘઉં સમાન, નવરસ ઘી સમાન, અને અર્થ મિષ્ટતા સમાન છે. આ ત્રણે હોય તો સ્વાદ–રસ આપે છે.

ચપલ નારી, ભાંખરું પાણી અને કંઠ પ્રમાણની વાણીને સુજ્ઞજન જ ફેરવી શકે છે બાકી આંધળા સમાન બની રહે છે. રાજા યોગ્ય માર્ગ જોઇને રાજનિતિ અનુસાર રાજ કરે છે. કેવળ છત્ર ધારણ કરનાર રાજા કહેવાતો નથી. તેથી નારી, પાણી અને કંઠને યોગ્ય માર્ગે વાળનાર સુજ્ઞજન કહેવાય છે. બાકી તો આંધળા સમાન છે. આથી જ કવિ પોતાની અનુભવ વાણી ઉચ્ચારે છે કે યોગ્ય માર્ગે તલવારથી ઝૂઝતા રાજાએ પણ રાજનિતિ પૂર્વક ચાલવું જોઇએ. આ કથનથી કોઇ રંસ કરશો નહિ. કેમકે આ પૃથ્વી અનેક રત્નોથી ભરેલી છે. અને ભગવાનનું રૂપ જાણી શકાય તેવું નથી. ભાગ્યથી જ યોગ્ય નિધિ, અનુભવ બુદ્ધિ, કીર્તિ ભગવાન, ગુણ, જ્ઞાન, અને લક્ષ્મીની લીલા લહેર પમાય છે. ( ૧૭–૨૫ ) કહ્યું છે કે:—

“ જ્યાં સુધી ભાગ્યનો મોટો ઉદય થયો ન હોય ત્યાં સુધી વિદ્યા, વાદ, આનંદ, કાવ્ય, કવિપણું, ચતુરપણું, અને ધૈર્ય વિગેરે ગુણો નકામા સમજવા. જે ભાગ્યનો સ્વામી હોય તે દુબળો હોવા છતાં બળવાન અને દેવતાઓનો આગેવાન થાય છે અને દુનિયામાં આ માનવાયોગ્ય અને પૂજવાયોગ્ય છે. એવી રીતે જય પામે છે. એવા ભાગ્યને નમસ્કાર થાઓ ” ( ૨૬ )

જ્યાં સુધી ભાગ્યનો ઉદય નથી ત્યાં સુધી બધા ગુણો પણ અવગુણ સમાન છે. ભાગ્ય વિના વિદ્યા, વાદ, વિનોદ, ચાતુર્ય કવિત્વ બધું નિષ્ફળ છે. કુલીન, ગુણી, શીલવતી, વિનયી, અને

માનવતી સ્ત્રીઓ પતિની સેવા કરે છે. એ ભાગ્ય યોગે મળે છે. ભાગ્યથી મોટાઈ મળે છે. ભાગ્ય કરે તે જ નિશ્ચયે થાય છે. ભાગ્યથી જ દેવો પણ કરુણા–કૃપા કરે છે. ભાગ્ય આગળ કોઈ બોલી જ શકતું નથી. ( ૨૭–૨૯ )

હવે હું કામની વ્યથા દૂર કરવા કોકશાસ્ત્રની કથા કહીશ. કોકકળા સાંભળતાં વિરહનું દુઃખ નાશ પામે છે. અને ઉલટો આનંદ મળે છે. નવરસમાં શૃંગાર રસ કામકળામાં શ્રેષ્ઠ છે. ભોગમાં જેની કળા અધિક વધે તેને માનવતી સ્ત્રી પણ મોહે છે. ( ૩૦–૩૧ )

" શૃંગાર, હાસ્ય, કરુણા, રૌદ્ર, વીર, ભયાનક, બિભત્સ, અદ્‌ભુત અને ઉત્સાહ– આ પ્રમાણે નવરસ નાટયશાસ્ત્રમાં કહ્યા છે. ( ૩૨ )

આ નવ રસમાંના શૃંગાર રસથી સ્ત્રીનું વર્ણન કરીશ. બીજા રસો પણ એમાં આવશે. એ સાંભળતાં સૌને આનંદ થશે. ગુણોમાં નાયક સમાન આ અપૂર્વરસ ભોગીજનને સુખદાયક હોય છે. જે માણસ સ્ત્રીરસને જાણકાર છે, તેનું જીવ્યું સફળ છે. અને જે મનુષ્ય સ્ત્રીના રસ, ચાતુર્ય, ગુણ અને શાસ્ત્રના ભેદ જાણતો નથી તેનું જીવન નકામું છે. ( ૩૩–૩૫ ) કહ્યું છે કેઃ—

" કામશાસ્ત્રના તત્ત્વને જાણનારા મનુષ્યો સુંદરીઓને પ્રિય થઈ પડે છે. અને કામશાસ્ત્રને જેઓ જાણતા નથી, તેઓ સ્ત્રીઓ સાથે પશુની માફક ક્રીડા કરે છે. " ( ૩૬ )

જેઓ કામશાસ્ત્રના જાણકાર બુદ્ધિવાળા છે. તે મનુષ્યો સ્ત્રીઓને પ્રિય થઈ પડે છે. સ્ત્રી મા–બાપની લાજ છોડીને એવા મનુષ્યો માટે પ્રાણ અર્પે છે. અને નર, નારીરસ માટે પ્રાણ આપે છે. વિરહનો બંધ આવા પ્રકારનો હોય છે. ભોગીજન ચંદન કાષ્ટ માટે સર્પ ઉપર પગ દઈને જાય, અને વણ ચાખ્યા ફળનો સ્વાદ પોતાની જાતને જોખમમાં નાખીને પણ લે છે. છતાં ભાગ્ય-

લેખ ટળતા નથી. જે મનુષ્ય જીવને સ્થિર રાખી બુદ્ધિપૂર્વક ચાલે છે તે અપૂર્વફળ ચાખે છે. હરણની ખરી બે આગળની હોય છે પણ તે આખું લાખ યોજનનું જંગલ ફરી વળે છે. છતાં ભાગ્યલેખ મિથ્યા થતા નથી. તેથી એ હરણ ક્ષણમાં જ પારધીના લક્ષ્ય બની ફાંસલામાં સપડાય છે. એ જ રીતે કામકળાનો જાણકાર પારધી સમાન હોય છે. તે નેત્રબાણથી સ્ત્રીને પોતાની પાસે લાવે છે. કવિઓ કહે છે કે, જે મનુષ્ય સ્ત્રીઓ સાથે બળજબરી કરે છે, તે મૂર્ખ છે. કેમકે પ્રેમ વિના સ્નેહ વધતો નથી આ વાત તદ્દન સીધી અને સાદી છે. પીંપળને કદી પુષ્પ આવતાં નથી. એવી સીધો સાદી વાત મેં કહી છે. નારી એક ગઢ સમાન છે, તેને મૂર્ખ મનુષ્ય સીધી રીતે હાથ કરી શકતો નથી. તેમાં તો નારીનો પ્રાણ જાય છે. પણ સુજ્ઞજન આંખના સંદેશાઓ જેવા બાણના ગોળાઓ, દૂતિઓ અને અનેક પ્રકારના બુદ્ધિપૂર્વક છળ–કપટથી સ્ત્રીરૂપી કોટને હાથ કરે છે. ( ૩૭–૪૫ )

" બીજા સમજી ન શકે એવો શણગાર કરવામાં ચતુર, પવિત્ર, ધનવાન, ગાયક, માર્મિકરીતે મશ્કરી કરનારો અને પ્રતિષ્ઠાવાન–આ છ ગુણવાળો મનુષ્ય નાગરિક કહેવાય છે.

" ધોબણ, માલણ, કુંભારણ, યોગિની સ્ત્રી, પાડોશણ, સહિયર અને ગોવાલણ–આ સાત પ્રકારની દૂતિકાઓ કહી છે.

" ઉત્તમ વિલાસી પુરુષોએ પોતાના કાર્યમાં કોઈથી દબાય નહિ તેવી, ચતુર, પારકાઓની ચેષ્ટા જાણનારી અને ખૂબ બોલનારી ( ઘણી ભાષાઓની જાણકાર )–એવી સ્ત્રીને દૂતિ તરીકે કામમાં નીમવી જોઈએ. " ( ૪૬–૪૮ )

કોકદેવે નવ પ્રકારની દૂતિઓ કહી છે. ધોબણ, માલણ, કુંભારણ, યોગિની, સખી, ગોવાલણ, વૃદ્ધાસ્ત્રી, દાસી અને નલિની. જે દૂતી ગીતકળા જાણે, મોટી મોટી અનેક પ્રકારની વાતો કરે અને કોમળ વચન ઉચ્ચારે તે દૂતી ઉત્તમ કહી છે ( ૪૯–૫૦ )

નરને નારીનો રસ તૃપ્ત કરતો નથી. તેથી નાના પ્રકારનાં ભોગવિલાસથી વિષયનો સ્વાદ મેળવે છે. સાચું કહ્યું છે કે શરીર જીર્ણ થાય, પણ મન તો નવીન જ બની રહે છે. ( ૫૧ ) કહ્યું છે કે:—

" અનેક પ્રકારના રતિક્રીડાના ઉપાયો વડે સંભોગનું સુખ ભોગવવું એ મનુષ્યના જન્મનું ફળ છે. શું સેંકડો ગાયો વચ્ચે રહેતો આખલો સંભોગ સુખ નથી માણતો ? " ( ૫૨ )

હવે ગ્રંથની શરૂઆત કરતાં કોકદેવે દશ ભેદ કહ્યા છે, તે વિસ્તારથી વર્ણવ્યું છે. ખરેખર કામશાસ્ત્ર પાંચમો વેદ છે. કવિ દશભેદોનું વિસ્તારથી વર્ણન કરે છે. અને તેમાં કથાને પણ ગૂંથે છે. તે તમે પ્રીછજો-સાંભળજો. ( ૫૩–૫૪ )

પ્રથમ કથારૂપે કોકદેવની ઉત્પત્તિ કહેવાશે, તેમાં સ્ત્રીની જાતિ, બીજા અધિકારમાં તેનાં આચરણ અને ચિન્હ, જેથી સ્ત્રીનું સારા-નરસાપણું જણાય છે. ત્રીજામાં સ્ત્રીને કામ ક્યાં રહે છે. ચોથામાં કમલની ગતિ, પાંચમામાં નર અને નારી કેમ મળે, છઠ્ઠામાં કેડનું દૃઢ બનાવવું, સાતમામાં કામ કેવી રીતે જાગે, આઠમામાં ક્ષીણ થયેલા કામનાં ઓષધો, નવમામાં પુરુષને કામ વધારે હોય કે સ્ત્રીને, કેમકે બેમાં ય ઓછાવત્તાપણું હોય તો સુખ મળતું નથી. વળી તેમાં ચોરાશી આસનો, પદ્મિણીની ઉત્પત્તિ, અને સ્ત્રીના વશીકરણનો વિચાર, તેમ જ દશમામાં કૌતુક વિચાર આલેખીશ. આમ વિસ્તારથી જે ચોપાઈ બદ્ધ કથા કહું તે એક મન થઇને સૌ સાંભળજો. ( ૫૫–૫૯ )

કોકદેવ કઇ નગરીમાં ક્યાં ઉપજ્યો, તેનું શું નામ હતું અને કોકશાસ્ત્ર કેમ બન્યું— આ સુંદર કથા હવે કહીશ. નણુંદ કવિ કહે છે કે આ પાંચમા વેદ સમાન કામશાસ્ત્રના ગુણ અને ભેદ એક ચિત્ત થઇને સાંભળો. ( ૬૦–૬૧ ) કેમકે:—

" બુદ્ધિમાન મનુષ્યનો સમય ગીતશાસ્ત્રના વિનોદમાં જાય

છે. અને મૂર્ખ મનુષ્યનો સમય વ્યસન, ઉંઘ અથવા કલેશમાં જાય છે. ( ૬૨ )

ગીત, કવિત્વ, કથાચાતુર્ય અને પુરાણ યુકત વાણીના વિનોદથી બુદ્ધિમાન મનુષ્યોનો સમય જાય છે. અને તેમની રહેણીકરણી ચાતુર્યભરી હોય છે. જ્યારે મૂર્ખ મનુષ્યોનો સમય છળ-પ્રપંચ કલહ, નિદ્રા, મશ્કરી અને અસત્ય બોલવામાં વ્યતીત થાય છે. ( ૬૩-૬૪ )

હવે હું કથાનો આરંભ કરીશ જેથી બુદ્ધિનો વિકાસ થશે. સૌથી પહેલાં અનેક શાસ્ત્રો જોઈને કોકદેવની ઉત્પત્તિ કહીશ. (૬૫)

## જંબુદ્વીપનું વર્ણન—

સમગ્ર પૃથ્વી છપ્પન ક્રોડ યોજન પ્રમાણની છે અને એક યોજન ચાર કોશનો ગણાય છે. તેમાં જંબુદ્વીપનો અઠ્ઠાવીસ ક્રોડ યોજનનો મોટો વિસ્તાર છે (૬૬) કહ્યું છે કે:—

" લવણ સમુદ્રની વચમાં રહેલા જંબુદ્વીપને શ્રેષ્ઠ આચાર્યો ભૂમિનો અડધો ભાગ કહે છે. અને બાકીના અડધા ભાગમાં છ દ્વીપો આવેલા છે. તેની દક્ષિણ દિશામાં લવણ સમુદ્ર અને ક્ષીરોદધિ સમુદ્રનો સમાવેશ છે. " (૬૭)

## રણથંભોરનું વર્ણન—

પૃથ્વીનું જે પ્રમાણ કહ્યું છે તેમાં અડધા ભાગમાં ક્ષીરસમુદ્ર અને જંબુદ્વીપ આવેલા છે. અને અડધા ભાગમાં બીજા સાગરો અને દ્વીપો રહેલા છે. મેરુથી લઈને લંકા સુધી જંબુદ્વીપ કહેવાય છે. તે એક હજાર બસો ત્રેવીસ યોજન પ્રમાણ છે. બીજા દ્વીપ સમુદ્રમાં છે એમ જ્યોતિષશાસ્ત્ર કહે છે. કવિઓ કહે છે કે આ દ્વીપમાં અઢાર દેશ છે. મધ્યમાં માલવ દેશ છે. ત્યાંથી ચાલવાની શરૂઆત કરવી. પાસે મારવાડ, સિંધ અને દુર્ભેદ્ય રણથંભોરનો કોટ છે. રણથંભોરના શિખરો તો જાણે આકાશને ભેદે છે. કોટની અંદર પંખી પણ પ્રવેશ પામી શકતું નથી.

તેનો વિસ્તાર બાર યોજનનો છે. જાણે બગવાને તેને ગોળાકાર ઘડયો ન હોય; તેવો લાગે છે. તેને જોતાં આકાશ માત્ર દેખાય છે. એજ મૃત્યુ લોકની સીમા લાગે છે. ગઢના કાંગરા આકાશને ભેદે છે. શિખર પર સુવર્ણના દંડ–કલશ ઝળકી રહ્યા છે. એથી આકાશમાં અનેક સૂર્ય ઉગ્યા જેવી શોભા લાગે છે. કવિ કહે છે કે, આ ગઢને જોતાં મનુષ્યોએ આ બનાવ્યો નહિ હોય દેવોએ મળીને જ આની રચના કરી હશે. ગઢમાં અનેક ઉત્તમ અને મધ્યમ શ્રેણિના લોકો વસે છે. ખરેખર આ નગર સંસારમાં અપૂર્વ છે. તે ગઢને એક દ્વાર છે. આ નગરમાં અઢાર વર્ણનાલોક પોતપોતાના કસબનો અભ્યાસ કરતા વસે છે. સમગ્ર નગરનું ઘડતર વિષમ છે તેમાં ૧૧૦૦ વાણિયાનાં હાટ છે. જેને જે વસ્તુ જોઈએ તે ત્યાંથી મળે છે. કવિ કહે છે કે જેઓ સુખને અસંભવિત માને છે તેમણે અહીં સુખ પ્રત્યક્ષ જોઈ લેવું. પ્રત્યેક ઘેર કામકળા અને ગુણના ભંડાર સમી ચતુર સ્ત્રીઓ છે. વાવ અને સરોવરોમાં સ્ત્રીઓ રંગભર મોકળે મને સ્નાન કરે છે. તેમાંથી સોનાના ઘડાઓથી પાણી ભરીને સુંદરીઓ હસતી હસતી માર્ગમાં ચાલે છે. આ પ્રેમ ભરી સુંદરીઓ ગજગતિએ ચાલતી માલતીના પુષ્પ જેવો પરિમલ પ્રસરાવતી જાય છે. એથી ભોગીજનો એ સુંદરીઓની પાછળ ભમરો કેતકીની પાછળ ભમે તેમ ભમે છે. ત્યાં અનેક વેશ્યાઓ વસેછે જે પરદેશીઓનું ચિત્તરંજન કરે છે. કવિ કહેછે કે કથા પ્રસંગે એમનાં હું વખાણ કરતાં કહું છું કે તે સ્ત્રીઓના ગુણ બાણ જેવા છે. આ નગરનાં હું કેટલાં વખાણ કરું. ખરેખર ત્યાંનું સુખ ઇંદ્ર ભવન જેવું છે. તેમાં ધર્મી વેપારીઓ છે અને પરદેશીઓ વખારો વાળા છે. આ નગરનો વિસ્તાર એવડો મોટો છે કે દેશે દેશનો વેપાર અહીં ચાલે છે. તેમાં જૈનોના આદિનાથ, શૈવોના શિવ અને વૈષ્ણવોના કૃષ્ણનાં સુંદર મંદિરો છે. લોકો તેમની પૂજા–ભક્તિ કરે છે અને ઉત્તમ કુળગુરુઓની સેવા કરે છે. લોકો ત્યાં દાન, પુણ્ય કરે છે અને જીવદયા પાળે છે નર્બદ કવિ કહે છે કે આ રણથંભોર ગઢમાં વિશેષપણે રહીને આ કથા કહું છુ (૬૮–૮૫)

## ભૈરવસેન રાજાનું વર્ણન—

તેમાં ગુણવાન અને શક્તિશાળી ભૈરવસેન નામે રાજા છે. તેના હૃદયમાં રાજકળા પૂરેપૂરી વસી ગઈ છે અને ચૌદ કળાનો વારંવાર અભ્યાસ કરે છે. આ રાજા ક્ષત્રિય ધર્મને પાળતાં રાજનીતિથી ચાલે છે. તે ન્યાયી હોવાથી લોકો તેને નમસ્કાર કરે છે તે કામશાસ્ત્ર, ચોરાશી આસન, નાટ્યશાસ્ત્ર, છંદશાસ્ત્ર અને સંગીતશાસ્ત્રનો જાણકાર છે. તે ન્યાયશાસ્ત્રનાં વખાણ કરે છે. ત્યાં અનેક નાટકશાળાઓમાં સુંદર પાત્રો નૃત્ય કરતાં પોતાનો પાઠ ભજવે છે. તેને જોવાને યાત્રીની માફક લોકો આવે છે. ભૈરવસેન રાજા ઈંદ્રલોકની જેમ રાજ્ય કરે છે. તેને ઘેર તેજી ઘોડાઓ અને ઉન્મત્ત હાથીઓ ગંગાના પાણી જેવા ચાલે છે. સોનાના રથ અને પાલખીઓમાં જતા લોકો સુખી છે. ગઢના રક્ષણ માટે યુદ્ધના અનેક પ્રકારનાં શસ્ત્રોનો તો પાર નથી. તોપ ગોળા અને બંદૂકની નળીઓ ચારે દિશામાં રાખેલી છે, જે બાર યોજન દૂર સુધી જાય છે. લોક સુખ શાંતિ પૂર્વક ત્યાં રહે છે. તેથી સૌ રાજાની સેવા કરે છે. (૮૯–૯૨)

## પટરાણીઓનું વર્ણન—

તે રાજાને રૂપવતી ૭૦૦ પટરાણીઓ છે, જેનું રૂપ જોતાં મુનિઓનાં ચિત્ત પણ ચળાયમાન થાય. તે બધી મોટા રાજાઓની કુંવરીઓ છે અને રાજભવનને શોભાવે છે. તે બધામાં રૂપ અને યૌવનથી મનોહર લાગતી પદ્મિની જાતિની પટરાણીઓ નામે કામસેના, ચંદ્રાવલી, કામકુંદલા, કુલસુંદરી, ચંદ્રમુખી, ચતુરા, મંજરી, કર્ણ સુધી લોચનવાળી કાકલેખા, ગજગતિએ ચાલતી હંસાવલી અને કામલહરી છે જાણે ભગવાને કામ દેવની પૂતળીઓ ઘડી ન હોય એવી લાગે છે. જેવી એ કુલવંતી છે તેવી રૂપવંતી પણ છે કેમકે કુળ વિના ઉત્તમ જાતિ, કર્મ વિના નિર્મળ બુદ્ધિ, ત્યાગ વિના કીર્તિ અને નીતિ વિના લક્ષ્મી ક્યાંય રહેતી નથી. (૯૩–૯૭) કહ્યુ છે કે:—

" ત્યાગ વિનાના માનવીને કીર્તિ ક્યાંથી હોય ? સત્ય વિનાના માનવીની પૂજા ક્યાંથી હોય ? ધ્યાન વિનાના માનવીને સિદ્ધિ ક્યાંથી હોય અને ન્યાય વિનાના માનવીને લક્ષ્મી પણ ક્યાંથી મળે ?" (૯૮)

આથી ઉત્તમ જાતિવાળી સ્ત્રી ગમે તેવી દશામાં અધમ વિચારો કરતી નથી. કેમકે પટોળા ઉપરની ભાત કપડું ફાટે તોય જતી નથી. (૯૯)

જે નારી પતિવ્રતા છે તે જ સાચી છે. એ જ નારિ જાતિમાં પણ ઉત્તમ પ્રકારની પદ્મિની હોય છે જે પતિવ્રતા હોય અને પતિને પ્રિય હોય, તથા માર્મિક રીતે પણ ગુણ વચનો જ બોલે તે સ્વકીયા સ્ત્રીનાં લક્ષણ હોય છે. (૧૦૦–૧૦૧) કહ્યું છે કેઃ—

" કુલીન સ્ત્રીઓને જવા–આવવાનું કુતૂહલ માત્ર ( પતિની ) દૃષ્ટિના ખૂણા ( ફરતા હોય ત્યાં ) સુધી હોય છે. તેમનું હાસ્ય ઓષ્ઠ સુધી હોય છે ( પ્રગટ થતું નથી ). તેમનાં વચનો પતિના કાનો ( સાંભળે ત્યાં ) સુધી ( મૃદુ ) હોય છે. કોપ તો મ્હેમાન ( આવે ને ચાલ્યો જાય ) જેવો હોય છે અને કદાચ ક્રોધ થાય તોય મનમાં ને મનમાં શમી જાય." (૧૦૨)

ઉત્તમ કુળની નારી પતિની દૃષ્ટિ જ્યાં સુધી રહે ત્યાં સુધી જ ઘરમાં વિચરે છે. તે ( પતિની ) આંખથી દૂર થતી નથી. તેના હાસ્યમાં દાંત પણ દેખાતા નથી. બહુ બહુ તો ઓષ્ઠ સુધી આવે તેની વાણી મધુર અને મૃદુ હોય છે કોપ પથિકની માફક આવે ને ચાલ્યો જાય. અને કોપ થાય તોય મન સિવાય બીજો કોઈ જાણે નહિ. આ લક્ષણો ઉત્તમ કુળમાં જન્મ લેનારી સ્વકીયા સ્ત્રીનાં હોય છે. ( ૧૦૩–૧૦૬ )

આવા પ્રકારના ઉત્તમ આચરણવાળી ભૈરવસેન રાજાની પટરાણીઓ રાજમહેલને શોભાવે છે. તેમનું તેજ વીજળીના ચમકારા જેવું છે. ઉત્તમ પ્રકારની કળાઓને જાણનારી તેમને ૧૬૦૦ દાસીઓ છે. તેમાંની કેટલીકનાં નામો આ પ્રકારે છે:

રાજકલા, મોહનમંજરી, કામલતા, ચંપકસુંદરી. તેમનો ગંધ ઉત્તમ પ્રકારની માલતી જેવો છે અને ગતિ હાથી જેવી છે. બીજી ભોગમતી કસ્તૂરીના ગંધ જેવી છે. વળી જબાઘડિ, શૃંગારસુંદરી, ચંદ્રકળા, ચંચલમંજરી, જે ભોગકળાની જાણકાર છે અને સેવંતીના પુષ્પ જેવી છે દીપકમંજરીનું હાસ્ય સુંદર છે. આ બધી ચંપકકળી જેવી, ગુણવતી, બાળા, ચંચળ લોચનવાળી, વિશાળ દૃષ્ટિવાળી, પ્રેમવતી, ચતુરા, ચંચલા, નયનમતી. રૂપમતી અને કળા વાળી છે. રાજાના મુખ્ય મહેલમાં આ બધી દાસીઓ રાતદહાડો સેવા કરે છે. જ્યારે તેઓ રાજદ્વારમાં આવે–જાય છે ત્યારે તેમનાં પગનાં ઝાંઝરનો રણકાર થાય છે. અને વસ્ત્રોનો શણગાર દીપે છે. આ રીતે મહેલનો પરિવાર શોભે છે. (૧૦૭–૧૧૩)

તેમનો રાજમહેલ ચૌદ ભૂમિકાવાળો ઊંચો છે. તેમાં જડેલાં રત્નો ચિત્રલેખાની માફક ઝળકે છે. તેમાં રહેતી સુંદરીઓને જે જુએ છે તેઓ તેમના નયનબાણથી વીંધાય છે ને પુરુષનું ધૈર્ય હાથ રહેતું નથી. ભૈરવસેનના મહેલમાં જાળીઓ સોનાની છે તેમનો મહેલ અખંડ અને અભંગ છે. તે રાજા જાણે અમરપુરીમાં રહેતો ન હોય તેવો લાગે છે જ્યાં બધા લોકો સુખી છે. દુઃખ સ્વપ્ને પણ નથી. નવ કોટિ મારવાડની ભૂમિ સુધી તેનું રાજ્ય છે. તેની આણ વાગડ, ઈડર, માલવા–ઉજ્જૈન, ગુજરાત, સોરઠ, સિંધ સુધી દેશેદેશ વર્તે છે આમ ભૈરવસેન રાજા સુખથી રાજ કરે છે. (૧૧૪–૧૧૮)

**ભૈરવસેન રાજાનો સૈન્ય પરિવાર:—**

તેમના સૈન્યમાં યોદ્ધાઓ, ઘોડા ને હાથીઓ છે. તેમાં મદગળતા ઐરાવણ જેવા મોટા હાથીઓ શોભે છે. તે શુંઢવાળા મદોન્મત્ત હાથીઓ આકાશને ગજાવી મૂકે છે ત્યારે તેનો અવાજ આષાઢી મેઘ જેવો લાગે છે. ઉત્તમ લક્ષણવાળા ચૌદ હજાર ઘોડાઓ દરબારમાં છે. તેમાં કેટલાક ઈરાની, તુર્કી, કાબુલી,

ખુરસાણી દેશના ઘોડાઓ ખૂબ તેજ છે. ભોટ દેશના ઘોડાઓ તો પવનની માફક ચાલે છે. બુખારી અને પર્વતીય વગેરે ઘોડાઓ ઉપર રાજા સવારી કરે છે. રાજા તરવાર લઈ તેના ઉપર બેસે છે ત્યારે પાણી ઉપર જેમ પાણીનો વેગ ચાલે અથવા પાણીમાં નાવ ચાલે તેવું લાગે છે. બીજા કચ્છ, કોંકણુ, સિંધ અને દક્ષિણ દેશના કેટલાયે વેગીલા ઘોડાઓ અશ્વશાળામાં બાંધેલા રાજદરબારમાં શોભે છે. આ ઘોડાઓ યુદ્ધમાં મદમાતા હાથીઓ સામે ઝૂઝે છે. એવા ૧૪૦૦૦ ઘોડાઓ શૂરા ને વેગીલા છે. બીજા હાથીઓ અને ઘોડાનો સૈન્યમાં પાર નથી. પાલખીઓ, ડોળી, અને પંચશબ્દથી રણકાર કરતી વહેલો પણ છે. આમ ચતુરંગ સેનાથી શોભતો અને શૂર, ધીર મનુષ્યથી સેવા કરાતો ત્યાંનો રાજા છે. (૧૧૯–૧૨૬)

ભૈરવસેનના વજીરો—

તેને મોટા ૪૦૦ વજીરો અને નાના સાતસો ઉમરાવો છે. રાજાને મોટા વજીરો સાથે રાત દહાડો કામ પડે છે તેમની સાથે વિચારો કરે છે. તેમાંના કેટલાકનાં નામો આ પ્રકારે છે. સુભટસિંહ, વીરસિંહ, ગજસિંહ, રણુસિંહ, મદનકામ, રણુકામ, ભારકામ, ધુરંધર, પદ્મસેન, રવિસેન, સુસેન, માનદેવ, ગુણુદેવ, સુદેવ, કમલલોચન, ત્રિલોચન, કામસંમોહ, ગુણુસંમોહ, રસસંમોહ, વીરસંમોહ, હૃદયાનંદ, પરમાનંદ વગેરે. આ બધાનાં પરાક્રમ એવાં છે કે, યુદ્ધમાં ઝૂઝતાં મણા રાખતા નથી. તેઓ બુદ્ધિશાળી, પરાક્રમી, અને કુલીન છે. તેઓ રાજદ્વારમાં રોજ આવે છે, અને બીજા રાજાને નમસ્કાર કરતા નથી. તેઓ મોટી સૈન્ય સામગ્રી રાખતાં રણુમાં શૌર્ય બતાવે છે. તેઓ યુદ્ધના અનેક પ્રકારના વ્યૂહો જાણે છે. તેથી શત્રુઓને પણ ખેદ ઉપજે છે. તેઓ યુદ્ધમાં કદી નમતું આપતા નથી ને રાજાની આણુ અખંડ રાખે છે. ભૈરવસેન રાજાના વજીરો બુદ્ધિમાન, સાહસીક અને ધીર છે. યુદ્ધના પ્રપંચો અને રાજ્ય

લેવાની તરકીબો જાણે છે કોટના રખવાલો નગરની રક્ષા કરે છે. તે નગરમાં ભય કદી આવતો નથી. તેથી ત્યાંના લોકો સુખી છે. ( ૧૨૭–૧૩૬ )

કોકદેવનું વર્ણન—

રણથંભોર રળિયામણું નગર છે ને રવસેન રાજનીતિપૂર્વક રાજ કરે છે. તે રાજા ગુરુમૂર્તિ અને પરમેશ્વર સિવાય કોઇને નમતો નથી. કોકદેવ રાજાનો માનીતો છે કેમકે તેનાથી બુદ્ધિ અને ગુણમાં કોઈ પણ બીજો પ્રધાન આગળ નથી. એક દિવસ રાજા કુતૂહલથી રાજ્યનું બંધારણ વગેરે પૂછે છે. કોકદેવ તેનો પ્રવીણતાથી જવાબ આપે છે. કોકદેવ બીજુ ઘણું જાણે છે પણ તે કામકળાનો વિશેષ જાણકાર છે. તેથી ભૈરવસેન રાજા પૂછે છે કે, કયા દેશની નારી સુંદર હોય છે તે વિચારીને કહો. દેશ દેશની નારીઓની જે જે યુક્તિઓ અને ગુણો છે અને કયા કયા દેશની નારી સુંદર હોય છે તેનું વર્ણન તે કરે છે. (૧૩૭–૧૪૩)

દેશદેશની નારીનાં વર્ણન:—

મધ્યદેશ માલવાની નારી મધ્યમ વર્ણની અને નવા પ્રકારની હોય છે. તે પ્રેમમાં લુબ્ધ હોય છે અને એક જ નજરે ચિત્તને હરી લે છે. મેવાડની નારી પુરુષને નયન બાણથી વીંધીને રસ લઈ જાણે છે. પોતાના પતિમાં પ્રીતિવાળીને કપટી ચિત્તવાળી હોય છે. ગૂજરાતની નારી ગુણિયલ અને પાન, ફળ, ફુલની શોખીન હોય છે. તેનું જેનામાં ચિત્ત હોય તેને પ્રાણ આપે છે અને સામાની ધૂર્તતા જાણવાનો ગુણ એનામાં હોય છે. ( ૧૪૪–૧૪૬ ) કહ્યું છે કે:—

"ગૂજરાતણોના શરીરનો વર્ણ કમલપત્ર જેવો હોય છે. તેના કાન ખભા સુધી લાંબા હોય છે. અને તેમનું મુખ ખીલેલા કમલ જેવું હોય છે. તેઓ મૈથુન ક્રીડામાં થોડો સમય લગાડે છે. અને કષ્ટ વિના સંભોગ સુખમાં આસક્ત બને છે. તેમની ગતિ લટકાળી હોય છે અને સુંદર વસ્ત્રાભૂષણ પહેરે છે." ( ૧૪૭ )

સોરઠની નારી બહુ પ્રિતીવાળી હોય છે. તે ગુમાની અને હઠીલી હોય છે. તેઓ પોતાના પ્રિયને પ્રાણુ અર્પે છે. કચ્છ દેશની નારી લંપટ હોય છે. તેને ભોગમાં તૃપ્તિ થતી નથી. આ લક્ષણુ કુલટાનાં હોય છે. તેઓ મોટે ભાગે વિરહી હોવાથી લુબ્ધ રહે છે. (૧૪૮–૧૪૯) તે વિરહી સ્ત્રીઓ આ રીતે વિચાર કર્યા કરે છે:—

"આ વાદળાંઓ પાણીના ફોરાંઓનો છંટકાવ કરે છે પણ પુરુષોને વરસાવતા નથી. આ પર્વતો ઘાસની એડકો તૈયાર કરે છે પણ નાયકોને ઉત્પન્ન કરતા નથી. આ વૃક્ષો ત્રણે ભુવનમાં ફળો ઉપજાવે છે પણ પુરુષોને ઉત્પન્ન કરતા નથી રે બ્રહ્મા! હું બ્હીતાં બ્હીતાં કહું છું કે કુલટા સ્ત્રીઓ માટે તેં શું કર્યું? (અર્થાત્ કશું કર્યું નહિ) બ્રહ્માએ રતિક્રીડાને યોગ્ય વરસાદની ઝીણી ફરફર, ઘાસનાં બીછાનાં અને ફળો ઉત્પન્ન કર્યા પણ પુરુષો વિના એ બધું શું કામનું?" (૧૫૦)

સિંધુદેશની નારી ઊલટા મુખે સંભોગમાં પ્રીતિવાળી હોય છે. કેશ ગ્રહણુ કરતાં તેમને સુખ ઉપજે છે. તેઓ માયાવી હોય છે અને પ્રાણુ આપી શકતી નથી (૧૫૧) કહ્યું છે કે:—

"સિંધુદેશની સ્ત્રીઓ જેમ મધ્ય પ્રદેશમાંથી ઉત્પન્ન થઈ છે. તેમ તેમની યોનિ મધ્ય પ્રદેશમાં હોય છે. તેઓ ઊલટું મુખ રાખીને સંભોગ સુખ અને કેશ ગ્રહણુ કરાવવામાં સુખ માનનારી હોય છે." (૧૫૨)

નવકોટિ મારવાડ દેશમાં જે સિરોહી નગર છે અને આબુ કોટની તળેટીમાં જ્યાં સારણેશ્વર છે, તે દેશની નારી દેવી અને કુળના શણગાર સમી હોય છે. તે નારી રૂપે સુંદરી હોય છે અને પ્રિય ખાતર પ્રાણુ પણુ તજે છે. તે અત્યંત લજ્જાળુ, શીલવતી ને પ્રેમાળ હોય છે. પ્રિયના ગુણુમાં લુબ્ધ હોય છે એમ આચાર્ય નર્બદ કહે છે. (૧૫૩–૧૫૫)
તેમનું લક્ષણુ આવા પ્રકારનું હોય છે:—

"ઊંઘમાં પતિનું મુખ જોવાથી નુકસાન થાય છે પણ ઊંઘ ઊડી જતાં પતિનો હાથ પકડવો–એમ વિચાર કરતી તે કમલમુખી સ્ત્રી ઊંઘ લેવા કે છોડવાને પણ તૈયાર નથી." (૧૫૬) પૂર્વદેશની નારી ઘણી પ્રેમાળ હોય છે. તે હાવભાવ અને સ્નેહની જાણકાર હોય છે. તેના પ્રેમમાં આસક્ત પુરુષને એ તજતી નથી. તેની ચતુરાઈ મનમાં વસી જાય તેવી હોય છે. કવિ નર્બદ કહે છે કેઃ–" પૂર્વદેશની નારીના ગુણોનો વાદ કોઈ કરી શકે તેમ નથી. કેમકે તેનો સ્વાદ મેં ચાખ્યો છે. ગ્વાલિયર દેશની નારી રસ લેવાનું ખૂબ જાણે છે. દક્ષિણ દેશની નારી ખૂબ સુંદર હોય છે. તેમાં મહારાષ્ટ્ર દેશની નારિ કપટથી પણ પુરુષને વશ કરે છે. (૧૫૭–૧૫૯) કહ્યું છે કેઃ—

" મહારાષ્ટ્ર દેશની સ્ત્રીઓ; એવા પ્રકારનું ચિહ્ન સંકેત ન કરવા છતાં ચુંબન અને આલિંગનમાં આસક્ત બને છે. અને કૌશલદેશની સ્ત્રીઓ સ્ત્રીઓના રાજ્ય (અધિકાર) માં માનનારી હોય છે. " (૧૬૦)

કર્ણાટ દેશની નારી ખૂબ ભોગ ઈચ્છનારી હોય છે. તે ખૂબ રસ લઈ જાણે છે. પાન અને ફૂલથી તેનો દેહ દીપે છે. (૧૬૧) કહ્યું છે કેઃ–

" કર્ણાટ દેશની સ્ત્રીઓ, એવા પ્રકારનું ચિહ્ન–સંકેત ન કરવા છતાં નખક્ષતાદિને વસ્ત્રથી ઢાંકી પુરુષચિહ્ન અને અંડકોશમાં સુખ માનનારી હોય છે. "(૧૬૨)

તેલંગ દેશની નારી પ્રિયની સાથે પ્રેમ કરે પરંતુ મનમાં ધૂર્તતા સેવતી હોય છે. તેને ગંધ પ્રિય હોય છે અને કુલીન સ્ત્રીઓ પણ નૃત્ય અને ગીતમાં રસ ધરાવતી હોય છે. દ્રાવિડ દેશ ની નારી ભલી અને શ્યામવર્ણી હોય છે. તે શરીરે કોમળ અને વિલક્ષણ હોય છે. આવી નારી ભોગવવા યોગ્ય હોય છે. (૧૬૩–૧૬૪)

"દ્રાવિડ દેશની સ્ત્રીઓ ચુંબન, કેશગ્રાહ, જીભથી સ્તનનું મર્દન ( ધવરાવવું ) અને અંડકોશમાં લુબ્ધ હોય છે. તેમજ શરીરે કેશરના વિલેપનમાં આસક્ત હોય છે." ( ૧૬૫ )

મલયાગિરિની નારીને ભોગમાં તૃપ્તિ હોતી નથી. તે પાંચ પતિથી શોભે છે. તેનું અંગ સુકોમળ અને મદથી ભરેલી હોય છે. (૧૬૬) તેનું લક્ષણ આવા પ્રકારનું હોય છે:—

"ચુંબન અને આલિંગન વડે પોતાના પ્રિયજન સાથે ખૂબ દ્રઢતાથી બંધાયેલી અને શરીરે અલ્પ કાંતિવાળી આ સ્ત્રીઓ અમૃત પાનમાં સુખ માનનારી હોય છે." (૧૬૭)

ગૌડ દેશની નારી ગીતની જાણકાર હોય છે તે હંસગતિએ ચાલે છે. પ્રિય સાથે ખૂબ પ્રેમાળ અને કુળમાર્ગે ચાલતાં વિનીત હોય છે. (૧૬૮) કહ્યું છે કે:—

"બંગાળના ગોડ દેશની સ્ત્રીઓ કોમળપણે બોલનારી હોય છે. કોમળ કામદેવમાં પ્રીતીવાળી હોય છે. પતિ દૂર થતાં ભય પામે છે. તેમના ગીતનો આલાપ કામદેવ જેવો કોમળ હોય છે. ચિત્રો દ્વારા સંભોગમાં કુશળ એવી તે સ્ત્રીઓ જલદીથી દ્રવે છે. (વશ થાય છે.) (ઉપર્યુક્ત ગુણોથી) પંકાયેલી આ કુલીન સ્ત્રીઓ (મનુષ્યને) ખૂબ રમાડે છે." (૧૬૯)

"બંગ દેશની નારી વિચક્ષણ હોય છે. અને વિચાર પૂર્વક મધુર બોલે છે. અને આ ચિત્રિણી નારી ચિત્રોમાં પ્રીતીવાળી હોય છે. વળી ગૌડ અને બંગાળની સ્ત્રીઓ તીર્થયાત્રા કરવામાં પ્રીતીવાળી હોય છે. અને કામરૂપ તેમજ નેપાળની સ્ત્રીઓ દબાણના આઘાતને પણ સહન કરનારી હોતી નથી." (૧૭૦-૧૭૧)

સિંહલદ્વીપની નારી ઉત્તમ એવી પદ્મિની જાતની હોય છે. ભોગી નર સાથે જ પ્રીતી કરે છે. અને મદનની પૂતળી જેવી ચિત્તને વેધનારી હોય છે. કામરૂદેશની સ્ત્રીઓ કુટિલ ને સુંદર હોય છે. તેમને પુરુષ પ્રિય હોય છે. તે અતિ સુકુમાર ચંચળ ચિત્તવાળી મનને હરણ કરે છે. આ સ્ત્રીઓ હસ્તિની જાતની હોય છે. મુલતાની નારી માનીની, યૌવના, રૂપવતી, મનોહર અને

સખીઓથી શોભતી હોય છે. તે પ્રિય એવો ધર્મ પાળે છે. અને ઉત્તમ તેમજ મધ્યમ કર્મની જાણકાર હોય છે. કવિ કહે છે કે આમ દેશદેશની નારીઓનાં ગુણો સંક્ષેપથી મેં કહ્યા છે. કથા પ્રસંગે હવે ખાનદેશની ગુણિયલ નારીનું વર્ણન કહું છું. ખાનદેશના આસેર ગઢમાં ઉત્તમ પ્રકારની નારીઓ વસે છે. આ સ્ત્રી નયનબાણથી ( પુરુષને ) વીંધે છે. તેમની ચાલ ગર્વ ભરી હોય છે. વિરહમાં વિવેકી પણ કામથી વ્યાકુલ હોય છે. તે ખરેખર પ્રેમની પૂતલી જેવી લાગે છે. વૈરાટ દેશની નારી ગુણિયલ હોય છે. તેમની ચાલ ચતુર અને વાણી મધુર હોય છે. તે રૂપવતી અને મદમાતી હોવાથી રસ લઈ જાણે છે. ઉત્તમ પ્રકારની જે સ્ત્રીઓ કહેવાય છે, તે વૈરાટ દેશમાં થોડી હોય છે. વિરહમાં કામ લુબ્ધ થતાં તે પ્રાણ પણ આપી દે છે. તેમજ તે ગુણોની જાણકાર હોય છે ( ૧૭૨–૧૭૯ ) કહ્યું છે કે:—

" વૈરાટ દેશમાં ઉત્પન્ન થયેલી સ્ત્રીઓ બધા ગુણોનો ભંડાર હોય છે. વાણીમાં મધુરતાથી સુંદર લાગે છે. તેમની ગતિ હાથી જેવી મલપતી હોય છે અને તેમનાં નેત્રો ચંચળ તેમજ સુંદર હોય છે. તેમનું મૂખ વિકસિત કમલ જેવું હોય છે. વળી કામક્રીડામાં વ્યાકુલ હોવાની તેમની પ્રસિદ્ધિ છે. તેઓ સુંદર મનુષ્યના જેવા રાગવાળી હોય છે. " ( ૧૮૦ )

બાગલાણ દેશની નારી ધુતારી હોય છે. તે કપટથી પુરુષને વશ કરે છે. અને ભોગનાં અનેક લક્ષણોથી જાણકાર હોય છે. ( ૧૮૧ )

આ બધું વર્ણવતાં ઘણો સમય જાય અને ગ્રંથનો વિસ્તાર પણ વધે. કોકદેવ કહે છે કે હવે હું નારીના પ્રકારો કહું છું તે સાંભળો. ( ૧૮૨ )

કવિ કહે છે કે નારી અમૃત સમાન, અને નર સુખડી સમાન છે. તે એક બીજાને પલ્લે પડતાં છોડતાં નથી. નારી નરનો આધાર છે. તેથી આ વિગત વિસ્તારથી કહું છું. નારીના અનેક ગુણો છે.

તે ભોગી જનો જ જાણી શકે છે. પ્રેમવતીની પ્રીતી ભલી હોય છે તે થોડી ઘણી કવિઓ કહે છે. જેમના ઘેર નારીનું સુખ નથી તેનું ઘર પ્રત્યક્ષ નરક સમું છે. આ દેહે અને આ સંસારમાં નારી રસ અમૃત જેવો છે. (૧૮૩–૧૮૫)

**ભૈરવસેન** રાજા આ બધું સાંભળીને **કોકદેવને** કહે છે કે તું નારી જાતનો પારખુ છે. તેથી સ્ત્રીના શરીરની કઈ જાતી હોય છે; તેનું વર્ણન કર. સ્ત્રીની જાત કેટલા પ્રકારની છે તેની વિગત કહે. **કોકદેવ** કહે છે. કે:–મહારાજા! હવે તમને સ્ત્રીની જાતિ કહું છું નારી ચાર પ્રકારની હોય છે ૧ **પદ્મિની**, ૨ **ચિત્રિણી**, ૩ **હસ્તિની**, અને ૪ **શંખણી**. તેમનાં લક્ષણ પૂર્વ કવિઓએ કહ્યાં છે તે પ્રમાણે કહીશ. (૧૮૬–૧૯૦)

## ૧ પદ્મિની સ્ત્રીનું વર્ણન—

**પદ્મિની ઘણી ઉંચી તથા ઘણી નીચી હોતી નથી. તેણીની** ઉંચાઈ એકસોને આઠ આંગળની અને પહોળાઇ સત્તાવીસ આંગળની હોય છે. વળી તે ઘણી જાડી તેમજ ઘણી પાતળી પણ હોતી નથી. તેણી ચંપકવર્ણી શરીરવાળી અને ગોળમટોળ સુંદર દેખાવવાળી હોય છે. **પદ્મિનીની** પગની આંગળીઓનાં નખ લાલ અને ચંપાની કળી જેવા સુંદર પગની પાન્હી કમલ જેવી કોમળ અને પદ્મિનીના પગના તળીયામાં ચક્ર, સાથિયો, કમલ, છત્ર, ધજા અને અંકુશનાં ચિન્હો હોય છે. પદ્મિનીનું શરીર માંસલ, વાળ રહિત હોય છે અને તેણીના પગનાં ઘુંટણની પિંડી નાની સુડોળ હોય છે. **પદ્મિનીનો** જંઘા જાણે કે કેળના થાંભલા ન હોય ? એવી હોય છે. યોનિ કાચબાની ડોક જેવી, બહુ ગોળ નહિ, તેમજ બહુ મોટી નહિ. યોનિમુખ ગોર રક્તવર્ણવાળું, બંને બાજુનો ભાગ આછા કાળા રંગનો, મુખનો ભાગ પહોળો અને વાળ વગરનો, ઘણો જ સાંકડી અને ઘણી સુકોમળ, ઉંચા મંડલવાળો અને નાભિથી આઠ આંગળના અંતરે હોય છે. **પદ્મિનીના** પેઢાનો ભાગ પાતળો ગોળ અને ઉપર ચક્રમંડલ સહિત, જમણી

બાજુનું વિસ્તીર્ણ પેટ, અને સ્તન કઠણ, ગોળ, સુંવાળા અને માંસલ ઉંચા હોય છે. પદ્મિનીનું હૃદય, ત્રિવલિ અને નાભિ વિસ્તીર્ણ હોય છે. હૃદય ત્રણ આંગળ વિશાલ, સરખી ધાટીલી અને નાની ડોક, તથા નીલવર્ણવાળું સુંદર મુખ, ખભાનો ઉતાર ત્રણ આંગળ તથા વિસ્તીર્ણ ગરદનવાળી પદ્મિની હોય છે. પદ્મિનીના હાથની આંગળીઓ મગફળી જેવી ગોળમટોળ, સુંવાળા રાતા નખ અને રાતી હથેલીમાં કમલ, ચક્ર, ધનુષ્ય, મત્સ્ય વગેરે સુંદર ચિન્હો જે સામુદ્રિક-શાસ્ત્રમાં કહ્યાં છે તે હોય છે. પદ્મિનીના મુખનો શ્વાસ કસ્તૂરી જેવો હોય છે. વળી પૂર્ણ ચંદ્ર જેવા મુખવાળી, હરણના જેવી નેત્રવાળી, મધ્યમાં રાતી રેખાવાળી, દાડમની કળીઓ જેવા દાંતવાળી, પરવાળા જેવા હોઠવાળી, ધનુષ્ય જેવી ભમરવાળી, અર્ધચંદ્રના જેવા લલાટવાળી, અને પાંચ આંગળ પહોળા કપાળવાળી, પોપટની ચાંચ જેવી નાસિકાવાળી, કોયલના ટહુકા જેવા સ્વરવાળી, કમલના જેવા કાનવાળી, તથા સુંદર રૂપાળા ગાલવાળી, તથા જે જે ઉત્તમ લક્ષણો કહેવાય છે, તે બધા ઉત્તમ લક્ષણોવાળી, પદ્મિની સ્ત્રી હોય છે. પદ્મિનીનો ખોરાક પણ થોડો, નિદ્રા પણ થોડી, ઓછા બોલી, ઉત્તમ ખોરાક જ ખાવાવાળી, પતિવ્રતા ધર્મ પાળવાવાળી, આઠે પહોર સોળે શૃંગાર ધારણ કરવાવાળી, બત્રીસે લક્ષણવાળી, ચોસઠ કલાની જાણકાર, અને નાદ, ગીત છે વલ્લભ જેણે એવી તથા ચોરાશીએ આસનોને જાણવાવાળી, પદ્મિની સ્ત્રી હોય છે. આ પ્રમાણે પદ્મિની સ્ત્રીનાં કવિ નરબદ વખાણ કરે છે. (૧૯૧–૨૧૦)

પદ્મિની સ્ત્રી રાત્રિના બીજા પ્રહરે પદ્માસનથી શશક પુરુષ સાથે સંભોગની ઈચ્છા કરે છે. પદ્મિની સ્ત્રી સંભોગ કરીને ઉઠે ત્યારે મોગરાના ફુલ જેવી સુગંધ ફેલાય છે. અને તેણીના પરસેવાનો ગંધ સુખડના જેવો હોય છે. તેથી જ તેણીની પાછળ પાછળ ભમરાઓ ફરતા હોય છે. પદ્મિની સ્ત્રી ધોએલાં સ્વચ્છ કપડાં જ પહેરે છે. તેણીના વસ્ત્રમાંથી સુગંધી નહિ જતી હોવાથી, ચારે બાજુ ભમરાઓ વસ્ત્ર ઉપર બેઠેલા જ હોય છે. પદ્મિની સ્ત્રીના માથાના

વાળ કાળા સરખા હોવાથી, જ્યારે તેણીની વેણી ગૂંથેલી હોય છે ત્યારે જાણે મસ્તકે નાગિણી રાખી જ ના હોય ? તેવી રીતે તે શોભે છે. કોકદેવ મહારાજાને કહે છે કે, સ્ત્રીની જાતિમાં પદ્મિની સ્ત્રી સુંદરમાં સુંદર હોવાથી આજે તમોને પદ્મિની સ્ત્રીના લક્ષણો કહું છું તે સાંભળો. (૨૧૧–૨૧૫) કહ્યું છે કે:—

"ચંદ્રમુખી, બિંબ સરખા ઓષ્ઠવાળી, પાતળી, રાતા નખવાળી, તથા મંદ ગતિએ ચાલવાવાળી, લજ્જાવાન, જેની આંખના ખૂણા લાલ હોય તેવી સ્ત્રી; સંગીતની જાણકાર, કામ ચતુર, કબૂતર જેવા મધુર સ્વરવાળી, અલ્પ આહાર કરવાવાળી, સુંદર કેશવાળી, કમલના જેવી ગંધવાળી, પદ્મિની સ્ત્રી હોય છે. (૨૧૬–૨૧૭)

## ૨ ચિત્રિણી સ્ત્રીનું વર્ણન—

કોકદેવ રાજાને કહે છે કે, ચિત્રિણીના લક્ષણ સાંભળો. બહુ ઊંચી તેમજ બહુ નીચી નહિ, બહુ જાડી તેમજ બહુ પાતલી નહિ, સો આંગળ ઊંચી અને પચીસ આંગળ પહોળી, સોળે કળાએ ઊગેલા પૂર્ણચંદ્રના જેવા મુખવાળી, આંખોના ખુણીયા કાન સુધી પહોંચે એવી આંખોવાળી, મસ્તકે મોટા લાંબા વાળવાળી, અને જેનો બોલ મીઠો લાગે તેવી સુંદર વેશવાળી, સુંદર મુખવાળી, દાડમની કળીઓ જેવા દાંતવાળી, ચાર આંગળના કપાળવાળી, વિશાલ ભમરવાળી, ગોળમટોળ મુખ તથા લાંબી હડપચીવાળી, બંને સ્તનો જેના સુંદર રીતે શોભે છે તેવી, લાંબા વિસ્તૃત હૃદયવાળી, સ્વામી તરફ અનહદ પ્રેમવાળી, મોગરાના ફૂલની વાસ જેવી, જેના શ્વાસની વાસ આવે છે તેવી. તથા જેણીને રાતાં વસ્ત્રો પહેરવાં ગમે છે તેવી, જેના શરીરનો વર્ણ ચંપાના વર્ણ જેવો ગોર છે તેવી, અને જેના પરસેવાની ગંધ સુખડના જેવી આવે છે તેવી, સ્ત્રીને ચિત્રિણી સ્ત્રી જાણવી (૨૧૮–૨૨૩)

ચિત્રિણી સ્ત્રીને ગીત, નૃત્ય, બહુ જ પ્રિય હોય છે. તેણીની યોનિ પીંપળાના પાન જેવી, કોમળ અને થોડા વાળવાળી હોય

છે. બાકીનાં ઘણાં લક્ષણ પદ્મિની ને મળતાં જાણી લેવાં. ચિત્રિણી સ્ત્રી રાત્રિના પ્રથમ પ્રહરના વિષે મૃગ પુરુષ સાથે ચોરાશી આસનો પૈકીના કોઇ પણ આસનથી સંભોગ કરવા ઇચ્છે છે. વળી તેણી નગ્ન થઇને રતિક્રીડા કરે છે. આચાર્ય શ્રી નરમદ કહે છે કે ચિત્રિણી સ્ત્રીનાં લક્ષણ ઉપર પ્રમાણે છે. (૨૨૪–૨૨૬) રતિરહસ્ય પૃ. ૮ માં કહ્યું છે કે:—

"ગૌરવર્ણ વાળી, લજ્જાળુ, ખૂબ બોલનારી, સંભોગ સમયે ચટ્ટ સૂનારી, જેનો સ્વર કબૂતર જેવો છે તેવી, જેના શરીરનો ગંધ સ્નિગ્ધ છે જે સંભોગની થોડી ઇચ્છા કરે છે. જે પાતળી કેડવાળી છે. ધૂર્ત્ત, જેના નિતંબો મોટા છે. અને જેના સ્તન નારિયેળ જેવા છે. તેવી સ્ત્રી ચિત્રિણી જાણવી. જેની ચાલ સુંદર છે, શરીરે લાંબી પણ ટૂંકી નહિ, જે કૃશાંગી છે, જેના નિતંબ ઘન અને વિશાળ છે. જેનો ગંધ મધુ સરખો છે, જેનો સ્વર શંખના જેવો છે, જેનો શબ્દ અને વચન ચકોર જેવાં છે. તે સ્ત્રી ચિત્રિણી જાણવી. (૨૨૭–૨૨૯)

### ૩ હસ્તિની સ્ત્રીનું વર્ણન—

કોકદેવ કહે છે, હે રાજન્! હસ્તિની સ્ત્રીનું વર્ણન જે સામુદ્રિકશાસ્ત્રમાં કહ્યું છે, તે આ પ્રમાણે છે, તે સાંભળો. હસ્તિની સ્ત્રીની ઉંચાઇ ૧૧૪ આંગળની, બહુ ધીમે ધીમે બોલવાવાળી, હાથીની માફક ધીમી મલપતી ચાલે ચાલવાવાળી, ઘણા ગર્વવાળી, ગીત અને જ્ઞાન છે પ્રિય જેને એવી, દિવસ અને રાત મોં ચઢેલું જેનું હોય તેવી, સત્તાવીસ આંગળ પહોળા શરીરવાળી, જેનું મુખ કમલ પહોળું છે તેવી, પાંચ આગળના કપાળ વાળી, જેના દાંત સફેદ અને સરખા છે તેવી, નિરંતર સભોગની ઇચ્છાવાળી, જાડી જંઘાવાળી તથા સરખી પીંડી વાળી, શરીરે જાડી, જેના હાથપગની આંગળીઓ ટૂંકી અને જાડી હોય છે. જેના બંને સ્તનો પહોળા ચક્ર જેવા અને છાતીને અડીને રહેલા છે તેવી, જે નીચ (અશ્વ) પુરુષ સાથે સંભોગની ઇચ્છાવાળી હોય છે,

જેના શ્વાસનો ગંધ દ્રાક્ષ સરીખો છે, જેનો અવાજ કાગડાના અવાજ જેવો કઠોર છે, જેને ખાટું ખારૂં ખાવાનું પ્રિય હોય છે, તે સ્ત્રીને હસ્તિની સ્ત્રી જાણવી. (૨૩૦–૨૩૬).

હસ્તિની સ્ત્રીની યોનિ કેળના પુષ્પ જેવી કોમળ, લાંબી તથા ગોળમટોળ હોય છે. તેણીને ચિત્ર વિચિત્ર કપડાં પહેરવા બહુ ગમે છે. અને પુરુષની લાજ–શરમ તે ખાસ રાખતી નથી. જે રાત્રિના ત્રીજા પહોરે સંભોગની ખાસ ઇચ્છા રાખે છે. જેના મસ્તકના વાળ જાડા છે. આ લક્ષણોવાળી સ્ત્રીને હસ્તિની સ્ત્રી જાણવી. વળી હસ્તિનીની પૂંઠ (કુલા) મોટા હોય છે અને તેણીને મીઠાઇ ખાવી વધારે પ્રિય હોય છે. આ પ્રમાણે કોકશાસ્ત્રમાં હસ્તિની સ્ત્રીના લક્ષણ કહ્યાં છે. (૨૩૭–૨૩૯) કહ્યું છે કેઃ—

"જાડી, કઠીન, ક્રૂર, અતિ ઉષ્ણ તેમ અતિ ઠંડી નહિ. ખરબચડા શરીરવાળી, ખરચબડી નાસિકાવાળી, શરીર પર બહુ વાળ વાળી, નિરંતર ભોગની ઇચ્છાવાળી, જેના શરીરનો ગંધ હાથીના મદ જેવો આવે છે, જે હાથીની ચાલે ચાલે છે, સંભોગમાં આસક્ત છે, ભરાવદાર સ્તનવાળી, અને સુંદર સ્ત્રી જે હોય છે, તે હસ્તિની સ્ત્રી કહેવામાં આવી છે." (૨૪૦–૨૪૧)

૪ શંખિની સ્ત્રીનું વર્ણનઃ—

કોકદેવ કહે છે કે, હે રાજન્ ! શંખિની સ્ત્રી બહુ ઊંચી તેમજ નીચી નથી હોતી. બહુ જાડી તેમજ પાતળી પણ હોતી નથી. તે શરીરે મધ્યમ, તેનું મુખ ત્રિકોણ, લાંબા દાંત વાળી, કાલા ગુગલા હોઠવાળી, જેના પગની એક આંગળી લાંબી અને એક પાતળી હોય છે. વળી એક આંગળી જાડી અને એક ંકી હોય છે તેવી, પગની પાની પણ ચપટી હોય છે તેવી, જેની આંખો માંજરી હોય છે, જેનું પેટ જાડું હોય છે. જેની ડૂંટી ઊંડી હોય છે, જેનો ખોરાક પુષ્કળ હોય છે, જેની યોનિ બહુજ વાળવાળી, અને મોટી ચૂલા જેવી પહોળી હોય છે. અને જેને પેશાબ કરતાં અવાજ થાય છે, તેવી હોય છે. (૨૪૨–૨૪૬)

જેનું નાક મોટું, ગાલ ટૂંકા અને માથાના વાળ જાડા, કપાળ બે આંગળ હોય, જેની ડોક બેઠેલી હોય, જેનો ગંધ મરી ગએલ માછલાં જેવો હોય, જે રાત અને દિવસ સંભોગની ઈચ્છા કરતી હોય, જેના હાથ લાંબા હોય અને છાપરા જેવા મોટા નખ હોય, અને જેના શરીરનો સ્વાદ કડવો હોય, તેવી સ્ત્રી કોકદેવ કહે છે કે શંખિની જાણવી. વળી શંખિનીનો અવાજ ગધેડા જેવો અપ્રિય, રાત અને દિવસ ઝઘડો કરવાના સ્વભાવવાળી, જેને ઘણી ઉંઘ છે, જેના વસ્ત્રો મેલાં છે, જેને ભલો માણસ દેખ્યો ગમતો નથી, અને વાઘણની માફક જે નિરંતર રીસાએલી રહે છે. જેને ચાબુક મારવામાં આવે તો પણ જે હઠ છોડે નહિ અને જે રીસ ચઢાવીને રહે છે. આવા લક્ષણવાળી સ્ત્રી કવિ નરબદ કહે છે કે શંખિની જાણવી. (૨૪૭–૨૫૧)

જેના દીલ ઉપર ઊભા વાળ હોય છે, જેના પગ ઉપર કાળાવાળનું કુંડાળું હોય છે, જે ચારે પહોર સંભોગ ઈચ્છે છે. અને જેની તૃપ્તિ ગધેડા જેવા લાંબા લિંગથી થાય છે. જેનો હાથ આખી રાત અને દિવસ યોનિ ઉપર રહે છે. અને જેને સંભોગે તૃપ્તિ જ થતી નથી. જે રાત અને દિવસ ઝઘડા કર્યા જ કરે છે. જેની આંખોના ડોળા મોટા વિકરાલ હોય છે, અને જેના દાંત મોટા હોય છે. જે ચાલતાં પગથી ધૂળ ઉડાડે છે. કોકદેવ કહે છે કે–હે મહારાજા ! શંખિની નારી લાજ વગરની હોય છે. (૨૫૨–૨૫૫) કહ્યું છે કે:—

"કોપથી કંઇક ઉષ્ણ શ્વાસ લેતી, લાંબા અને ટૂંકા વાળ વાળી, મૃદુ અંગવાળી, ખારા ગંધવાળી, બહુ જ જાડી તેમ જ બહુ દુર્બલ નહિ. ગોરાંગી, અણીયાળા નાકવાળી, પીનસ્તનથી વિલક્ષણ, વિશાળ જંઘાવાળી, બહુ ક્રૂર સ્વભાવવાળી, અને સંભોગમાં જ આસકત એવી શંખિની સ્ત્રી હોય છે." (૨૫૬–૨૫૭)

સરવસેન રાજાની આગળ કોકદેવે બધાની જાણ માટે

આ પ્રમાણે સ્ત્રીઓની ચારે જાતિના લક્ષણ કહ્યાં. ઉત્તમ, મધ્યમ, નીચ અને અધમ ચારે જાતિનું વર્ણન કહ્યું. આ પ્રમાણે દશ પ્રકારો પૈકીનો પહેલો પ્રકાર સંપૂર્ણ કર્યો. શ્રી નરબદ કવિ કહે છે કે, દશ પ્રકાર પૈકી પહેલા પ્રકારમાં જુદી જુદી જાતની સ્ત્રીઓનું વર્ણન કરવામાં આવ્યું છે. એવી કોકચોપાઇ આજે તમે ધ્યાન દઇને સાંભળો. (૨૫૮–૨૬૦)

આ પ્રમાણે જૈનાચાર્ય શ્રી નર્બુદાચાર્ય વિરચિત કોકશાસ્ત્ર ગ્રંથમાં કોકદેવની ઉત્પત્તિ તથા સ્ત્રીની જાતિના વર્ણન દર્શાવતો પહેલો પ્રકાર સમાપ્ત.

# બીજો અધિકાર

બીજા પ્રકારમાં કવિ પોતાની ઇષ્ટદેવી માતંગિને નમસ્કાર કરીને આગળ ચાલતાં કહે છે કે-ભૈરવસેન રાજા કોકદેવને કહે છે કે તું સ્ત્રીઓની પરીક્ષાવાળો છે, માટે સ્ત્રીની ઉત્તમ, મધ્યમ જાતિ કેવી રીતે ઓળખવી. કઈ સ્ત્રી છોડવા જેવી અને કઈ સ્ત્રી પ્રેમ કરવા જેવી હોય છે. કઈ સ્ત્રી કુલટા હોય છે અને કઈ સ્ત્રી પોતાના પતિની સેવા કરે છે. તેનું વર્ણન વિસ્તારથી કહે. (૨૬૧-૨૬૫)

કોકદેવ કહે છે—હે રાજન્ ! જુદા જુદા દેશની સ્ત્રીઓની જુદી જુદી રીતો હોય છે. આ જમાનામાં બધી સ્ત્રીઓ સરખી હોતી નથી. દરેકના હૃદયની જુદી જુદી બુદ્ધિ હોય છે. (૨૬૬) કહ્યું છે કેઃ—

"જે શુદ્ધ રીતે ઉત્પન્ન થએલ હોય છે તેના કપાળમાં કમલ હોતું નથી અને જાર મનુષ્યથી જે ઉત્પન્ન થાય છે તેના કપાળમાં શીંગડાં હોતાં નથી, પરંતુ જ્યારે જ્યારે મનુષ્ય વિકારને વશ થઇને નીચ કૃત્યો કરે છે ત્યારે ત્યારે તે જારથી ઉત્પન્ન થએલો છે એમ જણાય છે." (૨૬૭)

**સ્ત્રીની ચાર અવસ્થાનું વર્ણનઃ—**

સ્ત્રીની ઉંમર પ્રમાણે ૧ બાલા, ૨ મુગ્ધા, ૩ પ્રૌઢા અને ૪ વૃદ્ધા એ ચાર અવસ્થા હોય છે. બાર વરસની બાલા જાણવી. જે પોતાના આવતા યૌવનને જાણી શકતી નથી. (૨૬૮-૨૬૯) કહ્યું છે કેઃ—

"એક વખતે ચંદ્રમુખી સ્ત્રી પોતાની સખી સાથે જલક્રીડા કરવા માટે પોતે ભર્યા સરોવરમાં દાખલ થઈ. ઘણી વાર જલક્રીડા કરીને સરોવરના કાંઠે આવીને મર્યાદા મૂકી નગ્ન થઇને ચકિત નેત્રે

ઊભી રહી. કાન સુધી સ્ફુરાયમાન આંખો થતાં તેણી પોતાની સખીને પૂછે છે કે આ શું કાને કમલ લાગેલું છે? એમ જાણવાને કાન પર હાથ નાંખે છે, પણ શેવાલના અંકુરાની શંકાથી તે રોમાવલીને લૂંછે છે. અને નિતંબભારને ન જાણતાં, હું કેમ થાકી ગઈ? એમ વારંવાર સખીને પૂછે છે." (૨૭૧–૨૭૫)

આ બાલા સ્ત્રી આવેલા યૌવનને જાણતી નથી અને તેથી અજ્ઞાત યૌવના પણ કહેવાય છે. પછી સોળ વરસની ઉંમરે તે મુગ્ધા કહેવાય છે. આ મુગ્ધા સ્ત્રીના ચરિત્રને કેળવી જાણે છે અને પૂછેલી વસ્તુનો બરાબર ઉત્તર આપે છે. જે વાત ગુપ્ત રાખવા જેવી હોય તે વાતને ગુપ્ત પણ રાખે છે (૨૭૬–૨૭૮) કહ્યું કે કેઃ—

"પોતાના મન પસંદ પુરુષ સાથે, ક્રીડા કરતી વખતે પોતાને જે નખક્ષત થયા છે. તે જોઈને સખીઓ સવારમાં હસતી હસતી કહે છે કે હે સુંદરી! અમે તારી કરણી જાણી છે. આ પ્રમાણે સાંભળીને તે બીતી બીતી કહે છે, કે હે સખીઓ સાંભળો. મારાં સાસુજી રીસાય કે તમે નિંદા કરો, અથવા મારા દીયેર મને ગાળો દો કે મારી નણંદ મારા ઉપર આરોપ મૂકો, તે વાતની મને દરકાર નથી પરંતુ ખરી વાત એમ બની છે કે– જે ઘરમાં આજે હું ઉંઘવા ગઈ હતી અને વળી જઇશ, તે ઘરમાં ચારે પહોર મને બીલાડીએ ઉંઘવા દીધી નહિ, કારણ કે હે સખી! તેને ઘરના ખૂણામાં જ ઉંદર પકડવા ફાળ ભરીને પાછા ફરતાં તેના નખ મારા શરીરને લાગ્યા છે. આ દુઃખની વાત હું કોને કહું, કારણ કે તમે તો મારી મશ્કરી કરો છો. આ પ્રમાણેની મુગ્ધા સ્ત્રીની ઉત્તમ વાણી તેની સખીઓએ સાચી માની લીધી. (૨૭૯–૨૮૬)

મુગ્ધા સ્ત્રી આ પ્રમાણે પોતાનું કૃત્ય ગોપવીને ઉત્તર આપી શકે છે. સોળ વરસથી બત્રીશ વરસ સુધી સ્ત્રી પ્રૌઢા કહેવાય છે. (૨૮૭)

**પ્રોઢા સ્ત્રીના બે ભેદ—**

પ્રોઢા સ્ત્રી યૌવનની ગતિ જાણતી હોવાથી હાવભાવ દેખાડીને સંભોગ કરે છે. પ્રોઢા સ્ત્રીના ૧ ધીરા અને ૨ અધીરા એમ બે પ્રકાર છે. ધીરા બુદ્ધિવાન અને ગંભીર સ્વભાવવાળી હોય છે. એક વખતે તેનો પ્રિયતમ બીજી સ્ત્રી સાથે ભોગ ભોગવીને ઘેર આવ્યા પછી તેના શરીર ઉપર ભોગ ચિન્હો જોઇને લોકોની શરમે પ્રગટ પણે નહિ બોલતાં, પ્રિયતમ સાથે વિનયથી વર્તતી, પતિ સાંભળે તે પ્રમાણે પોતાની સખીને કહેવા લાગી. (૨૮૮–૨૯૩)

હે સખી ! સાંભળ, તું બોલીશ નહિ અને ખાટલા ઉપર બેસીશ નહિ. વાંકી દૃષ્ટિએ શું જુએ છે, ક્રોધનું ઘર સાંકડું છે. આ પ્રમાણે સખી પર ક્રોધ કરતી, અને પોતાના પ્રિયતમને હસતી હસતી વ્યંગમાં કહેનારી સ્ત્રી પ્રોઢા ધીરા કહેવાય છે. જ્યારે પ્રોઢા અધીરાના લક્ષણ આ પ્રમાણે જાણવા. (૨૯૪–૨૯૫)

"ઇશ્વરના કપાળમાં રહેલી ચંદ્રકળામાં પોતાનું પ્રતિરૂપ દેખીને, પાર્વતીએ (બીજી સ્ત્રીની) પડેલી છાયા જોઇને શંકા થતાં તેણે કોપથી ચંચળ કંકણોની કાંતિવાળા હાથોવડે મહાદેવનો તિરસ્કાર કર્યો." (૨૯૬) આવી રીતે વાતવાતમાં અધીરાઈ બતાવતી પ્રોઢા અધીરા હોય છે. આ પ્રમાણેના લક્ષણોવાળી સ્ત્રીને બુદ્ધિવાનોએ પ્રોઢા અધીરા જાણવી. (૨૯૭–૨૯૯)

બત્રીશ વરસ પછી સ્ત્રી વૃદ્ધા કહેવાય છે. આ ચોથી અવસ્થાવાળી સ્ત્રીઓનું યૌવન ધીમે ધીમે ઉતરતું હોય છે. વૃદ્ધા સ્ત્રીઓને શૃંગાર વગેરે શોભતું નથી. (૩૦૦)

**યોનિના ચાર ભેદ—**

આ પ્રમાણે સ્ત્રીઓની ચાર અવસ્થાનાં લક્ષણ કહ્યાં. હવે યૌવનના ચાર ભેદ કહું છું, જે નિશ્ચયે કરીને વેદ સમાન જાણજો. પહેલું બાલયૌવન, બીજું મનોરમ યૌવન, ત્રીજું જઠર યૌવન અને ચોથું જાજરૂં યૌવન પહેલાના મુનિજનોએ કહેલું છે. (૩૦૧–૩૦૨)

વાત્સાયન કામસૂત્રમાં પણ કહ્યું છે કેઃ–" યૌવન ચાર પ્રકારનું છે. સોળ વર્ષ સુધી ૧ બાલ્ય યૌવન, સત્તરથી બત્રીશ સુધી ૨ મનોરમ યૌવન, બત્રીશથી અડતાલીશ સુધી ૩ જઠર યૌવન અને અડતાલીશ વર્ષ પછી ૪ જાઠરૂં યૌવન કહેવાય છે." (૩૦૩–૩૦૪)

કવિ નરબદ પણ કહે છે કે, સોળ વર્ષની ઉંમર સુધી બાલ્ય યૌવન, બત્રીશ વર્ષ સુધી મનોરમ યૌવન હોય છે આ મનોરમ યૌવનમાં સ્ત્રી વિવિધ જાતના સંભોગ રસ માને છે બત્રીશથી અડતાલીશ સુધી જઠર યૌવન હોય છે. પછી યૌવન જાઠરૂં કહેવાય છે. આ જાઠરા યૌવનવાળી સ્ત્રીને કામકેલિ પસંદ હોતી નથી. કારણ કે તે ઉંમરે યૌવનની મજા ખલાસ થઇ ગઈ હોય છે. (૩૦૫ થી ૩૦૮)

કહ્યું છે કેઃ—" ગુમાવેલું ધન પાછું મળી શકે છે, બંધ થએલો વરસાદ પાછો વરસે છે, પરંતુ વિચાર કરીને જોતાં ગએલું યૌવન પાછું આવતું નથી. માટે જ્યાંસુધી યૌવન હોય ત્યાંસુધી યૌવનનો લાહો લઈ લેવો જોઇએ, નહિતર પછી પસ્તાવવું પડશે. યૌવનની ગત અંજલિમાં રહેલા પાણી જેવી ચંચલ હોય છે. મધમાખી મધનો સંચય ઘણો કરે છે, અને કીડી અનાજના દાણાઓ ઘણા એકઠા કરે છે. અને તે સાચવવા ઘણો પ્રયત્ન કરે છે, તો પણ તેનો ઉપભોગ બીજા કરે છે. નરબદ કહે છે કે હે ભાઇ! માટે યૌવનનો લાહો યુવાનીમાં જ લઈ લેવો જોઇએ. પછી પસ્તાવાથી કાંઈ કામ નહિ આવે. (૩૦૯–૩૧૨)

સ્ત્રીના જે જે ગુણો કહ્યા તે સઘળા મનોરમ યૌવનમાં ભોગી પુરુષને સુખ આપનારાં થાય છે. (૩૧૩) કહ્યું છે કેઃ—

" બાલ્ય યૌવનમાં પુત્ર જન્મે તો તે મરણ પામે છે. અથવા મોટો થતો જ નથી. મનોરમ યૌવનમાં જન્મેલો બાલક શાંત, હિંમતવાન તથા મહાબલવાન થાય છે. જઠર યૌવનમાં જન્મેલો મધ્યમ પરાક્રમવાળો, અને જાઠર યૌવનમાં જન્મેલો બાળક

તેજહીન હોય છે. આ પ્રમાણે જુદા જુદા યૌવનમાં જન્મેલા બાળકો ઉત્પન્ન થાય છે." (૩૧૪–૩૧૫)

**નીચ તથા ઉત્તમ સ્ત્રીનું વર્ણન—**

જે યુવાન સ્ત્રીની આંખો રાતી હોય, ઘણી ઉંઘતી હોય, તે સ્ત્રી રાત અને દિવસ પુરુષના સંગને ઈચ્છે છે. જે સ્ત્રી બહુ શણગાર સજીને રાત અને દિવસ બહાર રખડતી ફરે તે સ્ત્રી પર પુરુષની ઈચ્છાવાળી જાણવી. જે સ્ત્રી નિરંતર જૂઠું બોલતી હોય, મનગમતાં કપડાં પહેરતી હોય, અને આજુબાજુ જોયા કરતી હોય, તે સ્ત્રી છિનાલ જાણવી. જે સ્ત્રી છાતી તથા નાભિ ઉઘાડી રાખી રસ્તામાં ચાલતી હોય, એક જગ્યાએ બેસતી ન હોય, અને આંખો મિચકારતી મિચકારતી ચંચલ ચિત્તે બજારમાં ચાલતી હોય; તે સ્ત્રીને પારકા પુરુષના પ્રેમમાં આસક્ત જાણવી. આવી સ્ત્રીને એકલી રાખવી નહિ અને તેનો વિશ્વાસ રાખવો નહિ. કારણકે તે બીજા પુરુષના પ્રેમમાં આસક્ત હોવાથી પોતે કદાપિ સુખ પામી શકતી નથી. (૩૧૬–૩૨૧)

જે સ્ત્રીને પિયરમાં મા, બાપ તથા ભાઈ તરફ બહુ પ્રીતિ ન હોય, લજ્જાવાળી હોય તે સ્ત્રી પતિ પ્રત્યે પ્રેમવાળી જાણવી. (૩૨૨)

જે સ્ત્રીના જમણા પગની આંગળીઓ ટૂંકી ને પાસે પાસે હોય, પગનું તળીયું ચાલતાં વાંકુ પડતું હોય, તે સ્ત્રી વહેલી વિધવા થશે તેમ જાણવું. (૩૨૩)

જે સ્ત્રી બહુ કાળી તથા બહુ ગોરી ન હોય, જે સ્ત્રીનું શરીર કોમળ હોય, જેનાં વચનો મીઠાં હોય, જે બહુ ઠીંગણી તથા બહુ ઊંચી ન હોય, જેનું મુખ કમલ તથા આંખો સુંદર હોય, જેની ગરદન સરખી હોય, જેની કેડ પાતળી હોય, જે સ્ત્રીને ઉંઘ થોડી હોય, જેનો ખોરાક પણ થોડો હોય, જે સ્ત્રીના નેત્ર, નખ તથા ઓષ્ઠ લાલ હોય, જે સ્ત્રીના હાથ તથા પગના તળીયાં કમલ જેવા રાતા તથા ઉત્તમ લક્ષણ સહિત હોય, જે સ્ત્રીના દાંતની પંક્તિ સરખી હોય, જેના ઓષ્ઠ રાતા પરવાળા જેવા હોય, જે

સ્ત્રીનો કંઠ મધુર હોય, તે ઉત્તમ સ્ત્રી ધર્મ, કામ અને અર્થની વૃદ્ધિ કરનારી જાણવી. (૩૨૪–૩૨૭)

ઉપર પ્રમાણેના ઉત્તમ લક્ષણવાળી કન્યા જોઇને પરણવું જોઇએ, નહિતર લગ્ન ન કરવું જોઇએ. (૩૨૮)

મોટા સ્તનવાળી, દુબળી, પીળા લોચનવાળી, લાંબા લોચનવાળી, તથા મોટા મુખવાળી, જેની જંઘા પર ઘણી રોમરાજી હોય, જે રાતદિવસ ખાખા કરતી હોય, જે ચાલતાં નીચી ગરદન રાખી ચાલતી હોય, જેના ગાલમાં હસતી વખતે ખાડા પડતા હોય, જેના દાંત છૂટા છૂટા હોય, તેવી સ્ત્રીને સારા માણસે તજી દેવી જોઇએ. એમ વિચાર કરીને કવિ નરબદ કહે છે. (૩૨૯–૩૪)

જે સ્ત્રીના જમણા પગના અંગૂઠાની પાસેની આંગળી બહુ ટૂંકી ને બહુ જાડી હોય, તે સ્ત્રીને વ્યભિચારી જાણવી. આવી ખોડવાળી સ્ત્રીનો પતિ વહેલો મરે છે. (૩૩૫–૩૩૬)

જે સ્ત્રીના પગલાં સીધાં પડતાં હોય, જે સ્ત્રીના ખભા સરખા હોય, જે સ્ત્રીની ગરદન લાંબી હોય, હૃદય આગળ પડતું હોય, સ્તન સરખા બરોબર બેસતા હોય, જે બહુ ગોરી તેમજ બહુ કાળી ન હોય, જે કંઇક રાતા વર્ણવાળી હોય, જેનો અવાજ કોયલ જેવો હોય, તે સ્ત્રીને ઉત્તમ જાણવી. આવી સ્ત્રી પોતાના પતિને સુખ આપનારી અને બલવાન પુત્રને જન્મ આપનારી જાણવી. ભાગ્યવશાત્ આવી ઉત્તમ સ્ત્રીને ક્રોધી, ખરાબ અને ક્ષુધાતુર, નિર્ધન અને લાજ વગરનો પતિ પણ મળ્યો હોય તોપણ તે તેને છોડતી નથી (૩૩૭–૩૩૯)

કેટલાક કવિઓ વિચાર કરીને કહે છે કે–યુવાન સ્ત્રીનો કદાપિ કાળે વિશ્વાસ કરવો નહિ. કારણ કે–" નવોઢા સ્ત્રીનો હાથ પકડીને, તેનું મસ્તક ખોળામાં લઈ ને, બાથભીડીને, પાસે સૂઆડો તો પણ તે વશ નથી થતી. કોઈક વિરલ પુરુષને જ નવોઢા સ્ત્રી સુખ આપે છે. કવિ નરબદ કહે છે કે–જે પુરુષ હાથમાં પારો

રાખી શકે તે પુરુષને નવોઢા સ્ત્રી વશ રહે છે. અર્થાત્ જેવી રીતે પારો હાથમાં રહી શકતો નથી, તેવી જ રીતે નવોઢા સ્ત્રી વશ રહેતી નથી." (૩૪૦–૩૪૪)

વળી કવિ નરબદ કહે છે કે—જેવી રીતે સર્પને દૂધ પીવડાવીને મોટો કર્યો હોય, અને વાઘના નાનાં બચ્ચાંને ખવડાવી પીવડાવી મોટું કર્યું હોય, છતાં જો તેનો વિશ્વાસ રાખીને છૂટા મૂકવામાં આવે તો પાળી પોષીને મોટા કરનારને સર્પ પહેલો કરડે, અને વિકાળ થએલો વાઘ પાલણહારને પેલો ખાઈ જાય છે. તેવી રીતે મદમત્ત સ્ત્રીને છૂટી મૂકવામાં આવે તો તે ખરાબ સોબત મલવાથી બગડી જાય છે. તેથી ડાહ્યા માણસોએ નવોઢા સ્ત્રીને ગુપ્ત વાત કહેવી નહિ. કારણ કે કોઈક વખત તે વાત બહાર આવવાથી મરણ સુધી ઊભો થવાનો સંભવ રહે છે તે માટે હૃદયની ગુપ્ત વાતો સ્ત્રીને કહેવી નહિ, અને તેને છૂટી મેલવી નહિ હવે નરબદ કવિ સ્ત્રી સંયોગનું વર્ણન કરે છે. (૩૪૫–૩૪૮)

સ્ત્રીઓને વશ કરવાના ઉપાયો—

દેશ, કાલ, બાલા, યોવના, પ્રૌઢા અને વૃદ્ધા વગેરે અવસ્થાઓ જોઈ, ઋતુ વગેરે જોઈ સ્ત્રીનું સેવન કરવું જોઇએ. અવસર જોયા વગર સ્ત્રી ભોગવવાથી શરીરમાં રોગો તાત્કાલિક ઉત્પન્ન થાય છે. (૩૪૯–૩૫૧)

પંડીત પુરુષો કહે છે કે—તરૂણ સ્ત્રી ભોગને યોગ્ય છે. યુવાન સ્ત્રી સાથે અવસર જોઈને યોવનનો રસ ચાખવો જોઇએ. (૩૫૨)

પચાસ વર્ષ ઉપરની સ્ત્રી વૃદ્ધાપણું પામતી હોવાથી તે ભોગ માટે વર્જિત જાણવી. કારણ કે તે ઉંમરે પાન પણ ખાવું તેણીને શોભતું નથી (૩૫૩–૩૫૪)

તરૂણ સ્ત્રી વિવિધ પ્રકારનાં વસ્ત્રો તથા આભૂષણો આપવાથી

વશ થાય છે. અને આલિંગન તથા ચુંબનથી પ્રૌઢા સ્ત્રી વશ થાય છે. (૩૫૩-૩૫૬)

સ્ત્રી સેવન માટે યોગ્ય ઋતુઓ—

વિશ્વાસ પમાડીને, જેમ તેમ કરી મન મનાવીને, બાલ યૌવના સ્ત્રીનું સેવન શરદ ઋતુમાં કરવું જોઇએ. (૩૫૯-૩૬૦)

હેમંત અને શિશિર ઋતુમાં યોવના અને પ્રોઢા નારીનું સેવન સુખ આપે છે વર્ષા અને વસંત ઋતુમાં પ્રોઢા નારીનું સેવન ઘણું સુખ આપે છે (૩૬૧-૩૬૨)

ગ્રીષ્મ ઋતુમાં સ્ત્રી સેવનનો અવસર નથી. આ ઋતુ સિવાયની ઋતુઓએ બાલયૌવના તથા તરૂણ સ્ત્રી સેવવાથી સુખ પ્રાપ્ત થાય છે. વૃદ્ધા નારીનું સેવન કરવાથી દુઃખ પ્રાપ્ત થાય છે. માટે આ સંસારમાં ઋતુ વગેરે જોઈને સ્ત્રીનું સેવન કરવું જોઈએ. (૩૬૩-૩૬૪)

બાલ યોવના સ્ત્રીની સાથે બેઠાં બેઠાં સમજાવી પટાવીને. તરૂણ-યુવાન સ્ત્રીની સાથે સૂતાં સૂતાં અને ઊંચા સ્થાને બેસાડીને. પ્રૌઢા સ્ત્રી સાથે રતિક્રીડા કરવાથી બનેને સુખની પ્રાપ્તિ થાય છે. (૩૬૫-૩૬૮)

રજસ્વલા સ્ત્રી પ્રથમ ત્રણ દિવસ માટે વર્જ્ય છે. ગર્ભિણી સ્ત્રી પણ છ મહિનાનો ગર્ભ થયા પછી વર્જ્ય છે. (૩૬૯-૩૭૧)

કોકદેવ રાજાને કહે છે કે—હે રાજન્ ! જગત્માં વિવિધ જાતિનાં રત્નો છે. કોઈક ઉત્તમ અને કોઈક મધ્યમ ગુણવાળા છે. તેમ સ્ત્રીઓ બધી સરખી હોતી નથી. અને પુરુષ કહેવાથી બધા પુરુષ સરખા હોતા નથી ઉત્તમ લક્ષણ જોઈ ને સંબંધ બાંધવો જોઈએ, જેથી પાછળ પસ્તાવું પડે નહિ. કારણ કે જેમ પટોળું ફાટી જાય છે પરંતુ તેના ઉપરની ભાત જતી રહેતી નથી, તેવીજ રીતે ઉત્તમ સ્ત્રી પુરુષનો સંબંધ છૂટતો નથી (૩૭૨-૩૭૪)

આ પ્રમાણે કોકદેવે ભૈરવસેન રાજાને આનંદપૂર્વક સ્ત્રી લક્ષણુ નામનો બીજો અધિકાર સંભળાવ્યો. (૩૭૫) કવિ નરબદ કહે છે કે કોકશાસ્ત્રના જુદા જુદા પ્રકારના દશ અધિકારો પૈકીનો આ બીજો અધિકાર સંપૂર્ણ થયો. (૩૭૬)

ઇતિ શ્રીમદ્ જૈનાચાર્ય શ્રી નરબુદાચાર્ય વિરચિત કોકશાસ્ત્ર નામના ગ્રંથનો સ્ત્રીલક્ષણુ વર્ણન નામનો બીજો અધિકાર સમાપ્ત ॥ ૨ ॥

# ત્રીજો અધિકાર

કવિ મંગલાચરણુમાં દેવી સરસ્વતીને નમસ્કાર કરીને સજ્જન માણુસોના ઉપકાર માટે કોકચોપઈની રચના કરતાં કહે છે કે-(૩૭૭-૩૭૮)

કોકદેવ ભૈરવસેન રાજાની આગળ વાર્તા આગળ ચલાવતાં કહે છે—'હે રાજન્! સ્ત્રીના શરીરમાં કામદેવ કયા સ્થાનમાં રહે છે, સ્ત્રી પુરુષનો સંગ કઈ રીતે ઇચ્છે છે, તથા સ્ત્રી દ્રવવાના ઉપાય કામશાસ્ત્રના આધારે હું કહું છું તે સાંભળો.' (૩૭૯-૮૧)

**સ્ત્રીના શરીરમાં કંદર્પનાં સ્થાનોનું વર્ણન:—**

અજવાળી એકમથી સ્ત્રીનો કંદર્પ દિન પર દિન ડાબા પગના અંગૂઠેથી વધતો વધતો ઉપર ચઢે છે. બીજના દિવસે પગના તળીયે, ત્રીજના દિવસે પગની એડીમાં, ચોથના દિવસે ઢીંચણુના મૂળમાં, પાંચમના દિવસે જંઘામાં, છઠના દિવસે જંઘાના મૂળમાં, સાતમના દિવસે યોનિમાં, આઠમના દિવસે નાભિમાં, નોમના દિવસે સ્તનના મૂળમાં, દશમના દિવસે કંઠે, અગિયારશના દિવસે નીચેના હોઠમાં, બારશના દિવસે કંઠમાં, તેરશના દિવસે લમણુામાં, ચોદશના દિવસે કપાળમાં અને પૂર્ણિમાના દિવસે તાળવામાં કંદર્પ રહે છે. (૩૮૨-૩૮૬)

અજવાળી એકમથી કંદર્પ ઉપર ચઢે છે અને જમણા અંગે ઊતરે છે. અંધારા પખવાડીયામાં જમણા પગના અંગૂઠેથી ચઢે છે. કોઇક વખત કંદર્પ વધે છે અને કોઈક વખત ઘટે પણ છે. (૩૮૭–૩૮૮)

વળી કેટલાકના મતે કંદર્પ સ્ત્રીને ઋતુસ્નાન કર્યા પછી વધે છે. અર્થાત્ જે દિવસે ઋતુસ્નાન કરે તે દિવસથી ડાબા પગના અંગૂઠેથી કંદર્પ ઉપર પ્રમાણે રહે છે. (૩૮૯–૩૯૧)

વળી દિવસમાં સ્ત્રીને કંદર્પ કયા સ્થાનમાં રહે છે, તે જણાવતાં કવિ કહે છે કે–પહેલા ચોઘડીએ અંગૂઠે, બીજા ચોઘડીએ ઘુંટણમાં, ત્રીજા ચોઘડીએ ઢીંચણે, ચોથા ચોઘડીએ જંઘાના મૂળમાં, પાંચમા ચોઘડીએ સ્તનના મૂળમાં, છઠા ચોઘડીએ ખભાના મૂળમાં, સાતમા ચોઘડીએ કાનના મૂળમાં, આઠમા ચોઘડીએ લમણાના મૂળમાં, નવમામાં ડાબા લમણે અને દશમા ચોઘડીએ જમણા લમણે. અગિયારમા ચોઘડીએ ડાબા સ્તનમાં અને બારમા ચોઘડીએ જમણા સ્તનમાં, તેરમા ચોઘડીએ કમ્મરમાં, ચૌદમા ચોઘડીએ જમણા ઢીંચણમાં, પંદરમે જમણા પગના તળીએ અને સોળમા ચોઘડીએ કંદર્પ જમણા પગને અંગૂઠે વાસ કરે છે. (૩૯૨–૩૯૯)

જે તિથિએ જ્યાં પહેલો વાસ કહ્યો ત્યાં પહેલા ચોઘડીએ કંદર્પનો વાસ જાણવો અને પછી ત્યાંથી દરેક ચોઘડીએ ફરતો રહે છે. આ પ્રમાણે આખો દિવસ કંદર્પ શરીરમાં ચઢ ઉતર વાસ કરે છે. (૪૦૦–૪૦૧)

## કંદર્પ જાગૃત કરવાના ઉપાયોઃ—

"ઓષ્ઠ ઉપર આલિંગનપૂર્વક ચુંબન, યોનિ અને સ્તનનું મર્દન, નખક્ષત, તથા સ્તન, વાળ અને કાનને પકડવા, તેમજ પોતાનું હાસ્ય, જીભ, કંઠ અને અધરને પકડવા–એ દશ ભેદો બાહ્ય રતિક્રીડાના કહેલા છે." (૪૦૨–૪૦૩)

સ્તનના, ગરદનના અને ડીંચણના મૂળમાં નખક્ષત કરવાથી; હોઠ, અને ગાલને ચાટવાથી, આંખો તથા કપાળે ચુંબન કરવાથી, લમણે અજાગ્રાલવાથી, ઘુંટણ, જંઘા, નાભિ અને હૃદય અન્યોન્ય-ના ઘસવાથી, વાળ પકડવાથી અને તાળવાને પંપાળવાથી સ્ત્રીનો કંદર્પ જાગૃત થાય છે. આ પ્રમાણે કંદર્પ જાગૃત કરીને સ્ત્રી સાથે સંભોગ કરવાથી નારીને તત્કાલ દ્રાવ થાય છે. (૪૦૪–૪૦૬)

રતિરહસ્ય ગ્રંથમાં કહ્યું છે કે:–"કામી પુરુષો (સ્ત્રીના) મસ્તકના વાળ, ભાલ પ્રદેશ અને આંખોને ગ્રહણ કરે છે. ઓષ્ઠનું ચુંબન કરે છે. દાંતથી ઓષ્ઠ તેમજ શરીરને પીડે છે અને ગળા પર ચુંબન કરે છે કાખમાં તેમજ કંઠમાં નખ વડે લખે છે અને સ્તનને મજબુત રીતે પકડે છે. મુઠીથી છાતીમાં પ્રહાર કરે છે અને નાભિપ્રદેશ પર ધીમેથી ચપેટા મારે છે.

"હરિ, બ્રહ્મા અને મહેશ એકાર અને ઓકારયુક્ત હોય છે. અને કામદેવનાં બાણ પાંચ હોય છે એવી પ્રસિદ્ધિ છે. તેમનાં લક્ષણો. ૧ હૃદય, ૨ સ્તન, ૩ આંખ, ૪ મસ્તક અને ૫ ગુહ્ય પ્રદેશ એ પાંચ અનુક્રમે છે આ સ્થાનોને વિશે વારંવાર પોતાની આંખરૂપી ધનુષમાંથી પ્રેરિત જાજ્વલ્યમાન અગ્નિ સરખાં તે બાણો વડે સુંદરીઓને કામની ધારા સ્વરૂપ બિંદુઓ સ્ફુરે છે.

"હૃદયમાં અરુણવર્ણી કમળ, સ્તનમાં આમ્ર, આંખમાં અશોક, મસ્તકમાં શિરીષ અને યોનિમાં કમલ–એ પાંચ બાણો હોય છે." (૪૦૭–૪૦૯)

સોળ વરસની સ્ત્રી બાલ યૌવના કહેવાય છે. આ બાલ યૌવનાને આલિંગન, ચુંબન કરવાથી અને સ્તન મર્દન કરવાથી કંદર્પ જાગે છે. ત્રીસ વરસ સુધીની સ્ત્રીને સ્તન પર નખક્ષત કરવાથી અને આલિંગન કરવાથી કંદર્પ જાગે છે. સારી સારી વાતો કરવાથી અને મધુર ગાયનો ગાવાથી પ્રૌઢા સ્ત્રીનો કંદર્પ જાગે છે જ્યાંસુધી સ્ત્રીને કંદર્પ જાગે નહિ, ત્યાંસુધી તેણીને દ્રાવ થતો નથી. અને જ્યાં સુધી સ્ત્રીને દ્રાવ થાય નહિ, ત્યાં સુધી સંભોગ સુખની પ્રાપ્તિ થતી નથી (૪૧૦–૪૧૨)

## સ્ત્રી દ્રવવાનો ઉપાયઃ—

સ્ત્રીને દ્રાવ થવાનો એક ઉપાય હું કહું છું. સ્ત્રીને એક ક્ષણ આલિંગન કરીને હૃદય સાથે દાબીને ચુંબન કરો, પછી જોરથી સ્તનનું મર્દન કરીને પેટ પર નખથી ખંજૂઆળો, ત્યારપછી ગળામાં હાથ ઘાલીને જેમ બાળકને બાથ ભીડીએ છીએ તેમ બાથ ભીડીને, સ્ત્રીને નાગી કરીને તે દિવસે કંદર્પનો જ્યાં વાસો હોય તે સ્થાનેથી કંદર્પ જગાડીને, પુરુષે સ્ત્રીના કંદર્પ સ્થાનમાં પોતાનું લિંગ જાગ્રત કરીને અડધું બહાર રહે અને અડધું અંદર રહે તેવી રીતે મૂકીને, ધીમેધીમે સંભોગ કરવાથી સ્ત્રીનો કંદર્પ બરાબર જાગ્રત થાય છે. પછી લિંગ ધીમેધીમે સ્ત્રીના ગળા પર હાથ રાખીને યોનિમાં દાખલ કરવું. આ પ્રમાણે સંભોગ કરતાં કરતાં, વચમાં ચુંબન કરતાં કરતાં હૃદય સાથે દબાવીને પ્રેમ કરવાથી સ્ત્રીને તત્કાલ દ્રાવ થાય છે. અને દ્રવિત થએલી સ્ત્રી સંતોષ પામીને આશિષ આપે છે. કોકદેવે રાજાને કહેલો આ ઉપાડો અર્થ કવિ કહે છે કે મેં પોતે અનુભવ કરીને કહ્યો છે. (૪૧૩–૪૨૦)

## સ્ત્રી સંભોગને યોગ્ય સમય અને તિથિ—

બીજ, ચોથ અને પાંચમે ચિત્રિણી, નોમ, ચૌદશ અને પૂનમે હસ્તિની, પડવે, ત્રીજ, અગિયારશ અને તેરશે શંખિની અને સઘળી તિથિઓ પદ્મિનીની સાથે સંભોગ કરવાથી સુખની પ્રાપ્તિ થાય છે. (૪૨૧–૪૨૩)

રાત્રિના પહેલા પહોરે ચિત્રિણી, બીજા પહોરે હસ્તિની, ત્રીજા પહોરે શંખિની અને ચોથા પહોરે પદ્મિની સાથે સંભોગ કરવાથી સુખની પ્રાપ્તિ થાય છે. તેથી અવસર જોઈને પુરુષે સ્ત્રી સાથે સંભોગ કરવો જોઈએ (૪૨૪–૪૨૫) કહ્યું છે કેઃ-

"ચિત્રિણી મધ્ય રાત્રે રતિક્રીડા માટે જાય છે. હસ્તિની રાત્રિના તથા દિવસના બીજા પહોરે સંભોગની ઈચ્છા કરે છે. શંખિની સ્ત્રી ત્રીજા પહોરે અને પદ્મિની સ્ત્રી ચોથા પહોરે પોતાના પતિ સાથે રતિક્રીડા કરે છે.

"પદ્માસનથી પદ્મિની, વેણુદારિત આસનથી શંખિની, સ્કંદપાદયુગલ આસનથી હસ્તિની અને નગ્ન થઈને રતિક્રીડા કરવાની ચિત્રિણી ઇચ્છા કરે છે. (૪૨૧–૪૨૮)

**પંદર તિથિઓએ સ્ત્રી દ્રાવણના ઉપાય:—**

પ્રથમ તિથિ એકમના દિવસે સ્ત્રી સાથે સંભોગ કરતાં, કંઠે આલિંગન દેવાથી, કપાળે ચુંબન કરવાથી તથા પડખામાં નખક્ષત દેવાથી; અંગુઠાથી અંગુઠો દબાવવાથી અને જંઘાએ કરીને જંઘા ઘસવાથી સ્ત્રીને દ્રાવ થાય છે. બીજના દિવસે સ્તન મર્દન કરવાથી નેત્ર અને ગાલે ચુંબન કરવાથી, મુખમાં ઓષ્ઠ ગ્રહણ કરીને અધરામૃતનું પાન કરવાથી, કૂખની નીચેના ભાગમાં નખક્ષત દઈને ગાઢ આલિંગન દેવાથી સ્ત્રીને તતકાલ દ્રાવ થાય છે, અને સ્ત્રી બહુ જ સુખ પામે છે. ત્રીજના દિવસે જોરથી સ્તન મર્દન કરીને, બગલમાં નખક્ષત દેતાં અધરામૃતનું પાન કરવાથી સ્ત્રીને તતક્ષણ દ્રાવ થાય છે. ચોથના દિવસે આલિંગન દેઈને જોરથી હાથે સ્તન મર્દન કરવાથી, તથા ડાબી કૂખે નખક્ષત દઈને અધરામૃતનું પાન કરતાં કરતાં જુદા જુદા આસનોથી સંભોગ કરવાથી સ્ત્રીને દ્રાવ સુખે કરીને થાય છે. પાંચમના દિવસે કેશ પકડીને, અધર પ્રદેશે ચુંબન કરવાથી તથા સ્તનની બીંટડી ઉપર નખક્ષત કરવાથી તતક્ષણ સ્ત્રી દ્રવે છે છઠના દિવસે આલિંગન દઇને, દાંતની વચ્ચે અધરોષ્ઠને બરાબર જકડીને નાભિ ઉપર થાપટ મારવાથી સ્ત્રીને દ્રાવ થાય છે. સાતમના દિવસે યોનિ ઉપર હાથ રાખીને, નાભિપ્રદેશ પંપાળતાં પંપાળતાં, અધરામૃતનું પાન કરીને કૂખ, હૃદય અને કપોલ પર નખક્ષત દેતાં કવિ નરબદ કહે છે કે સ્ત્રીને દ્રાવ થવાથી તે સુખ પામે છે. (૪૨૯–૪૩૯)

આઠમના દિવસે ગળાને આલિંગન દઈને નાભિપ્રદેશ પર જોરથી નખ દેવાથી, દાંતથી ઓષ્ઠ પકડી રાખવાથી, સ્તનનું જોરથી મર્દન કરવાથી અને વારે વારે ગાલે ચુંબન કરવાથી, હસીને હાથે તાલી દેવાથી તથા સમાસને સંભોગ કરવાથી,

સ્ત્રીને તુરત જ દ્રાવ થાય છે. **નોમના** દિવસે નાભિએ સ્પર્શ કરવાથી, દાંતની વચ્ચે અધરોષ્ઠને પકડી રાખવાથી, યોનિનું મર્દન કરવાથી, નેત્ર અને કપાળે ચુંબન કરવાથી સ્ત્રીને દ્રાવ થાય છે. **દશમના** દિવસે લલાટે ચુંબન કરવાથી, ગરદન પર વારે વારે નખ દેવાથી, ડાબા હાથે બાથ ભીડીને, જમણા હાથે સ્તન દબાવીને, હૈયે હૈયું મેળવી, હોઠ દાંતથી પકડવાથી બાલા તથા યૌવના સ્ત્રીની ચંદ્રકલા જાગ્રત થાય છે. અને તતકાલ તેણીને દ્રાવ થાય છે. **અગિયારશે** ગળે નખક્ષત દઈને સાતવાર ગાઢ આલિંગન દઈને, જોરથી અધરામૃતનું પાન કરતાંની સાથે જ સ્ત્રીને દ્રાવ થાય છે. **બારશના** દિવસે ગાઢ આલિંગન દઈને, ગાલ તથા નિલાડે ચુંબન કરીને નજરેનજર મેળવતાં જ સ્ત્રીને દ્રાવ થાય છે. **તેરસના** દિવસે કપોલે ચુંબન કરીને, સ્ત્રીને બોલાવવાથી અને તે જ વખતે કુચ મર્દન કરવાથી સ્ત્રી તતક્ષણ દ્રવે છે. **ચૌદશના** દિવસે કામવશ થએલી સ્ત્રીને ગાઢ આલિંગન દઈ ને, સ્તન જોરથી દબાવીને, મુખે ચુંબન કરવાથી સ્ત્રી તરત દ્રવે છે. **પૂનમના** દિવસે પૂર્ણ ચંદ્ર હોવાથી સ્ત્રીના મસ્તકે કામદેવનો વાસ હોય છે. સ્ત્રીના કેશ પકડીને, ડોક નમાવી મુખ, ગાલ તથા લમણે ચુંબન કરવાથી, અધરામૃતનું પાન કરતાં કરતાં, બધાં ભોગના ઉપાયો અજમાવીને, જોરથી સંભોગ કરવાથી સ્ત્રીને દ્રાવ થાય છે અને તેણી સુખ પામે છે. (૪૪૦–૪૫૦)

કોકદેવ રાજાને કહે છે કે દરેક તિથિએ જુદી જુદી કંદર્પની ગતિ હોવાથી તેના ભેદ ઉપર પ્રમાણે જાણવા. (૪૫૧) કહ્યું છે કે:—
" આ પ્રમાણે આખા શરીરમાં કામ તિથિ ક્રમથી વાસ કરે છે. પુરુષને જમણે અને સ્ત્રીને ડાબે પડખે તેમજ વિપરીત રીતે એટલે પુરુષને શુકલપક્ષમાં અને સ્ત્રીને કૃષ્ણપક્ષમાં કામની સ્થિતિ વર્તે છે. " (૪૫૨)

અજવાળીયામાં સ્ત્રીને ડાબે પડખે અને અંધારિયામાં જમણી બાજુ કામનો વાસ હોય છે. અજવાળીયામાં પુરુષને જમણી બાજુ અને અંધારિયામાં ડાબી બાજુ કામનો વાસ હોય છે. (૪૫૩–૪૫૪)

કોકદેવ ભૈરવસેનને કહે છે કે જે પુરુષ કામના વાસને જાણતો નથી તે પુરુષ સ્ત્રીને શી રીતે વલ્લભ હોય ? કોકદેવે સ્ત્રીને મળવાના જે પ્રકારો બતાવ્યા તે ચતુર માણસ સમજી લેશે અને તે પ્રમાણે વર્તશે (૪૫૫-૪૫૬)

શ્રી નરભદ કવિ કહે છે કે-કોકચોપાઈ ના દશ અધિકારો પૈકીનો આ ત્રીજો પ્રકાર સંપૂર્ણ થયો તે શ્રોતાજનો સાંભળો. (૪૫૭)

શ્રી જૈનાચાર્ય શ્રીનરબુદાચાર્ય વિરચિત કોકશાસ્ત્ર નામના ગ્રંથનો કંદર્પનિવાસ નામનો ત્રીજો અધિકાર સમાપ્ત ॥ ૩ ॥

# ચોથો અધિકાર

મંગલાચરણમાં કવિ રક્ષણ કરનારી માતંગી દેવી તથા વાણીને આપનારી સરસ્વતી દેવીને નમસ્કાર કરીને ચોથો પ્રકાર કહે છે. (૪૫૯)

કોકદેવ કહે છે કે—હે રાજન્ ! સાંભળો. સ્ત્રીના ચરિત્રનો વિચાર ન કરશો, સ્ત્રી સંભોગના ઘણા ભેદ છે. અને તે પાંચમો વેદ સમજવો. કઈ સ્ત્રી કયા પુરુષ સાથે કેવી રીતે સંભોગ કરે તો બંનેની ઇચ્છા તૃપ્ત થાય, તે સમજાવવા હું સ્ત્રીના કમલની સ્થિતિનું વર્ણન કરીશ. (૪૬૦-૪૬૨)

કોકદેવ કહે છે કે, સ્ત્રી અને પુરુષના ત્રણ પ્રકાર છે, તે વિગતવાર હું જુદા જુદા કહું છું તે હે રાજન્ ! તમે સાંભળો. (૪૬૩)

**યોનિ તથા લિંગના પ્રકારો:—**

યોનિ ત્રણ પ્રકારની હોય છે. યોનિ મુખ આગળથી છ

આંગળ દૂર હોય તે ઉત્તમ પ્રકારની, નવ આંગળ દૂર હોય તે મધ્યમ પ્રકારની અને બાર આંગળ દૂર કમલ હોય તે અધમ પ્રકારની યોનિ કહેવાય છે. પુરુષનું લિંગ જેટલું લાંબું હોય તેટલી જ યોનિ હોય તો તે ઉત્તમ કહેવાય છે. યોનિ મુખથી કમલ છ આંગળ દૂર હોય અને નવ આંગલ લિંગ હોય તો સ્ત્રીને સંતોષ થતો નથી. તેવી જ રીતે પુરુષનું લિંગ છ આંગળ લાંબું હોય અને સ્ત્રીનું કમલ નવ આંગળ દૂર હોય તો પુરુષને સંતોષ થતો નથી. લિંગ અથવા યોનિ નાનાં મોટાં હોય તો એક બીજાને સુખ પ્રાપ્ત થતું નથી. (૪૬૪–૪૬૯)

### યોનિનું માપ લેવા માટેની રીતઃ—

સુંવાળો રેશમનો એક દોરો લઈને તેના ઉપર માખણ ચોપડીને યોનિમાં ધીમે ધીમે પેસારતાં, જ્યાં સુધી દુઃખે ત્યાં સુધી પેસારીને તે દોરો બહાર કાઢી નાખીને આંગળા ભરવાથી યોનિનું માપ લઈ શકાય છે. (૪૭૦–૪૭૨) માપ લેતાં સ્ત્રીની યોનિ તથા પુરુષનું લિંગ સરખાં હોય તો સંભોગથી બંનેને સુખ ઉપજે છે. બાર વર્ષ સુધી સ્ત્રીનું કમલ આખું હોય છે. તેથી બાર વર્ષ સુધી સ્ત્રી સાથે સંભોગ કરવાથી તતક્ષણ રોગ ઉત્પન્ન થાય છે. બાર વર્ષ પછી કમલ ફાટે છે. ત્યારપછી સંભોગ કરવો જોઈએ. (૪૭૩–૪૭૫)

### પુરુષની ચાર જાતિઃ—

૧ શશક–સસલો, ૨ મૃગ–હરણ, ૩ વૃષભ–બળદ અને ૪ અશ્વ–ઘોડો. આ ચાર જાતિના પુરુષનું હું અનુક્રમે વર્ણન કહું છું (૪૭૬–૪૭૮)

ગાયનકળામાં પ્રવીણ, સ્ત્રીને વશ, છ આંગળના લિંગવાળો, પુરુષ સસલા જાતિનો સૌથી ઉત્તમ છે. (૪૭૯–૪૮૦)

સત્યવાદી, ધાર્મિક, પ્રિય વચન બોલનાર, રૂપવાન અને આઠ આંગળના લિંગવાળો, મૃગ પુરુષ મધ્યમ જાતિનો છે. (૪૮૧–૪૮૨)

પરોપકારમાં તત્પર, સ્ત્રીથી જિતાયેલો વાયુ પ્રકૃતિવાળો, સુખી, દશ આંગળના લિંગવાળો વૃષભ પુરુષ અધમ જાતિનો છે. (૪૮૩–૪૮૪)

લાકડાની માફક શરીરવાળો, નિષ્ઠુર, જૂઠું બોલનારો, બાર આંગળના લિંગવાળો અશ્વ પુરુષ અધમાધમ જાતિનો છે. (૪૮૫–૪૮૬)

લિંગના બે પ્રકાર:—

એક સાંબેલા જેવું અને બીજું વાંસના અંકુશ જેવું–જાડું લિંગ મુષલ જેવું અને લાંબું વાંસના અંકુશ જેવું કહેલું છે. (૪૮૭–૪૮૮)

યોનિના પ્રકાર:—

૧ કાચબાની પીઠ જેવી, ૨ હાથીના ગંડસ્થલ જેવી, ૩ કમલના જેવી ગોળ, ૪ નાભિના જેવી સરખી, ૫ રોમ વિનાની, અને ૬ પહોળી–આ પ્રમાણે છ જાતની યોનિ જે સ્ત્રીને હોય છે, તે સ્ત્રી સૌભાગ્યવંતી જાણવી. (૪૮૯–૪૯૧) રસમંજરીમાં યોનિ પાંચ પ્રકારની કહી છે:—૧ કાચબાની પીઠ જેવી, ૨ હાથીના ગંડસ્થલ જેવી, ૩ કમલના જેવી સુગંધવાળી, ૪ રોમ વિનાની અને ૫ અત્યંત વિસ્તીર્ણ." (૪૯૨)

યોનિના દોષ:—

કામશાસ્ત્રના જાણકારોએ યોનિના ચાર દોષો કહેલા છે. શીતલ, અત્યંત નીચી, અત્યંત ઊંચી અને ગાયની જીભ જેવી જે કાઠી–કઠીન હોય તે. (૪૯૩–૪૯૪)

પદ્મિની સાથે શશક પુરુષ, ચિત્રિણી સાથે મૃગ પુરુષ, શંખિની સાથે વૃષભ પુરુષ અને હસ્તિની સાથે અશ્વ પુરુષનો સંયોગ બરાબર છે. સરખે સરખા યોગે રતિક્રીડા કરે તો સમાન સુખ પામે. પરંતુ ઉચ્ચ જાતિ નીચ કે અત્યંત નીચ સાથે તેમજ નીચ જાતિ સાથે ઉચ્ચનો યોગ તજવો જોઇએ. (૪૯૫–૪૯૮)

## કોકદેવનું પરદેશ પ્રયાણ:—

કોકદેવની આ વાત સાંભળીને રાજાના મનમાં ખેદ ઉત્પન્ન થયો કે મારા ઘેર મોટા મોટા રાજાઓની કુંવરીઓ છે, પરંતુ તેઓ કામશાસ્ત્રની જાણકાર નથી. તેથી રાજા કોકદેવને કહેવા લાગ્યો કે તું પાંચ કરોડ સોનામહોર લઈ ને, છ મહિના પરદેશ ફરીને, મારા માટે કામશાસ્ત્રની જાણકાર સ્ત્રી લાવી આપ. (૪૯૯–૫૦૫)

રાજાના વચનનો સ્વીકાર કરીને કોકદેવ ઘેર આવ્યો. ઘેરથી સ્ત્રીની રજા લઈ ને, પાંચ ક્રોડ સોનૈયા, હાથી, ઘોડા, રથ અને માણસો લઈ ને, પરદેશ રવાના થયો. રાજકારભાર પ્રધાનોને સોંપીને ભૈરવસેન રાજમહેલમાં ગયા અને કોકદેવ કામશાસ્ત્રની જાણકાર સુંદર સ્ત્રી લઈ ને આવવાની રાહ જોવા લાગ્યા. (૫૦૬–૫૧૧)

કોકદેવે મુસાફરી કરતાં કરતાં માલવા, ખાનદેશ, વૈરાટ, મરહટ, કર્ણાટક, સ્ત્રીઆ રાજ્ય વગેરે પ્રદેશો જોયા. પરંતુ રાજાને યોગ્ય સ્ત્રી તેમના જોવામાં ન આવી આખરે ગૂજરાત થઈ ને સોરઠ આવ્યા. સોરઠમાંથી એકેક કરોડ સોનૈયા ખર્ચીને, જાણે બ્રહ્માએ સાક્ષાત્ મદનપૂતલી ન ઘડી હોય તેવી, જાણે શ્રીકૃષ્ણની ગોપિકા હોય તેવી, બાલ યૌવના બે સ્ત્રીઓ રાજા માટે ખરીદી. આ બંને યુવતિઓની વાણી મધુરી હતી, સઘળી જાતના હાવભાવની તથા ચોરાસી આસનની જાણકાર હતી. વળી ભરત નાટ્યશાસ્ત્રના નૃત્યના ભેદો તથા પિંગલશાસ્ત્રની જાણકાર હતી. કોકદેવ આ બંને સ્ત્રીઓ સાથે કેટલાએક દિવસ ત્યાં સોરઠમાં જ રહ્યા. રાજાનું દ્રવ્ય ખાઈ જવાથી તે ગુસ્સે થશે તેવી દરકાર કર્યા વિના, રાજાએ આપેલું સઘળું દ્રવ્ય ખાવા પીવામાં ખરચી નાખ્યું; અને યુવાનીનો લહાવો લીધો. યુવાની વીતી ગયા પછી ફરી ફરી યૌવન આવતું નથી એવો વિચાર કરીને, ઘણા દિવસ સુધી બંને સોરઠ દેશની સ્ત્રીઓ સાથે ભોગ ભોગવીને, વિષમ માર્ગો ઓળંગીને, બંને સ્ત્રીઓ સાથે કોકદેવ

રણુથંભર આવી પહોંચ્યો અને રાજા ભરવસેનને મળ્યો. (૫૧૨–૫૨૨)

કોકદેવે રાજાને કહ્યું કે આપે આપેલું દ્રવ્ય ખરચ કરીને આ બે સુંદર સ્ત્રીઓ આપણે માટે લઇ આવ્યો છું. બંને નારીનું રૂપ જોઈને રાજા મનમાં હર્ષ પામ્યો. રાજાનો માનીતો બીજો હંસવીર નામનો પ્રધાન હતો તેને રાજાને કહ્યું કે 'કોકદેવે આ સ્ત્રીઓ ભોગવેલી છે.' રાજાએ પણ સ્ત્રી તરફ જોતાં જ તે વાત સત્ય જાણી. રાજા કહેવા લાગ્યો કે–'કોકદેવ! તેં અવિચારી કામ કર્યું. મારૂં પાંચ કરોડ દ્રવ્ય ખાઈ ગયો અને મિત્રદ્રોહ કરતાં તેં પાછું ફરીને જોયું પણ નહિ?' (૫૨૩–૫૨૮) કહ્યું છે કેઃ– "મિત્રદ્રોહી, કૃતઘ્ન અને વિશ્વાસઘાત કરનારા માણસો ચંદ્ર અને સૂર્ય જયાંસુધી (પૃથ્વી પર) રહે. ત્યાંસુધી નરકે જાય છે." (૫૨૯)

## પંખિણીનું આગમનઃ—

રાજાએ ગુસ્સે થઈને પગમાં લોઢાની બેડી નંખાવીને કોક-દેવને કેદખાનામાં મોકલી આપ્યો. અને સોરઠથી લાવેલી બંને સ્ત્રીઓને રાજમહેલમાં મોકલી આપી. કેટલાએક દિવસ વીતી ગયા પછી એક વખત રાજા ભરવસેન પોતાના વજીરો સાથે સભા ભરીને બેઠા હતા, તે વખતે પૂર્વદેશથી આવેલી એક સોળ વરસની બાલયૌવના પંખિણી નામની યોગિની સભા વચ્ચે આવીને નગ્ન થઇને ઊભી રહી. આ પ્રમાણે પંખિણીને ભરી સભા વચ્ચે નિર્લજ રીતે ઊભેલી જોઈ રાજા તથા સભા પણ વિસ્મય પામી, અને હાહાકાર મચી ગયો. રાજાએ એક પ્રધાનને બોલાવીને કહ્યું કે–" આ સ્ત્રી કોણ છે, કયાંથી આવી છે અને સભા વચ્ચે નગ્ન થઈ કેમ ઊભી રહી છે?" પ્રધાને પૂછવાથી તે સ્ત્રી બોલી કે–' હું પૂર્વ દેશમાંથી આવી છું અને મારૂં નામ પંખિણી યોગિની છે. મારી ઉત્પત્તિ અને માબાપનું નામ પછીથી કહીશ.' (૫૩૦–૫૪૫) વળી તે કહેવા લાગી કેઃ—' રાજા ભરવસેન આદિ સભામાં બેઠેલા બધા પુરુષોમાં પુરુષત્વ હોય તેમ હું માનતી

નથી, બધા પુરુષોને હું તો સ્ત્રી તુલ્ય માનું છું. અને તેથી જ મારે કોણી શરમ રાખવી, આ પ્રમાણે વિચારીને હું નગ્ન ઊભી રહી છું.' (૫૪૬–૫૪૯)

આ વાત સાંભળીને રાજા તથા સભા વિચારમાં પડી ગઈ. વળી રાજાને ચિંતા ઉત્પન્ન થઈ કે, આ પંખિણીને શી રીતે જીતી શકાય. રાજાએ સભા વિસર્જન કરીને પંખિણીને ઉતારો આપ્યો. જેવી રીતે માતો હાથી અંકુશ સહન કરી શકતો નથી, તેવી રીતે સ્ત્રીનું મેણું પુરુષ સહન કરી શકતો નથી. રાજાને ખાતાં પીતાં, બેસતાં કે સૂતાં ચેન પડતું નહિ જોઈને, રાણીએ કારણ પૂછવાં છતાં શરમથી કાંઈ નહિ કહેતાં ચિંતામાં ને ચિંતામાં સવાર પડી. ને બીજા દિવસે સભા ભરાઈ કે પંખિણી આવીને ઊભી રહી. રાજાએ પંખિણીને કહ્યું કે, તમે તમારા ઉતારે જાઓ, અને હું નગરમાં સાદ પડાવું છું. (૫૫૦–૫૫૮)

રાજાએ નગરમાં ઢંઢેરો પીટાવવા માંડયો કે, જે માણસ આ પંખિણીને જીતશે, તેને હું મુખ્ય પ્રધાન કરીને સ્થાપીશ. અને હાથી, ઘોડા તથા ઘણું ધન આપીશ. આ વખતે વરસિંહણી નામની યોગિણી કે જે, પંખિણી યોગિનીની ગુરુ હતી તે સભામાં આવીને ભૈરવસેન રાજાને કહેવા લાગી કે, આ પંખિણી બધે પ્રખ્યાત છે. આ પંખિણીને જે કોઈ પુરુષ કામશાસ્ત્રમાં વર્ણવેલાં સ્ત્રીનાં સઘળાં લક્ષણોનો જાણકાર હશે, તે વીર પુરુષ જીતી શકશે. બીજી બધી વાત સહેલી છે, પરંતુ પંખિણીને જીતવી મુશ્કેલ છે. આ વાત સાંભળતાં જ રાજા ચમકયો અને તરત જ કામશાસ્ત્રના જાણકાર તરીકે કોકદેવ યાદ આવ્યો. વરસિંહણી યોગિણીએ, અને આખી સભાએ પણ આ વાતની સાક્ષી પૂરી. (૫૫૯–૫૬૭)

### કોકદેવની મુક્તિઃ—

રાજાએ પણ વિચાર કરીને, કોકદેવને ત્યાં બોલાવ્યો. તુરત જ બેડી તોડી નંખાવીને કહ્યું કે—'હે કોકદેવ! આ

પંખિણીએ બધાને શરમાવી દીધા છે, તેણીને વશ કરીને તમે જીતો તો, હું તમે જે પાંચ કરોડ દ્રવ્ય રાજ્યનું ખરચી નાખ્યું છે તે બક્ષીસ કરૂં અને મુખ્ય પ્રધાન કરીને સ્થાપું.' (૫૬૮–૫૬૯)

કોકદેવે કહ્યું કેઃ—' હે રાજન્ ! સ્રીના ગુણ બાણ સમાન છે. મને આઠ દિવસની મુદત આપો. કારણ કે જે દિવસથી હું બંદીખાને રહ્યો છું, તે દિવસથી મારૂં બલ ક્ષીણ થવાથી હું શરીરે દુર્બલ થઈ ગયો છું, તેથી આઠમા દિવસે તાજો થઇને પંખિણી યોગિનીને જીતીશ. મારી આગળ એ બાપડી કોણ માત્ર છે.' આ વાત સાંભળીને રાજાએ આનંદિત થઇને તતકાલ કોકદેવને છોડી દીધા. અને માનપૂર્વક મુખ્ય પ્રધાન તરીકે વૈરવસેન રાજાએ તેની સ્થાપના કરી. પછી પંખિણી યોગિનીને ઉતરવાનો ઉતારો તથા ખાવાપીવાનો બંદોબસ્ત કરી આપ્યો અને આઠ દિવસની મુદત આપી. (૫૭૦–૫૭૮)

કવિ નરબદ કહે છે કે—કોકચોપાઈના દશ અધિકાર પૈકીનો, ચોથો અધિકાર સંપૂર્ણ થયો તે, શ્રોતાજનો આજે તમે સાંભળો. (૫૭૯)

શ્રીમદ્ જૈનાચાર્ય શ્રી નરબુદાચાર્ય વિરચિત કોકશાસ્રમાં સ્રીકમલ સ્થિતિ વર્ણન નામનો ચોથો અધિકાર સંપૂર્ણ થયો. ॥ ૪ ॥

# પાંચમો અધિકાર

મંગલાચરણમાં કવિ ભવાનીદેવીને નમસ્કાર કરીને કહે છે છે કે—સ્ત્રીને મળવાના ત્રણ ભેદ છે. તે જાણવા માટે પુરુષે કામશાસ્ત્રનું જ્ઞાન મેળવવું જ જોઇએ. જે પુરુષનું લિંગ છ આંગળનું હોય, ને તેને નવ આંગળની યોનિ વાળી સ્ત્રીની સાથે રતિક્રીડા કરવી હોય તો ચિડીની માફક ક્રીડા કરવી જોઇએ. સ્ત્રીની યોનિ મોટી હોય તો ગધેડાની માફક ક્રીડા કરવી જોઈએ. યોનિ છ આંગળ હોય અને લિંગ મોટું હોય તો કબુતરની માફક ક્રીડા કરવી જોઇએ. સ્ત્રીની યોનિ મોટી હોય અને લિંગ નાનું હોય તો સ્ત્રીને દ્રાવ કેવી રીતે થાય તે કહે છે. સ્ત્રી ઊધી સૂવે અને પગ ઊંચા કરે એટલે કમલ નીચું ખસે, પછી પુરુષે સીધી પોતાના બે પગ ઉપર સુવાડીને, જંઘા ઉપર બેસીને, યોનિમુખ આગળ લિંગ એક ક્ષણ ઘસીને પછી ધીમે ધીમે સંગ કરતાં બંને જણાને સુખની પ્રાપ્તિ થાય. આ ઉઘાડો ભેદ કોકદેવે જાતે અનુભવીને કહ્યો છે. (૫૮૦–૫૯૦)

સ્ત્રીના કમલની ડાબી બાજુએ કંદર્પનો વાસ હોય છે, જેનાં ભેદ કામશાસ્ત્રના જાણકારો જાણે છે. જ્યાં સુધી કમલના મુખ સુધી લિંગ પહોંચે નહિ, ત્યાં સુધી સ્ત્રીને દ્રાવ થાય નહિ. જ્યાં સુધી સ્ત્રીને દ્રાવ થાય નહિ, ત્યાં સુધી તેણીને સુખની પ્રાપ્તિ થતી નથી. સ્ત્રીને દ્રાવ થયા પહેલાં જો પુરુષને દ્રાવ થાય તો, યોનિમાં જાણે અંગાર ના પડયો હોય, તેમ સ્ત્રીને લાગે છે. અને તેવા પુરુષનું મુખ પણ જોવું તેણીને ગમતું નથી. (૫૯૧–૫૯૪)

**સ્ત્રીને દ્રાવ પહેલો હોવાના ઉપાયઃ—**

સર્વ પુરુષના ભલા માટે કોકદેવ સ્ત્રીને દ્રાવ પહેલો શી રીતે થાય તેના ઉપાય બતાવતાં કહે છે કે, જે વખતે પુરુષ સ્ત્રી સાથે સંભોગ કરવા જાય, તે વખતે ડાબે અંગે સ્ત્રીને સુવાડીને,

ધીમે ધીમે આઘી ખેંચતાં ખેંચતાં, ગાઢ આલિંગન દેતાં દેતાં, જે તિથિએ જે અગાઉ (ત્રીજા અધિકારમાં) ભેદ કહ્યા છે તે પ્રમાણે—ચુંબન કરવાની જગ્યાએ ચુંબન કરે, નખક્ષતની જગ્યાએ નખક્ષત કરે, ડાબો સ્તન જમણા હાથે પકડીને, સ્ત્રીના માથાની વેણી ડાબા હાથે પકડીને, અધરોષ્ઠ મુખમાં ઘાલીને પુરુષે ઊંચો શ્વાસ લેવો. જો શ્વાસ નીચો મૂકે તો તતકાલ પુરુષને દ્રાવ થાય છે. નીચો શ્વાસ મૂકવો હોય તો યોનિમાંથી ઇંદ્રી કાઢી લઈને પછી શ્વાસ નીચો મૂકવો. કોકદેવ કહે છે કે પુરુષે ઊંચા શ્વાસે સંભોગ કરવો. સંભોગ કરતાં કરતાં, સ્તન ઉપર અંગૂઠો ધીમે ધીમે ફેરવવો. આંગળીથી ડુંટી પંપાળવી અને જેમ કેરી ઘોળીએ તેમ જોરથી સ્તનનું મર્દન કરવું, મુખે કરીને અધરોષ્ઠનું ચુંબન કરતાં કરતાં, જેવી રીતે મોર નાચે છે, તેવી રીતે સ્તન ઉપર આંગળી જેમ જેમ ફેરવતાં જઈએ, તેમ તેમ સ્ત્રી વ્યાકુલ થાય છે. વળી સ્ત્રીના ડાબા નસ્કોરા ઉપર પુરુષે પોતાનું જમણું નસ્કોરૂં રાખીને, આલિંગન દઇને, અધરોષ્ઠ ચગળતા ચગળતા, સ્ત્રીની બગલમાં બે હાથ ઘાલીને ઉપાડીને ભોગ કરતાં કરતાં સ્ત્રીને એક જ ક્ષણમાં દ્રાવ થાય છે. જ્યાં સુધી સ્ત્રીને દ્રાવ થાય ત્યાં સુધી ઇંદ્રી દબાવીને રાખવાથી સ્ત્રી પુરુષને આઘો કાઢવા પ્રયત્ન કરે છે. કોકદેવ કહે છે કે-સ્ત્રીને દ્રાવવા તણો આ ઉપાય જે પુરુષ જાણશે તે સદા સ્ત્રીને જીતી શકશે. (૫૯૫–૬૦૮)

કવિ નરબદ કહે છે કે- કોકચોપાઈ ના દશ અધિકાર પૈકીનો, પાંચમો અધિકાર સંપૂર્ણ થયો તે, શ્રોતાજનો આજે સાંભળો. (૬૧૨)

શ્રીમદ્ જૈનાચાર્ય શ્રી નરબુદાચાર્ય વિરચિત
કોકશાસ્ત્રમાં સ્ત્રીસંભોગ વર્ણન નામનો
પાંચમો અધિકાર સંપૂર્ણ થયો ॥ ૫ ॥

# છઠ્ઠો અધિકાર

મંગલાચરણમાં કવિ માતંગી દેવીનું રક્ષણ માગીને, કટિદ્દઢિકરણ નામનો છઠ્ઠો અધિકાર વર્ણવતાં કહે છે કે-દિવસે હમેશાં ચૂરમું જમવાથી તથા બલ વધારે તેવો ખોરાક લેવાથી ઠંડું, વાયડું, ખાટું અને ખારૂં નહિ ખાવાથી ગરમ પાણીએ સ્નાન કરવાથી, વળી મીઠાઈ, અખોડ, બદામ, ચારોળી વગેરે મેવો ખાવાથી, તથા શરીરને પોષણ મલે તેવી વસ્તુઓ ખાવાથી ઉત્તમ સ્વચ્છ વસ્ત્રો પહેરવાથી, હજામત કરાવ્યા પછી ગરમ પાણીએ નહાવાથી અને નીચેના ઔષધો ખાવાથી કમ્મર મજબુત થાય છે. (૬૧૩-૬૧૯)

કટિદ્દઢિકરણ ગોળીઃ—

તજ, તમાલપત્ર, જાવંત્રી, જાયફલ, અકલગરોને નાગકેશર સરખા ભાગે લઈ વાટીને વસ્ત્રગાળ ચૂર્ણ કરીને મધથી અઢીટાંક (એક અધોળ) ની ગોળી બાંધીને, સવારમાં એક ગોળી લઈને, ગાયના દૂધમાં ચોકખું ઘી નાખીને બંને વસ્તુઓ ઊકાળી હેઠળ ઊતારીને તે દૂધમાં દેશી ખાંડ નાખીને, ચમચા વડે દૂધ પીવાથી અને ત્રણ કલાક પછી ત્રિધારૂં (દૂધ ઘી અને સાકરનું બનાવેલું) ચૂરમું જમવાથી કમ્મર મજબૂત થાય છે. (૬૨૦-૬૨૪)

લીલી દ્રાક્ષનો રસ એક શેર કાઢીને જુદો રાખીને, એલચી, લવીંગ, જાયફલ, જાવંત્રી, મૂસલીકંદ, મૂલાની બીજ અને ગાજરનાં બીજ સમભાગે લઇને, વસ્ત્રગાળ ચૂર્ણ કરીને, ચાર ચાર રૂપૈઆ ભાર તે ઔષધો, કાઢી રાખેલા દ્રાક્ષના રસમાં નાખવા, અને તેમાં ચોકખું ઘી ચાર રૂપૈઆભાર નાખવું. પછી ત્રણ દિવસ સુધી તે રસ તડકે સાચવીને મૂકવો પછી સાંજના વાળુ કર્યા પછી આ ઔષધો લઈને જે માણસ ઉપર દૂધ, ચોખા ખાય, અર્થાત સવારે ઉપર બતાવેલી ગોળી અને સાંજના આ ઔષધ

રોજ ખાય તો, તે માણુસની કમ્મર દૃઢ થાય અને કામવૃદ્ધિ પણ થાય. (૬૨૫–૬૩૦)

સારૂં ગાજર એક લઇને તેને છોલીને, અગ્નિમાં નાખીને થોડું બાફીને, બહાર કાઢી લઇને, ઘીની અંદર નાખવું. પછી લઇને મધમાં નાંખીને, જે માણુસ નિરંતર ખાય, તે માણુસના કામની વૃદ્ધિ થાય છે. વળી પાસે સુગંધીદાર કસ્તૂરી રાખવાથી, સુગંધીદાર પરિમલનું તેલ, સુગંધીદાર ચૂઓ તથા ચંદનનો શરીરે લેપ કરવાથી તથા મુખમાં ગાલફોરામાં બિજોરાની છાલનો કકડો રાખીને સ્ત્રીની પાસે જવાથી મુખનો શ્વાસ સુગંધીદાર આવે છે. આ પ્રમાણે સુગંધીદાર દ્રવ્યોનો ઉપયોગ કરીને સ્ત્રીની પાસે જવાથી, સ્ત્રી સંભોગની ઈચ્છા કરે છે. અને પછી પુરુષ જીતે છે. કોકદેવ ભૈરવસેન રાજાને કહે છે કે—'હે રાજન્! કામશાસ્ત્રના આવા ભેદ છે. આઠ દિવસ જુદા જુદા કામવૃદ્ધિના ઉપાયો કરીને તાહરી આજ્ઞાથી ભોગને યોગ્ય એવી પંખિણીને હું જીતીશ.' આ પ્રમાણે કહીને કોકદેવ પોતાના મકાને આવ્યા. (૬૩૧–૬૩૮)

કવિ નરબદ કહે છે કે—જુદા જુદા ગુણુવાળા દશ અધિકાર પૈકીનો, આ છઠ્ઠો અધિકાર સંપૂર્ણ થયો તે, શ્રોતાજનો આજે સાંભળો. (૬૩૯)

શ્રીમદ્ જૈનાચાર્ય શ્રી નરબુદાચાર્ય વિરચિત
કોકશાસ્ત્રમાં કટિદઢિકરણુ નામનો છઠ્ઠો
અધિકાર સંપૂર્ણ થયો. ॥ ૬ ॥

# સાતમો અધિકાર

મંગલાચરણમાં કવિ અરુણવર્ણી પુષ્પ જેવાં વસ્ત્રને ધારણ કરવાવાળી, રક્તનેત્રવાળી, કોમળ શરીરવાળી, રક્ત આભૂષણવાળી, તથા સુંદર દાંતવાળી, હસ્તમાં વીણા પકડેલી એવી અને ગળામાં ચણોઠીની માળા પહેરેલી છે એવી દેવી ભારતીને નમસ્કાર કરીને, મદનજાગ્રતિ નામનો સાતમો અધિકાર શરૂ કરતાં કહે છે કે કોકદેવે આઠ દિવસ સુધી પંખિણીને જીતવા માટે જુદાજુદા પ્રકારના ઓષધો અને કામવૃદ્ધિ થાય તેવો ખોરાક લીધો. આઠમા દિવસે રાજા તથા પ્રધાનો વગેરે રાજસભામાં બેઠેલા છે, અને નૃત્ય, ગીત વગેરે ચાલે છે, તે વખતે રણથંભરગઢ નરેશના રાજદરબારમાં આવી જુહાર કરીને રાજાને કહ્યું કે–'હે રાજન્! પંખિણી યોગિનીને વાદ માટે તેડાવો; આ વાત સાંભળીને રાજાએ કોકદેવને શાબાશી આપી અને તેના કહેવા પ્રમાણે એક એકાંત મોટી ઓરડીમાં ભોગની સામગ્રી મોકલાવી આપી. (૬૪૦–૬૪૮)

રાજાએ પંખિણી યોગિનીને તેડાવીને કહ્યું કે– 'આજે આઠ દિવસની મેં જે મહેતલ આપી હતી તે પૂરી થઈ. તમે જાઓ અને કોકદેવની સાથે સૂઈ જાઓ, તે સ્ત્રીના લક્ષણ સઘળાં જાણે છે. અને તમને સારી રીતે રીઝવશે. (૬૪૯–૬૫૨)

કોકદેવ તથા પંખિણીની રતિક્રીડા:—

પંખિણી પણ જે ઘરમાં સૂઈ રહેવાનું છે ત્યાં ગઈ. કોકદેવ પોતે ઘડાવેલી બે સોનાની સૂઈઓ મસ્તકમાં રાખીને ત્યાં પહોંચ્યો ત્યારે, પંખિણી સ્નાન કરીને નગ્ન ઊભી રહેલી હતી. આ પ્રમાણે ઊભી રહેલી જોઈ ને હસતા મુખે કોકદેવે પંખિણીને હાથ પકડીને પથારી પર બેસાડી. રાત્રિના પહેલા પહોરે કોકદેવ અને પંખિણી બંને જણાએ સુવર્ણ ખાટ પર બેસીને, હાસ્ય

વિનોદ કરતાં કરતાં અમલ ચઢાવીને, જુદી જુદી જાતનાં પકવાન ખાઈ ને ઉપર સુંગધીદાર પાન ખાધાં. શરીર પર બાવનાચંદનનું વિલેપન કર્યું. વસ્ત્ર સિવાયના બીજા બધા શણગારોથી પંખિણી અપ્સરા જેવી દેખાતી હતી. મસ્તકે ઘાલેલાં કેવડાનાં ફૂલની સુવાસ ચારે તરફ આવતી હતી. બીજા પહોરે હાસ્ય વિનોદ, ગાથા અને ગીતની બંને જણા આપસ આપસમાં આપ લે કરતાં હતાં. કહ્યું છે કે:–' પુરુષ હોય અથવા સ્ત્રી હોય, જ્યાંસુધી બંને જણની નજર મળે નહિ ત્યાંસુધી સ્નેહની વૃદ્ધિ થતી નથી. આંખથી જે વિચક્ષણ પુરુષ પ્રીતિ કરીને રસ ઉપજાવી શકે છે, તે રસ શય્યા પર નથી ઉપજતો. અજ્ઞાત માણસો વચ્ચે પહેલી પ્રીતિ આંખો કરે છે. સ્ત્રી અનેક ચરિત્રો પગલે પગલે કેળવી જાણે છે. કોકદેવે પોતાના બંને હાથ પંખિણીના સુકોમળ ગળામાં નાંખવા માંડ્યા કે પંખિણી હું હું શબ્દ બોલતી પાછી ખસવા લાગી. કોકદેવે કહ્યું કે:—' હે સુંદરી ! તું મારી વાત સાંભળ. આજ સુધી તને પુરુષ મળ્યો ન હતો, પરંતુ જે દિવસથી તારા અહિં આવ્યાના સમાચાર મને મળ્યા, તે દિવસથી મારી ભૂખ અને નિંદ્રા જતી રહી છે.' પંખિણી કહેવા લાગી કે:–' હે કોકદેવ ! તારી કીર્તિ સાંભળીને મને અભિમાન આવ્યું કે, એહવો તે એ કેવો પુરુષ છે ? તેથી તને મળવા માટે જ હું નગ્ન થઈ ને રણથંભર ગઢમાં આવી છું.' આ પ્રમાણે વાતો કરતાં કરતાં, ધીમે ધીમે કોકદેવે પંખિણીને પાસે લેવા માંડી. ફૂલનો દડો સ્તન પર મારવા માંડયો છાતીએ છાતી મેળવી સ્તન દબાવવા માંડયા. મુખ પર, ગાલ પર અને અધરોષ્ઠ પર ઓષ્ઠથી ચુંબન કરી કરીને પંખિણીના કામને જાગ્રત કરવા માંડયો. બંને જણા નગ્ન થઈ ને સૂઈ ગયા, અને પ્રેમ ભરી નજરે એક બીજાને જોવા લાગ્યા. જંઘાથી જંઘાને ભીડતાં, સ્તન મર્દન કરતાં કરતાં, બે પહોર રાત્રિના પસાર થઈ ગયા. ત્રીજા પહોરે બંને જણા બરાબર જાગ્રત થયા, તે વખતે પંખિણી મદોન્મત્ત થઈ ને ત્યાં જ તેણીને દ્રાવ થયો. આ વખતે કોકદેવે

તેણીને ભોગવવા યોગ્ય જાણીને, સંભોગ કરવો શરૂ કર્યો કોકદેવે પોતાને દ્રાવ થતો નહિ જોઈને માથામાંથી બે સોનાની સોયો કાઢીને જુદી જુદી સ્તનમાં દબાવી કે તુરત જ દ્રાવ થયો ને યોગિનીને સંતોષ થયો ને તે ઊંઘી ગઈ. રાત્રિની પાછલી બે ચાર ઘડી બાકી હતી, તે વખતે કોકદેવ ઉઠયો ને નાહિ ધોઈ, વસ્ત્ર પહેરી, કપૂર મિશ્રિત પાન ખાઈ, તેલ ફૂલેલ લગાવીને સાવધાન થઈને બેઠો. થોડી વાર પછી સવાર થતાં, રાજાની પાસે આવીને પ્રણામ કર્યા. તે વખતે પંખિણી જાગીને આળસ મરડીને ઊભી થઈ. પોતાના સ્તન ઉપર હાથ ફેરવતાં, સ્તનમાં બે સોનાની સોયો બેસાડેલી જોઈને, કોકદેવે પોતાને છેતરી, તેમ જાણીને પોતાના અભિમાનનો નાશ થએલો દેખીને વિચારમાં પડી ગઈ. માથું ધૂણાવીને બોલવા લાગી કે હવે રાજાને શી રીતે મોં બતાવીશ. એમ વિચારીને મોઢે ઓઢીને સૂઈ ગઈ. (૬૫૩–૬૯૫)

કોકદેવે રાજાને કહ્યું કે, તારા સેવકે રાત્રિના વિષે યોગિનીને જીતી છે, તે વાતની તપાસ કરાવો. રાજાએ તપાસ કરવા માણસો મોકલ્યા ત્યારે, પંખિણી શરમિંદી થઈ ને ચોળી, ચણીયો તથા વસ્ત્ર પહેરીને બેઠેલી હતી પંખિણીએ વિચાર કર્યો કે–' હવે હું રાજાને મોં બતાવું, તેના કરતાં તો બળી મરૂં તે વધારે સારૂં છે' આ પ્રમાણે વિચાર કરીને બળી મરવા માટે નદીના કિનારે તૈયારી કરાવીને, પંખિણી પહોંચી ગઈ. રાજા આ વાત સાંભળીને, પંખિણી યોગિની જ્યાં ઊભી છે ત્યાં આવ્યો રાજા કહેવા લાગ્યો કે–' હે પંખિણી! તને તે દિવસ યાદ આવતો નથી કે જે દિવસે સભામાં તું નગ્ન થઈને ઊભી રહી હતી. તે દિવસે લાજ ન આવી ને આજે શરમથી બળી મરવા તું કેમ તૈયાર થઈ છે?' જવાબમાં પંખિણીએ કહ્યું કે–' હે રાજન્! મેં અનેક રાજાઓ તથા પ્રધાનો જીત્યા છે. પરંતુ મને બુદ્ધિવંત એવા કોકદેવ પ્રધાને જીતી છે.' વાદમાં કોકદેવની સાથે હારવાથી હવે હું શું મુખ દેખાડું? જો પરણીશ તો કોકદેવ સાથે જ પરણીશ. (૬૯૬–૭૦૩)

## કોકદેવ તથા પંખિણીનાં લગ્નઃ—

રાજાએ કોકદેવ તથા પંખિણીનાં લગ્ન શુભ મહૂરતે કરાવ્યાં. કોકદેવ પરણીને ઘેર આવ્યા. અને રૂપસુંદરી એવી પંખિણીનું નામ સૌભાગ્યસુંદરી રાખ્યું. રાજાએ કોકદેવને વડો પ્રધાન બનાવ્યો અને કર્મસંયોગે પંખિણી તથા કોકદેવના લગ્ન પણ થયાં. કવિ નરબદ કહે છે કે-લખ્યા લેખ મિથ્યા થતા નથી, નહિતર કયાં રણુથંભર અને કયાં પંખિણી, બંનેનો સંયોગ દૈવયોગે જ થયો. (૭૦૪–૭૧૦)

## કામક્ષીણના ઓષધોઃ—

એક દિવસ રાજાએ કોકદેવને પૂછયું કે, પંખિણી કઈ રીતે જીતી તેનો ભેદ વિસ્તારથી કહો. પ્રત્યુત્તરમાં કોકદેવે કહ્યું કે, કંદર્પના ત્રણ સ્થાન છે. જેનું વર્ણન વિસ્તારથી કહું છું. એક તાળવે, બીજું હૈયે અને ત્રીજું ઇંદ્રી–યોનિએ. જેને કંદર્પનો વાસ તાળવે હોય, તે ઉત્તમ લક્ષણ છે. જેના હૈયે કંદર્પનો વાસ હોય, તે મધ્યમ લક્ષણ છે. જે પુરુષને કંદર્પ ઇંદ્રીએ હોય, અને સ્ત્રીને યોનિએ વાસ હોય તે અધમ લક્ષણ જાણવું. યોનિ ઈંદ્રીના યોગે જાગ્રત થાય તે સ્ત્રી તથા પુરુષને પરસ્પર પ્રીતિ થાય છે. પરંતુ તતક્ષણ દ્રાવ થાય તે અધમ લક્ષણ છે. કોકદેવ કામક્ષીણ પુરુષને વીર્યવૃદ્ધિનો એક ઉપાય બતાવતાં કહે છે કે, ચાર ટાંક (પૈસાભાર) સૂંઠ અને પાંચ ટાંક આસંધ લઈને વાટીને ચૂરણ કરીને, દૂધમાં ઉકાળીને પીવાથી વીર્યવૃદ્ધિ થાય છે. બીજો ઉપાય આ પ્રમાણેછે, એકવીસ ટાંક પીંપર લઈને ગાયના બશેર દૂધમાં ઉકાળીને, પીંપર કાઢી લઈ ને સૂકવીને, ઝીણી વાટી નાખવી, તેમાં એકવીસ ટાંક નિવાત મૂકીને, આ ઓષધો બે પૈસાભાર લઇને, ઉપર ગરમ દૂધ પીવાથી, કામક્ષીણ સ્ત્રી–પુરુષને વીર્યવૃદ્ધિ થાય છે. વળી જે પુરુષને સ્ત્રીની યોનિ જોઇને જ કામ જાગ્રત થતો હોય, તેને પણ ઇંદ્રીએ કંદર્પનો વાસ જાણવો. આવા પુરુષે ખારેકનો ઠળીઓ લઈને પાણીમાં ઘસીને લિંગ

પર લેપ કરવાથી વીર્યસ્થંભન થાય છે. આ સિવાય બીજા પણ ઘણા ઉપાયો છે, જે આગળ કહેવામાં આવનાર છે. તે ઉપાયોનો ઉપચાર કરવાથી સંસારમાં પુરુષ સ્ત્રીને જીતશે. જૂદાજૂદા ગુણવાળા દશપ્રકારો પૈકીનો, આ સાતમો પ્રકાર સંપૂર્ણ થયો. કવિ શ્રી નરબદાચાર્ય કહે છે કે, (હે શ્રોતાજનો ! તમે) તે આજે સાંભળો. (૭૧૧–૭૨૮)

શ્રીમદ્ જૈનાચાર્ય શ્રી નરબુદાચાર્ય વિરચિત કોકશાસ્ત્રમાં મદનજાગ્રતિ નામનો સાતમો અધિકાર સંપૂર્ણ ॥ ૭ ॥

# આઠમો અધિકાર

મંગલાચરણમાં કવિ પોતાની ઇષ્ટદેવી માતંગિનિ પાસે રક્ષણ માગીને, કોકદેવ મારફતે ભૈરવસેન રાજાને આઠમા પ્રકારમાં કામશાસ્ત્રનાં ઓષધો બતાવતાં પહેલાં શરીરની ઉત્પત્તિ બતાવતાં કહે છે કે, પુરુષનું શુદ્ધ વીર્યને સ્ત્રીના શુદ્ધ રજનો મૈથુન કરતાં સંયોગ થતાં સ્ત્રીને ગર્ભ રહે છે. (૭૨૯–૭૩૭)

**સ્ત્રી તથા પુરુષની ઉત્પત્તિ:—**

જેમ અરણીના લાકડાને ઘસવાથી અગ્નિ ઉત્પન્ન થાય છે, તેમ સ્ત્રીનું રક્ત-રજ અને પુરુષના બિંદુ–વીર્યનો સંયોગ થતાં ગર્ભ બંધાય છે. મૈથુન કરતી વખતે જો પુરુષનું વીર્ય વધારે હોય ને સ્ત્રીનો રજ થોડો હોય તો ગર્ભમાં પુરુષ ઉત્પન્ન થાય છે. સ્ત્રીનો રજ વધારે હોય અને પુરુષનું વીર્ય ઓછું હોય તો ગર્ભમાં સ્ત્રી ઉત્પન્ન થાય છે. વીર્ય અને રજ બંને મૈથુન કરતાં સરખાં

હોય તો ગર્ભમાં નપુંસક ઉત્પન્ન થાય છે. વીર્ય અને રક્ત બન્ને શુદ્ધ હોય તો જ ગર્ભ રહે છે. જો વીર્યમાં વિકાર હોય તો ગર્ભ ઉત્પન્ન થતો નથી. અને સ્ત્રીના રજમાં વિકાર હોયતો ગર્ભ સારો થતો નથી આનાં લક્ષણ આચાર્ય શ્રી નરબદ કહે છે કે હું કહું છું." (૭૩૮–૭૪૩)

## પુરુષવીર્ય અને સ્ત્રી રક્તના દોષો:—

વીર્યમાં વાત, પિત્ત અને શ્લેષ્મના વિકાર હોય છે. વાત વિકાર હોય તો ગ્રંથિ બંધાય છે. પિત્ત હોય તો પરૂ જેવું વીર્ય હોય છે. શ્લેષ્મ વિકાર હોય તો ફીણ જેવું વીર્ય હોય છે. વાત પિત્તનો વિકાર હોય તો વીર્ય પાતળું હોય છે વાત શ્લેષ્મનો વિકાર હોય તો વીર્ય દૂધ જેવું દેખાય છે અને પિત્ત શ્લેષ્મનો વિકાર હોય તો વીર્ય છાશ જેવું દેખાય છે. આ પ્રમાણેનો કોઈ પણ વિકાર વીર્યમાં હોય તો સ્ત્રીને ગર્ભ ઉત્પન્ન થતો નથી ને શ્રમ ફોગટ જાય છે. તેથી વીર્યની પરીક્ષા કરીને, તે પ્રમાણે ઔષધોપચાર કરીને વીર્ય શુદ્ધ કરવાથી ઉત્તમ ગર્ભ ઉત્પન્ન થાય છે.

સ્ત્રી રક્તના ચાર ભેદ છે. પહેલો લાખના રંગ જેવો, બીજો કાળો રંગ, ત્રીજો મામણીઆ જેવો અને ચોથો પતંગના રંગ જેવો, આ ચાર રંગ શુદ્ધ રક્તના હોય છે. સિંદૂરીયો રંગ હોય તો વાય વિકાર જાણવો. મજીઠ જેવો રંગ હોય તો પિત્ત વિકાર જાણવો. કંકુ જેવો રંગ હોય તો શ્લેષ્મ વિકાર જાણવો. એકે રંગ ન હોય તો વાત પિત્તનો વિકાર જાણવો. ફીણ જેવું રક્ત દેખાતું હોય તો પિત્ત શ્લેષ્મનો વિકાર જાણવો. જે વિકાર–દોષ હોય તે દોષનો ઔષધોપચાર કરવાથી ઉત્તમ ગર્ભ ઉત્પન્ન થાય છે. (૭૪૪–૭૫૧)

## વીર્ય તથા રક્તદોષ નિવારણ ઔષધો:—

મધુ, પીંપર, સાકર ને દ્રાક્ષ પિત્ત વિકારવાળા પુરુષને આપવી. દૂધમાં આસંધ આપવાથી પુરુષના વાય વિકારનો નાશ થાય છે. સાકર, જીરૂને માલકાંગણી તથા વરિઆળીને સવારમાં ફાકવાથી પુરુષના પિત્તવિકારનો નાશ થાય છે. ત્રિફલા, ત્રિગડુ, અને સાકરમૂલ

એ બધાં ઓષધો સરખા ભાગે લઈને, વાટી ચૂરણ કરીને દૂધ સાથે લેવાથી શ્લેષ્મ વિકારનો નાશ થાય છે. મિશ્ર વિકાર માટે ઓષધો મિશ્રિત કરવાથી મિશ્ર વિકારનો નાશ કરે છે અને પુરુષનું વીર્ય શુદ્ધ કરે છે. આગળ ઓષધો વિસ્તારથી કહેલાં હોવાથી અહીં ટૂંકાણમાં કહ્યાં છે.

નાગપુષ્પ, બલ પડવાસ, જેઠીમધ અને આસંધનું મધમાં ભક્ષણ કરે તો સ્ત્રીના વાયવિકારનો નાશ કરે છે. દ્રાક્ષ, મધુ, કડૂ, એલચી અને લવિંગ, બીજોરાના રસમાં આપવાથી સ્ત્રીના પિત્તવિકારનો નાશ કરે છે. આ બંને ઓષધો ભેગાં કરીને સ્ત્રીને આપવાથી શ્લેષ્મ વિકારનો નાશ થાય છે વળી પીતપાપડો ઉકાળીને મધ સાથે સ્ત્રીને આપવાથી સ્ત્રીના રક્તના બધા દોષોનો નાશ થાય છે. અને સ્ત્રી તતકાલ ગર્ભ ધારણ કરે છે. કવિ નરબદ કહે છે કે, આવી સ્ત્રી વીર્યવાન બાળકને જન્મ આપે છે. (૭૫૨–૭૬૧)

## વીર્ય વૃદ્ધિના ઉપાયો:—

કોકદેવ રાજાને કહે છે કે, કામક્ષીણ પુરુષ કે જેની ઇંદ્રી ઊઠતી જ નથી, તેના ઓષધો કહું છું તે સાંભળો. ચીણકબાબા, અકલગરો મૂશલીકંદ, ધોળા અને કાળા કોપ્રંભાના બીજ, કોયા, એખરાનાં બીજ, નાગકેશર, માલકાંગણી, જાયફલ, જાવંત્રી, તજ અને તમાલપત્ર, આટલી વસ્તુઓ સરખા ભાગે લઈને, વાટીને ચૂરણ કરીને, તેમાં એક ટાંક કપૂર, એક ટાંક જીરૂ, બે ટાંક સૂંઠ અને ચાર ટાંક વિજયા વાટીને સૂક્ષ્મ ચૂરણ કરીને મેળવીને, વસ્ત્રથી બધાં ઓષધો ચાળીને, મધ અથવા ગોળ સાથે એકેક રૂપૈઆભારની ગોળી તૈયાર કરવી. આ તૈયાર કરેલી એકેક ગોળી સવારે લેવાથી પુરુષને વીર્યવૃદ્ધિ થાય છે. (૭૬૨–૭૭૦)

જે સ્ત્રી–પુરુષનો તાળુ જાજરો હોય અને કામક્ષીણ હોય તેને ઉનાળામાં સ્ત્રીસંગ કરવો નહિ તેનું ઓષધ આ પ્રમાણે છે. ગરમ દૂધની અંદર ખાંડ, ખજૂર નાખીને, તે ગરમાગરમ દૂધ પીવાથી જાજરો તાળુ મટી જાય છે. જે પુરુષનું હૈયું જજરૂ

હોય તેનું લક્ષણ એ છે કે, જ્યારે સંભોગ કરીને ઊઠે ત્યારે તેનું હૈયું બહુ ધ્રૂજે છે. આ જાજરા હૈયાનું બીજું ઓષધ આ પ્રમાણે છે એક શેર અજમાનાં ફોતરાંને ભાંગરાના રસના સાત પૂટ આપીને, તેમાં પોસ્ત, આકડાનાં ફૂલ, નિર્ગુંડી, અરડૂસો, હરડેદલ, બહેડાદલ, સરધુફૂલ, ખેરકુંપલી ક્ષીરનો કંદ અને મરી અઢાર અઢાર ટાંક ભેગાં કરીને સૂકવીને, બારીક વસ્ત્રથી ચાળીને નાંખવા. પછી આ ભેગાં કરેલાં ઓષધોની ગોળ અથવા મધથી ગોળી વાળીને દિવસમાં ત્રણ ટાંક પ્રમાણે સવારમાં લઈ ને, ઉપર દૂધ પીવાથી જાજરા હૈયાવાળા પુરુષનું હૈયું કઠન થાય છે, વીર્યવૃદ્ધિ થાય છે અને વીર્યસ્થંભન થાય છે. (૭૭૧–૭૭૯)

જે પુરુષની ઈંદ્રી ઊઠતી ન હોય તેનાં ઓષધો આ પ્રમાણે જાણવાં. લવિંગ, અગર, તવખીર, તજ, તમાલપત્ર, જાયફલ, જાવંત્રી, નાગકેશર, પીંપર, સૂંઠ, કાળો વાળો, કમલકાકડી, કપૂર, ભીરૂ વગેરે સારા ચોકખા સરખા ભાગે લઈ ને, વાટી ચૂરણ કરી નાખીને, ચૂરણથી અડધી ખાંડ નાખીને, હથેલીમાં લઈ ને ફાકડો મારી જઈ ને ઉપર ઠંડુ પાણી સવારમાં પીવાથી, પ્રમેહ વગેરે સર્વ રોગોનો નાશ થાય છે. અને ઈંદ્રી મૂશલ જેવી મજબૂત થાય છે. વળી બીજો એક ઉપાય આ પ્રમાણે છે. મરી, દાલચીની, ખસખસ, હલેલ બીજ એકવીશ, સૂઆ, સૂંઠ, કમલકાકડી, મોચરસ વગેરે ઓષધો નવટાંક નવટાંક લઈ ને તેમાં ત્રણ પૈસાભાર નાગ મેળવીને, મધથી ગોળી બોર જેવડી બનાવવી, ને સાંજના એકેક ગોળી લેવાથી ઈંદ્રી જાગ્રત થાય છે. અને સંભોગ સુખમાં આનંદ આવે છે. વળી કાળી તુલસીનાં નવટાંક બીજડાં લઈ ને ગોળથી ગોળી બાંધીને અઢી ટાંક ખાવાથી શરીરમાં કાંતિ વધે છે અને એક દિવસમાં દશ સ્ત્રી ભોગવવા જેટલી વીર્યવૃદ્ધિ થાય છે (૭૮૦–૭૮૯)

## અમરસુંદરી ગુટીકા—

વીર્યવૃદ્ધિના સામાન્ય ઓષધો વર્ણવીને હવે કવિ રસાયણો-નું વર્ણન કરે છે—વજ્રભસ્મ ચાર ભાગ, અભ્રક ભસ્મ ચાર

ભાગ, સોનું ચાર ભાગ, અને શુદ્ધ પારો ચાર ભાગ, આ સર્વ રસ ભેગાં કરીને, કોઠંબરી અને દાંતિ રસનાં તે ઓષધોને સાત પૂટ આપીને ચૌદ દિવસ સુધી ખરલ કરીને, માટીના સંપૂટમાં ઘાલી, ભૂધરયંત્રમાં નાંખીને આઠ પહોર લાકડાંથી ગરમ કરીને, ઉતારી લઈને, સઘળાં ઓષધોને વાટીને સૂક્ષ્મ કરીને, મરી પ્રમાણે ગોળી બનાવવી. આ ગોળીને **અમરસુંદરી** ગોળી કહેવાય છે. આ ગોળીનું છ મહિના સેવન કરવાથી વીર્યવૃદ્ધિ થાય છે. અને શરીરની ક્રાંતિ પણ વધે છે. જ્યાંસુધી આ ગોળીનું સેવન કરીએ, ત્યાંસુધી ખાટું, ખારૂં ખાવું નહિ (૭૯૧–૭૯૯)

સોનું, રૂપું, પારો, ગંધક અને નાગ સરખા ભાગે લઈને સરખા આદ્રકરસમાં મર્દન કરીને, ચિત્રક રસમાં આઠ પહોર ખરલમાં ઘૂંટીને, લોહ સંપૂટમાં નાખીને, અડાઈઆ છાણાનો એક પહોર તાપ આપીને, ગજપૂટ દીધા પછી ચૂર્ણ કરવું. અને તેમાં મધ તથા પીંપર નાંખીને ચણોઠી પ્રમાણે રસની ગોળી કરો. આ ગોળીથી જીર્ણ તાવ, પ્રમેહ, પાંડુરોગ અને સંગ્રહણી વગેરે રોગો જાય છે. દુર્બલ માણસ બલવાન થાય છે, કાંતિવાન થાય છે અને વીર્યવૃદ્ધિ થાય છે. કવિ **નરબદ** કહે છે કે બીજા વળી ઓષધના પ્રકાર કહું છું. (૮૦૦–૮૦૯)

### ત્રૈલોક્યચિંતામણિ રસ—

ચોખ્ખો ટંકણખાર લઈને, આકડાનાં દૂધનો પૂટ આપીને, માટીના સંપૂટમાં મૂકીને, એક પહોર ગરમ કરીને, ઉતારી ઠંડા કરીને ચૂરણ કરવું. ચૂરણની બરોબર મારેલો પારો ભેગો કરીને પારાનો ચોથો ભાગ વૈક્રાંત (એક જાતનો હીરો) ભેગો કરીને, સરધૂમૂલના રસના સાત પૂટ દઈને, સૂક્ષ્મ ચૂર્ણ કરીને, વસ્ત્રગાળ કરીને, ચૂરણથી અડધોભાગ ટંકણખાર અને ટંકણખારથી અડધો ભાગ નાગ એકઠો કરીને, સઘળાં ચૂરણની બરાબર મરી નાંખીને, વાટી નાંખીને બીજોરાના રસમાં સાત દિવસ સુધી ખરલ કરીને પછી સાત દિવસ સુધી આદૂના રસથી મર્દન કરીને, ચાર ચણોઠી જેટલો રસ રોજ લેવો જોઈએ. આ રસ **ત્રૈલોક્યચિંતામણિ** છે. આ

ત્રૈલોક્યચિંતામણિ રસ લેવાથી અગ્નિ પ્રદીપ્ત કરે છે. બલ અને કાંતિ વધે છે. વૃદ્ધ પણ યુવાન બને છે. કાસ, સઘળી જાતના તાવ, અસાધ્ય રોગો વગેરેનો પણ નાશ થાય છે. કવિ નરબદ કહે છે કે-રસરત્નાકર નામના ગ્રંથના ચિકિત્સા ખંડમાંથી મેં આ વર્ણન કર્યું છે. (૮૧૦-૮૩૧)

**મહાદેવી ગુટીકા—**

કપૂર, અફીણ અને હીંગલોક સરખા ભાગે લઈને, એક દિવસ કાળા ધંતૂરાના રસમાં મર્દન કરીને, એક માસા પ્રમાણની, ગોળી કરીને, ઘી અને સાકરમાં અથવા પાનના બીડામાં તે ગોળી, દિવસની છેલ્લી બે ઘડીયોમાં ખાવાથી દશ ઘડી સુધી વીર્યસ્થંભન થાય છે. આ ગોળીનું નામ **મહાદેવી ગુટીકા** છે. (૮૩૨-૮૩૬)

**મદનકામેશ્વર રસ—**

પારો, ગંધક, ધતુરાનાં બીજ, વિજયા, સમુદ્રશોષ, દેવદારૂ, કાચકુંહરી, લવિંગ, ઈસબંધ, જાયફલ, જાવંત્રી, અકલગરો, કપૂર, અફીણ, પીંપર, અજમોદ, ચોકખો લોબાન, સર્વ સમભાગે એકઠાં કરેલા ઓષધના ત્રીજા ભાગનો ગોળ મેળવીને, અરીઠા જેવડી ગોળી કરીને, સંધ્યાકાળે એકેક ગોળી લઈને, ઉપર દૂધ, ભાત ખાવાથી બલપુષ્ટિ અને દશ ઘડી સુધી વીર્યસ્થંભન કરે છે. આ ઓષધનું નામ **મદનકામેશ્વર** રસ છે. (૮૩૭-૮૪૭)

આસંધિ સારી લાવીને, સૂક્ષ્મ વાટી નાંખીને વસ્ત્રગાળ ચૂરણ કરીને, સરખી ખાંડ ભેગી કરીને સવારમાં ખાવાથી શરીરની કાંતિ વધે છે. અને મદોન્મત્ત સ્ત્રી વશ થાય છે. આ પ્રમાણે કામક્ષીણના ઓષધ કહ્યાં વિશેષ જાણવાની ઈચ્છા રાખનારે વૈદ્યકનાં બીજાં ગ્રંથો જોવાં. શ્રી **નરબદ** કવિરાજ કહે છે કે, દશ અધિકારનાં જુદા જુદા પ્રકારો પૈકીનો કોકચોપાઈનો આઠમો પ્રકાર તમે આજે સાંભળો (૮૪૮-૮૫૩)

**શ્રીમદ્ જૈનાચાર્ય શ્રી નરબુદાચાર્ય વિરચિત**
**કોકશાસ્ત્રમાં કામક્ષીણ ઓષધકરણ નામનો**
**આઠમો પ્રકાર સમાપ્ત ॥ ૮ ॥**

# નવમો અધિકાર

## કંદર્પ સ્થિર કરવાના ઉપાયો:—

મંગલાચરણમાં કવિ સિદ્ધિને આપનારી દેવીનું ધ્યાન કરવાનું કહીને કામદેવને સ્થંભન-વશ કરવાનાં ઔષધો બતાવતાં કહે છે કે, તલનું તેલ સારૂં ઉકાળીને, તેમાં સિંધવ નાખીને. તે તેલ મસ્તકમાં નાંખવાથી કામદેવ સ્થિર થાય છે સિંધવવાળા તે તેલનું શરીરે મર્દન કરીને, ન્હાઈ શકાય તેવા ઘણા ગરમ પાણીએ ન્હાઈને દ્રાક્ષ, હરીતકી ( નાની હરડે ), એલચી અને દાડમની છાલ, આ ચાર વસ્તુઓ એકઠી કરીને, સરખા ભાગે લઈને, વાટીને, સવારમાં વાસી પાણીનાં સાત ચળૂ કરવાથી, અને તેના ઉપર ગાયની છાશ પીને, તેના ઉપર પાનમાં એલચી અને સોપારી ખાવાથી કામદેવ સ્થિર થાય છે. (૮૫૪-૮૬૫)

## કામજ્વરની શાન્તિનો ઉપાય:—

કેવડીના ગર્ભની રજ, કપૂર, એલચી તથા સુખડનો ભૂકો, આ ચારે ઔષધો સરખા ભાગે લઈને, શિલારસથી મર્દીને, ચણોઠી જેવડી ગોળી બનાવીને, તે ગોળીને સંભોગ પછી સ્ત્રીની યોનિમાં રાખીને, બે ઘડી પછી બહાર કાઢી લઈને, છાંયડે સૂકવવી. જે વખતે કામજ્વર ચઢે, તે વખતે તે ગોળીને અગ્નિ ઉપર મૂકીને, વસ્ત્ર ઓઢીને, ધૂણી લઈને એક ક્ષણ સૂઈને જાગે ત્યારે કામજ્વર શાંત થઈ ગયો હોય છે. સંધ્યાકાળે દાળભાત અથવા દૂધ ભાત ખાવાથી વિશેષે કરીને કામજ્વરની પીડા સંતાપતી નથી (૮૬૬-૮૭૨ )

## સ્ત્રીના કામજ્વરની શાન્તિનો ઉપાય:—

સરસીયું ગરમ કરીને, તેમાં સિંધવ વાટીને નાખીને, તે તેલ માથામાં ઘાલીને, સિંધવવાળું સરસીયું, પીડી તથા દહીં

આખા શરીરે મર્દન કરીને, ઉપર ન્હાઈ શકાય તેવા ગરમ પાણીથી સ્નાન કરીને, હરડેદલ, દ્રાક્ષ અને સાકર ખાઈને, ઉપર જે ગોળી બતાવી ગયા તે ગોળીની ધૂણી વસ્ત્ર ઓઢીને લેવાથી, સ્વપ્નમાં સ્ત્રીને દ્રાવ થાય છે. અને પુરુષ સાથે સંભોગ કર્યા જેટલી તેણીને શાંતિ થાય છે. (૮૭૩–૮૭૭)

### લિંગવૃદ્ધિનો ઉપાય:—

તેલ તથા માખણને ભેગાં કરીને લિંગ ઉપર લેપ કરીને, મરેલાં અળસીઆને ( અળસીઓ મારેલો નહિ, પણ કુદરતી રીતે મરેલો હોવો જોઇએ. ) બાળીને, તે રાખ લિંગ ઉપર ભભરાવી, તેના ઉપર બારીક વસ્ત્ર બાંધીને, ઉપર સુખડી, બદામની મીંજ, આરોળી, વગેરે સારી વસ્તુઓ ખાવાથી અને ખારૂં, ખાટું નહિ ખાવાથી, સાત દિવસ આ પ્રયોગ કરવાથી લિંગ સાંબેલા જેવું જાડું થાય છે. (૮૭૮–૮૮૧)

### યોનિ સંકોચનના ઉપાયો:—

ધંતૂરાનાં બીજ, માયા, અજમો, માંગફૂલ, કણેર શતી અને પીળીનાં ફૂલ, આ છ ઔષધો સમભાગે લઈને, શિલારસથી ગોળી જુવાર જેવડી કરીને, તે ગોળી છાંયડે સૂકવીને યોનિમાં મૂકવી. પછી યોનિ ઉપર ગોરૂ ઘસીને લેપ કરવાથી, યોનિમાં સોય પેસવા જેટલી પણ જગ્યા રહેતી નથી. આ ઉપાય સિવાય બીજો યોનિ સંકોચનનો ઉપાય આ પ્રમાણે છે. આસંધ, વજ, કોષ્ટ, બલનાગ, બલ અને ગજપીંપર, સરખા ભાગે લઇને, ભેંસના માખણમાં મર્દન કરીને યોનિ ઉપર લેપ કરવાથી સ્મરદીપિકા ગ્રંથના મતે યોનિસંકોચન થાય છે. (૮૮૨–૮૯૧)

નીલ કમલ, સફેદ કમલ, કેશર, મધુ અને સાકર. આ દ્રવ્યોનો સ્ત્રીની નાભિ ઉપર લેપ કરવાથી યોનિસંકોચન થાય છે. કામી પુરુષને યોનિસંકોચન બહુ પ્રિય હોય છે. (૮૯૨–૮૯૪)

જે સ્ત્રીના સ્તન ઢીલા હોય, તેણીના સ્તન ઉપર ખીજડાની ખીચડી લઇને, તેનું મર્દન કરીને રસ કાઢીને, તે રસ સીસાની

વાડકીમાં ખરડીને, વાડકી ત્રણ દિવસ સ્તન ઉપર બાંધી રાખીને, ત્રીજા દિવસે વાડકી છોડી લેવાથી સ્તન કઠન શ્રીફલ જેવા થાય છે. (૮૯૫-૮૯૭)

વર્ષાઋતુમાં નિરંતર સ્ત્રી સંગ કરવો નહિ. અતિ સંભોગ કરવાથી નાડીમાંથી બધું કૌવત નીતરી જવાથી શરીર ખાલી પડી જાય છે. સંભોગ કર્યા પછી પાણી પીવું નહિ, કારણ કે તેમ કરવાથી શરીરનું બલ ક્ષીણ થઈ જાય છે. સંભોગ કર્યા પછી સાકર નાખેલું ગરમ દૂધ પીવાથી અને ઉપર પાન તથા જુદી જુદી જાતનાં પકવાન ખાવાથી શરીરમાં વીર્યવૃદ્ધિ થાય છે. અને તાકાત ઘટતી નથી. આ પ્રમાણે કોકદેવે સ્ત્રી જીતવાના પ્રકારો સંક્ષેપથી કહ્યા. જુદા જુદા ગુણોવાળા કોકચોપઈના દશ પ્રકારો પૈકીનો કવિ નરબદ કહે છે કે આ નવમો પ્રકાર સંપૂર્ણ થયો તે તમે આજે સાંભળો (૮૯૮-૯૦૪)

શ્રીમદ્ જૈનાચાર્ય શ્રી નરબુદાચાર્ય વિરચિત કોકશાસ્ત્રમાં
કંદર્પ સમકરણ નામનો નવમો અધિકાર
સમાપ્ત ॥ ૯ ॥

# દશમો અધિકાર

દશમા અધિકારના મંગલાચરણમાં કવિ પોતાની ઈષ્ટ દેવી **ચંડિકા** પાસે રક્ષણ માગીને, **કોકદેવે ભૈરવસેન** રાજાની આગળ કહેલાં ભોગના ચોરાશી આસનોનું વર્ણન કરતાં કહે છે કે, બચપણમાં જ્યારે શરીર સુકોમળ હોય ત્યારે આસનોનો અભ્યાસ કરવો જોઈએ. સ્ત્રી અને પુરુષ બંને જણાએ આ આસનોનો અભ્યાસ કરવો જોઈએ. આ આસનોનો અભ્યાસ કર્યા પછી કાં તો તેનો ઉપયોગ યોગ સાધવા કરવો જોઈએ, અથવા તો ભોગ ભોગવવામાં કરવો જોઈએ. જે માણસ આસનભેદને જાણતો નથી તે મૂર્ખ બાપડો સ્ત્રીનું સુખ શી રીતે પામે ? જેમ **રામચંદ્રજીએ** રાવણ પાસેથી **સીતાને** પાછી મેળવવા માટે ઊંડા સાગર પર પૂલ બાંધી વાંદરા, માંકડા અને રીંછોનું સૈન્ય સમુદ્રની પેલે પાર ઉતાર્યું હતું તેમ સ્ત્રીના મહસાગરનો પાર **કોકદેવ** જ પામી શકયો. કવિ કહે છે કે, આ કોકદેવ ચોરાશી આસનનો જ્ઞાતા હોવાથી **પંખિણી** યોગિનીને જીતી શકયો હતો. આ ચોરાશી આસનનું વર્ણન કવિ **નરબદે** આ પ્રમાણે કરેલું છે. (૯૦૫–૯૨૩)

૧ **પુરુષાસન** પુરુષની માફક સ્ત્રી સંભોગ કરે તે પુરુષાસન જાણવું. તે સર્વ તિથિએ બાલા યૌવના **પદ્મિની** કરે છે. આ આસનથી આઠમી કલા દ્રવે છે. (૯૨૪–૯૨૫)

૨ **સમાસન** સીધી રીતે સંભોગ કરવો તે **સમાસન** જાણવું. સર્વ તિથિએ, સર્વ જાતિની સ્ત્રીઓને આ આસનથી સોળમી કલા દ્રવે છે. (૯૨૬)

૩ **વિષમાસન** એક પગ ઊંચો રાખીને, સ્ત્રી સંગ કરાવે તે **વિષમાસન** જાણવું પાંચમ અને સાતમે તરૂણી યુવાન **હસ્તિની** સ્ત્રી આ આસનથી પાંચમી કલા દ્રવે છે. (૯૨૭–૯૨૮)

૪ ખોડીબારાસન–બે પગ ઊંચા રાખીને સ્ત્રી સંગ કરાવે તે ખોડીબારાસન જાણવું. આ આસનથી ત્રીજ અને અગિયારશ ના દિવસે બાલા યૌવના ચિત્રિણી સ્ત્રીને સાતમી કલા દ્રવે છે. (૯૨૯–૯૩૦)

૫ વિપરીતાસન–પુરુષની માફક સ્ત્રી સંગ કરે, પુરુષના મુખે સ્ત્રી ચુંબન કરે તે વિપરીતાસન જાણવું. આ આસન યોગ તથા ભોગ બંનેમાં ઉપયોગી છે. આઠમ અને નોમના દિવસે મનોરમ યૌવના પદ્મિનીને આ આસનથી દશમી કલા દ્રવે છે. (૯૩૧–૯૩૨)

૬ દોયપદખંધાસન–ખભા ઉપર બે પગ મૂકીને, જે સંગ કરાવે તે દોયપદખંધાસન જાણવું. આઠમ અને દશમના દિવસે પ્રૌઢા હસ્તિની સ્ત્રીને આ આસનથી દશમી કલા દ્રવે છે. (૯૩૩–૯૩૪)

૭ એકપદખંધાસન–એક પગ ખભા ઉપર અને બીજો પગ જમીન ઉપર રાખીને, જે સંગ કરાવે તે એકપદખંધાસન જાણવું. તેરશના દિવસે બાલયૌવના પદ્મિની સ્ત્રીને આ આસનથી તેરમી કલા દ્રવે છે (૯૩૫–૯૩૬)

૮ કડુખલાદ્વિપદાસન—કાખમાં બે પગ રાખીને, જે સ્ત્રી સંગ કરાવે તે કડુખલાદ્વિપદાસન જાણવું. પાંચમ અને છઠના દિવસે મનોરમ યૌવનવાળી હસ્તિની સ્ત્રી આ આસનથી રમે તો તેણીની નવમી કલા દ્રવે છે. (૯૩૭–૯૩૮)

૯ એકપગકડુખલાસન—કાખમાં એક પગ રાખીને, જે સ્ત્રી સંગ કરાવે તે એકપગકડુખલાસન જાણવું. આઠમ અને તેરશના દિવસે મનોરમ યૌવના હસ્તિની સ્ત્રી આ આસનથી રમે તો તેરમી કલા તેણીની દ્રવે છે. (૯૩૯–૯૪૦)

૧૦ સન્મુખાસન—સન્મુખ રહીને, જે સ્ત્રી સંગ કરાવે તે સન્મુખાસન જાણવું. દશમ અને પૂર્ણિમાના દિવસે બાલયૌવન-

વાળી **પદ્મિની** સ્ત્રી આ આસનથી રમે તો તેણીની સોળમી કલા દ્રવે છે (૯૪૧-૯૪૨)

૧૨ **જાનુયુગ્માસન**—બે ઢીંચણ એકઠા રાખીને, જે સ્ત્રી સંગ કરાવે તે **જાનુયુગ્માસન** જાણવું. ચોથ અને પાંચમના દિવસે બાલયૌવનવાળી **ચિત્રિણી** સ્ત્રીને આ આસનથી પાંચમી કલા દ્રવે છે. (૯૪૩-૯૪૪)

૧૨ **પદવેષ્ટિતકંઠાસન**—ગરદનને બે પગ ફરતા વીંટીને, જે સ્ત્રી સંગ કરાવે તે **પદવેષ્ટિતકંઠાસન** જાણવું. અગિયારશ અને બારશના દિવસે તરૂણ યૌવનવાળી **પદ્મિની** સ્ત્રીને આ આસનથી બારમી કલા દ્રવે છે. (૯૪૫-૯૪૬)

૧૩ **પૃષ્ટાંગુષ્ટાસન**—પૂંઠે ઊંચી થઈને પગના અંગૂઠા પકડીને જે સ્ત્રી સંગ કરાવે તે **પૃષ્ટાંગુષ્ટાસન** જાણવું. એકમના દિવસે મનોરમ યૌવનવાળી **ચિત્રિણી** સ્ત્રીને આ આસનથી પહેલી કલા દ્રવે છે. (૯૪૭-૯૪૮)

૧૪ **નાગપાશાસન**—નાગપાશની માફક, જે સ્ત્રી ભોગ ભોગવે. તે **નાગપાશાસન** જાણવું. પાંચમ અને છઠના દિવસે બાલયૌવનવાળી **પદ્મિની** સ્ત્રી આ આસનથી પાંચમી કલા દ્રવે છે (૯૪૯-૯૫૦)

૧૫ **વીરાસન**—જમણો પગ ડાબા પગ ઉપર રાખીને, જે સ્ત્રી સંગ કરાવે તે **વીરાસન** જાણવું. જઠર યૌવનવાળી **હસ્તિની** સ્ત્રી ત્રીજના દિવસે આ આસનથી ચોથી કલા દ્રવે છે. (૯૫૧-૫૨)

૧૬ **પદ્માસન**—જમણો ઢીંચણ ડાબા ઢીંચણ ઉપર અને ડાબો ઢીંચણ જમણા ઢીંચણ ઉપર રાખીને, જે સ્ત્રી સંગ કરાવે તે **પદ્માસન** જાણવું. પ્રૌઢ વયવાળી **ચિત્રિણી** સ્ત્રી નોમ અને દશમના દિવસે આ આસનથી દશમી કલા દ્રવે છે. (૯૫૩-૯૫૪)

૧૭ **ચક્રાસન**—સ્ત્રી અને પુરુષ સંભોગ કરતી વખતે, ચક્રની માફક યોનિ સંભોગ કરતાં કરતાં ફેરવે તે **ચક્રાસન**

જાણવું. મનોરમ યૌવનવાળી પદ્મિની સ્ત્રી, સાતમ અને આઠમના દિવસે આ આસનથી નવમી કલા દ્રવે છે (૯૫૫-૯૫૬)

૧૮ **ગૂઢાસન**—સંભોગ કરતી વખતે, તડાતડ સંગ સ્ત્રી જુદા જુદા આસનો માંડીને કરે તે ગૂઢાસન જાણવું. તરૂણ યૌવનવાળી **હસ્તિની** સ્ત્રી સર્વ તિથિએ આ આસનથી સોળમી કલા દ્રવે છે. (૯૫૭-૯૫૮)

૧૯ **દૃઢાસન**—પુરુષ પોતાની ઈંદ્રી સ્ત્રીની યોનિમાં ઘાલી રહે, તળેથી સ્ત્રી પોતે સંગ કરે તે દૃઢાસન જાણવું. બાલ-યૌવનવાળી શંખિની સ્ત્રી, અગિયારશ અને બારશના દિવસે આ આસનથી બારમી કલા દ્રવે છે. (૯૫૯-૯૬૦)

૨૦ **પદપ્રસ્તારાસન**-પગ બે પહોળા રાખીને, સ્ત્રી સંગ કરાવે તે **પદપ્રસ્તારાસન** જાણવું. બાલયૌવનવાળી **હસ્તિની** સ્ત્રી નોમ અને દશમના દિવસે આ આસનથી તેરમી કલા દ્રવે છે. (૯૬૧-૯૬૨)

૨૧ **ગોકુણર્ણાસન**—એક પગ ઊંચો રાખીને, બીજો પગ જમીન પર રાખીને, સ્ત્રી સંગ કરાવે તે **ગોકુણર્ણાસન** જાણવું. મનોરમયૌવનવાળી **હસ્તિની** સ્ત્રી પાંચમ અને આઠમના દિવસે આ આસનથી પાંચમી કલા દ્રવે છે. (૯૬૩-૯૬૪)

૨૨ **મુખપદ્માસન**—બે પગ ભેગા કરી ઊંચા કરીને, સ્ત્રી સંગ કરાવે તે **મુખપદ્માસન** જાણવું. જઠર યૌવનવાળી **પદ્મિની** સ્ત્રી બારશ અને તેરશના દિવસે, આ આસનથી બીજી તથા બારમી કલા દ્રવે છે. (૯૬૫-૯૬૬)

૨૩ **હબસીઆસન**—પુરુષને નીચે બેસાડીને ઉપર સ્ત્રી બેસીને, પુરુષના હાથ બે પકડી રાખીને, સ્ત્રી સંગ કરાવે તે **હબસીઆસન** જાણવું. તરૂણ યૌવનવાળી **ચિત્રિણી** સ્ત્રી સર્વ તિથિએ, આ આસનથી આઠમી કલા દ્રવે છે. (૯૬૭-૯૬૮)

૨૪ કૂદાસન—પુરુષને ઢીંચણ ભર રાખીને, હાથ ઉપર બેસીને, સ્ત્રી સંગ કરાવે તે કૂદાસન જાણવું. બાલ યૌવનવાળી પદ્મિની સ્ત્રી ત્રીજ તથા આઠમના દિવસે, આ આસનથી દશમી કલા દ્રવે છે. (૬૬૯–૬૭૦)

૨૫ જાતપ્રસુતાસન—સ્ત્રી જેવી રીતે બાળકનો જન્મ આપે છે, તેવી રીતે પગ રાખીને, સ્ત્રી સંગ કરાવે તે જાતપ્રસુતાસન જાણવું. મનોરમ યૌવનવાળી ચિત્રિણી સ્ત્રી સાતમના દિવસે, આ આસનથી નવમી કલા દ્રવે છે. (૯૭૧–૯૭૨)

૨૬ કરચરણોબદ્ધાસન—બંને હાથ અને પગ બાંધીને સ્ત્રી સંગ કરાવે તે કરચરણોબદ્ધાસન જાણવું. બાલ યૌવનવાળી હસ્તિની સ્ત્રી આઠમ અને નોમના દિવસે આ આસનથી સોળમી કલા દ્રવે છે. (૯૭૩–૯૭૪)

૨૭ મુખપૃષ્ઠાસન—કંમર ઉપર પાછળ મુખ રાખીને, સ્ત્રી સંગ કરાવે તે મુખપૃષ્ટાસન જાણવું. બાલયૌવનવાળી ચિત્રિણી સ્ત્રી તેરશ અને ચૌદશના દિવસે આ આસનથી તેરમી કલા દ્રવે છે (૯૭૫–૯૭૬)

૨૮ ચક્રાસન—ડાબો પગ ગરદન પાછળ રાખીને, સ્ત્રી સંગ કરાવે તે ચક્રાસન જાણવું. બાલયૌવનવાળી પદ્મિની સ્ત્રી બારશના દિવસે આ આસનથી બારમી કલા દ્રવે છે. (૯૭૭–૯૭૮)

૨૯ કંડુખલાસન—પડખાભેર સૂઈ રહી પગ ઊંચો કરીને જે સ્ત્રી સંગ કરાવે તે કંડુખલાસન જાણવું. પ્રૌઢા ચિત્રિણી પાંચમના દિવસે આ આસનથી છઠ્ઠી કલા દ્રવે છે. (૯૭૯–૯૮૦)

૩૦ યથાસુખાસન—સ્ત્રી અને પુરુષ બંનેને જે રીતે સુખ ઉત્પન્ન થાય, તે રીતે સંગ કરવો તે યથાસુખાસન જાણવું. ચારે યૌવનવાળી ચારે જાતિની સ્ત્રીઓ, સર્વ તિથિઓએ આ આસનથી, સોળમી કલા દ્રવે છે. (૯૮૧–૯૮૨)

૩૧ ખુંટીઆસન—પુરુષને ચત્તો સૂવાડીને સ્ત્રી સંભોગ માટે ઉપર બેસીને, યોનિમાં લિંગનો પ્રવેશ કરાવીને, પોતે સંગ કરે તે ખુંટીઆસન જાણવું. જઠર યૌવનવાળી પદ્મિની સ્ત્રી આઠમના દિવસે આ આસનથી નવમી કલા દ્રવે છે. (૯૮૩–૯૮૪)

૩૨ માખપ્રસ્થાસન—જમીન ઉપર બંને પગ લાંબા કરી બેસી, ઉપર પુરુષને બેસાડીને, સ્ત્રી સંગ કરાવે તે માખ-પ્રસ્થાસન જાણવું. યૌવન વયવાળી પદ્મિની સ્ત્રી સાતમના દિવસે આ આસનથી પાંચમી કલા દ્રવે છે. (૯૮૫–૯૮૬)

૩૩ પ્રસ્થાસન—જમીન પર પુરુષને બેસાડીને, ઉપર પોતે બેસીને, સ્ત્રી સંગ કરાવે તે પ્રસ્થાસન જાણવું. મનોરમ યૌવન-વાળી ચિત્રિણી, હસ્તિની અને શંખિની સ્ત્રી બારશના દિવસે આ આસનથી તેરમી કલા દ્રવે છે. (૯૮૭–૯૮૮)

૩૪ સીકાસન—પુરુષને નીચે બેસાડીને, તેની સન્મુખ લાંબા પગ ઘાલી, સ્ત્રી સીકા ઉપર બેસીને, ઇંદ્રી યોનિમાં ઘાલીને સીકાની દોરી ઉપર નીચે કરવાથી સ્ત્રી પણ ઊંચે જાય અને નીચી આવે, આ રીતે સ્ત્રી સંગ કરાવે તે સીકાસન જાણવું. જઠર યૌવનવાળી પદ્મિની અને ચિત્રિણી સ્ત્રી પૂર્ણિમાના દિવસે આ આસનથી પૂર્ણ ( પંદરમી ) કલા દ્રવે છે. ( ૯૮૯–૯૯૧ )

૩૫ કૂચાસન—એક હાથે સ્તન પકડાવે અને બીજા હાથે વેણી પકડાવીને ઊગડી રહી, સ્ત્રી સંગ કરાવે તે કૂચાસન જાણવું. મનોરમ યૌવનવાળી ચિત્રિણી સ્ત્રી પડવાને દિવસે આ આસનથી બીજી કલા દ્રવે છે. ( ૯૯૨–૯૯૩ )

૩૬ ઊગડાસન—ઊગડી રહીને, સ્ત્રી સંગ કરાવે તે ઊગડાસન જાણવું તરુણ યૌવનવાળી હસ્તિની સ્ત્રી બારશના દિવસે આ આસનથી બારમી કલા દ્રવે છે. ( ૯૯૪ )

૩૭ પગતલી દીપાસન—બે પગ આકાશ તરફ ઊંચા રાખીને તળે દીવો રાખીને, સ્ત્રી સંગ કરાવે તે પગતલી દીપાસન જાણવું. મનોરમ યૌવનવાળી પદ્મિની અને ચિત્રિણી સ્ત્રી બીજના દિવસે આ આસનથી ત્રીજી કલા દ્રવે છે. (૯૯૫–૯૯૬)

૩૮ **છત્રાસન**—પુરુષને નીચે સીધો સૂવાડીને ઉપર છત્રની માફક રહીને, સ્ત્રી સંગ કરાવે તે **છત્રાસન** જાણવું. તરુણ યૌવન વાળી **પદ્મિની** સ્ત્રી બારશના દિવસે આ આસનથી અગિયારમી કલા દ્રવે છે. (૯૯૭–૯૯૮)

૩૯ **મદપાનાસન**—મદ્યપાન કરી અથવા બીજા કેફી પદાર્થો વાપરીને મદોન્મત્ત બનીને, સ્ત્રી સંગ કરાવે તે **મદપાનાસન** જાણવું. મનોરમ યૌવનવાળી **ચિત્રિણી, હસ્તિની** અને **શંખિની** સ્ત્રી સર્વ તિથિએ આ આસનથી સોળમી કલા દ્રવે છે. (૯૯૯–૧૦૦૦)

૪૦ **યોનિસંકોચાસન**—પગ બે અવળા સવળા કરીને, કંમરને ભીડી હાથથી અંગૂઠો પકડી રાખીને, ચત્તી સૂઈ રહીને, પુરુષ સાથે સંભોગ કરે તે **યોનિસંકોચાસન** જાણવું. બાલ-યૌવનવાળી **પદ્મિની** સ્ત્રી આઠમના દિવસે આ આસનથી નવમી કલા દ્રવે છે. (૧૦૦૧–૧૦૦૩)

૪૧ **યોનિમુદ્રાસન**—બે પગ ઊંચા રાખીને, ચત્તી સૂઈ જઈને, યોનિ ઉપર પોતાના હાથે યોનિમુદ્રા બનાવેલી રાખીને, સ્ત્રી સંગ કરાવે તે **યોનિમુદ્રાસન** જાણવું. જઠર યૌવનવાળી **ચિત્રિણી** સ્ત્રી નોમ અને અગિયારશના દિવસે આ આસનથી પાંચમી કલા દ્રવે છે. (૧૦૦૪–૧૦૦૬)

૪૨ **ત્રવાયાઆસન**—બંને હાથ તથા એક પગ જમીન પર રાખીને, બીજો પગ આકાશ તરફ (ઊંચો) રાખીને, નગ્ન થઈ સ્ત્રી સંગ કરાવે તે **ત્રવાયાઆસન** જાણવું. તરુણ યૌવનવાળી **હસ્તિની** સ્ત્રી ચૌદશના દિવસે આ આસનથી ચૌદમી કલા દ્રવે છે. (૧૦૦૭–૧૦૦૮)

૪૩ **અધોમુખાસન**—બે હાથ તથા બે પગના તળીયાં જમીન ઉપર રાખી ઊગડી રહીને, સ્ત્રી સંગ કરાવે તે **અધોમુખાસન** જાણવું. મનોરમ યૌવનવાળી **હસ્તિની** સ્ત્રી સાતમના દિવસે આ આસનથી આઠમી કલા ઝરે છે. (૧૦૦૯–૧૦૧૦)

૪૪ **રથાસન**—ચત્તી સૂઈ રહીને, હાથથી પેડુ ઊંચું પકડી રાખીને, નીચે ગરદન કરીને સ્ત્રી સંગ કરાવે તે **રથાસન** જાણવું. બાલ યૌવનવાળી **ચિત્રિણી** તથા **હસ્તિની** સ્ત્રી છઠના દિવસે આ આસનથી સાતમી કલા દ્રવે છે. (૧૦૧૧–૧૦૧૨)

૪૫ **મંચાસન**—હાથ અને પગ જમીન પર ટેકવીને, હાથ પગ પર રહીને ચત્તી સૂઈને, સ્ત્રી સંગ કરાવે તે **મંચાસન** જાણવું. મનોરમ યૌવનવાળી **ચિત્રિણી** સ્ત્રી સાતમ, આઠમ અને નોમના દિવસે આ આસનથી આઠમો કલા દ્રવે છે. (૧૦૧૩–૧૫)

૪૬ **કમલાસન**—હાથ અને પગ એકઠા કરીને, ચત્તી સૂઈ રહીને કમલની માફક, સ્ત્રી સંગ કરાવે તે **કમલાસન** જાણવું. યુવાન **પદ્મિની** સ્ત્રી નોમના દિવસે આ આસનથી તેરમી કલા દ્રવે છે. (૧૦૧૬–૧૦૧૭)

૪૭ **હીંડોલાસન**—હીંચકો ઊંચો બાંધીને તેના ઉપર **પદ્મિની** સ્ત્રી હીંચકાનાં બે સળીયા પકડી રાખી, યોનિ ઉઘાડી મૂકીને, ઉપર પુરુષ રાખીને, હીંચકો ખાતાં ખાતાં સંગ કરાવે તે **હીંડોલાસન** જાણવું. મનોરમ યૌવનવાળી **પદ્મિની** સ્ત્રી ચૌદશ અને અમાવાસ્યાના દિવસે સોળમી કલા આ આસનથી દ્રવે છે. (૧૦૧૮–૧૦૨૦)

૪૮ **અધરચુંબાસન**—પુરુષના એક હાથે સ્તન પકડાવી, બીજા હાથે મસ્તકની વેણી પકડાવી, પુરુષના મુખમાં અધર આપીને, સ્ત્રી સંગ કરાવે તે **અધરચુંબાસન** જાણવું. બાલ-યૌવનવાળી **પદ્મિની** અને **ચિત્રિણી** સ્ત્રી દશમના દિવસે દશમી કલા આ આસનથી દ્રવે છે. (૧૦૨૧–૧૦૨૨)

૪૯ **ચંચલાસન**—યોનિમાં ઇંદ્રી ઘાલીને, કેડ હલાવતાં હલાવતાં આઘી પાછી થતી, સ્ત્રી સંગ કરાવે તે **ચંચલાસન** જાણવું જઠર યૌવનવાળી **હસ્તિની** સ્ત્રી બારશના દિવસે આ આસનથી નવમી કલા દ્રવે છે. (૧૦૨૩–૧૦૨૪)

૫૦ **દીપાસન**—પોતાના પેડા ઉપર દીવો રાખીને, સ્ત્રી સંગ કરાવે તે દીપાસન જાણવું. મનોરમ યૌવનવાળી **ચિત્રિણી** સ્ત્રી પાંચમ અને છઠના દિવસે આ આસનથી સાતમી કલા દ્રવે છે. (૧૦૨૫–૧૦૨૬)

૫૧ **નાભિદીપાસન**—પોતાની ડુંટી ઉપર દીવો રાખીને, સ્ત્રી સંગ કરાવે તે **નાભિદીપાસન** જાણવું. બાલ યૌવનવાળી **પદ્મિનિ** સ્ત્રી આઠમના દિવસે આ આસનથી નવમી કલા દ્રવે છે. (૧૦૨૭–૧૦૨૮)

૫૨ **જાનુયુગ્માસન**—બે પગ ઊંચા રાખીને, બે હાથ ઉપર દીવા રાખીને, સ્ત્રી સંગ કરાવે તે જાનુયુગ્માસન જાણવું તરૂણ યૌવનવાળી **હસ્તિની** સ્ત્રી ત્રીજના દિવસે આ આસનથી ચોથી કલા દ્રવે છે. (૧૦૨૯–૧૦૩૦)

૫૩ **પેડુકરાસન**—યોનિમાં લિંગ પ્રવેશ કરાવીને, પેડામાં હાથની આંગળી રાખીને, સ્ત્રી સંગ કરાવે તે પેડુકરાસન જાણવું. બાલ યૌવના **પદ્મિની** સ્ત્રી બીજના દિવસે આ આસનથી બીજી કલા દ્રવે છે. (૧૦૩૧–૧૦૩૨)

૫૪ **યોનિથંભાસન**—સંભોગ કરતાં કરતાં, વારે ઘડીએ યોનિ થંભી રાખીને, સ્ત્રી સંગ કરાવે તે યોનિથંભાસન જાણવું. બાલ યૌવનવાળી મદમત્ત **ચિત્રિણી** અને હસ્તિની સ્ત્રી પાંચમના દિવસે આ આસનથી ચોથી કલા દ્રવે છે. (૧૦૩૩–૧૦૩૪)

૫૫ **અદૃષ્ટાસન**—સંભોગ કરતાં કરતાં યોનિ તથા લિંગ દેખાય નહિ તેવી રીતે, સ્ત્રી સંગ કરાવે તે **અદૃષ્ટાસન** જાણવું. ચારે યૌવનવાળી ચારે જાતિની સ્ત્રી સર્વ તિથિએ આ આસનથી સોળમી કલા દ્રવે છે. (૧૦૩૫–૧૦૩૬)

૫૬ **વિકટાસન** —બલાત્કારે કરીને, યુવાન હસ્તિની સ્ત્રી સંગ કરાવે, તે **વિકટાસન** જાણવું આ આસનથી તેણી ચૌદમી કલા દ્રવે છે (૧૦૩૭)

૫૭ **ભદ્રાસન**—પલાંઠીવાળીને, બે હાથ જમીન ઉપર ટેકવી ને, સ્ત્રી સંગ કરાવે તે **ભદ્રાસન** જાણવું. બાલ યૌવનવાળી **હસ્તિની** સ્ત્રી બારશ અને તેરશના દિવસે આ આસનથી ચૌદમી કલા દ્રવે છે. (૧૦૩૮-૧૦૩૯)

૫૮ **મુકુટાસન**—બંને પગના તળીઆ ઊંચા કરીને કાનની વચમાં મોરની માફક રાખીને, સ્ત્રી સંગ કરાવે તે **મુકુટાસન** જાણવું. મનોરમ યૌવનવાળી મુગ્ધા અને બાલા **ચિત્રિણી** સ્ત્રી તેરશના દિવસે આ આસનથી તેરમી કલા દ્રવે છે. (૧૦૪૦-૧૦૪૧)

૫૯ **ભમરાસન**—પુરુષને નીચે સૂવાડીને, ઉપર રહીને સ્ત્રી સંગ કરાવે તે **ભમરાસન** જાણવું મદવાળી **પદ્મિની** અને **હસ્તિની** સ્ત્રી સર્વ તિથિએ આ આસનથી આઠમી કલા દ્રવે છે. (૧૦૪૨-૧૦૪૩)

૬૦ **મયૂરાસન**—બે પગ ઊંચા રાખીને, બે હાથ જમીન ઉપર રાખી, સ્ત્રી નીચા મસ્તકે રહી સંગ કરાવે તે **મયૂરાસન** જાણવું. મનોરમ યૌવનવાળી **ચિત્રિણી** સ્ત્રી દશમના દિવસે આ આસનથી નવમી કલા દ્રવે છે (૧૦૪૪-૧૦૪૫)

૬૧ **પારેવા** યુગલ, ૬૨ **ચકલા ચકલી** યુગલ, ૬૩ **સિંહ** યુગલ, ૬૪ **હસ્તિ** યુગલ, ૬૫ **હરણ** યુગલ, ૬૬ **અશ્વ** યુગલ, ૬૭ **ખચ્ચર** યુગલ, ૬૮ **ગર્દભ** યુગલ, ૬૯ **શ્વાન** યુગલ, ૭૦ **બિલાડા** યુગલ, ૭૧ **ચકોર** યુગલ, ૭૨ **સૂડા** યુગલ, ૭૩ **કુકડા** યુગલ, ૭૪ **નકુલ** યુગલ, ૭૫ **હંસ** યુગલ, ૭૬ **ગરૂડ** યુગલ, ૭૭ **કૂર્મ** યુગલ, ૭૮ **પોપટ** યુગલ અને ૭૯ **કોયલ** યુગલ. આ પ્રમાણે ૬૧ થી ૭૯ આસનો, તે તે પશુ પંખી જે જે રીતે રતિક્રીડા કરે છે, તે તે રીતે રતિક્રીડા સ્ત્રી પુરુષ કરે તે તે આસનો જાણી લેવાં. આ આસનોથી સર્વ તિથિએ, ચારે જાતિની, ચારે યૌવનવાળી, સ્ત્રીઓ સોળમી કલા દ્રવે છે. (૧૦૪૬-૧૦૫૦)

૮૦ **છૂરીકાસન**—કમ્મરની નીચે છરી રાખીને, સ્ત્રી સંગ કરાવે તે **છૂરીકાસન** જાણવું. ચારે યૌવનવાળી, ચારે જાતિની

સ્ત્રીઓ સર્વ તિથિએ, આ આસનથી સર્વ કલા દ્રવે છે. (૧૦૫૧-૧૦૫૨)

૮૧ ઇંદ્રાસન—યોનિની અંદરનું કમલ ઊંધું રાખીને, સ્ત્રી સંગ કરાવે તે ઇંદ્રાસન જાણવું. મનોરમ યૌવનવાળી હસ્તિની સ્ત્રી સર્વ તિથિએ આ આસનથી આઠમી કલા દ્રવે છે. (૧૦૫૩-૧૦૫૪)

૮૨ ભૈરવાસન—શંકર અને પાર્વતી જે રીતથી રમ્યા, તે ભૈરવાસન જાણવું. આ આસનને ઇશ્વરાસન પણ કહેવાય છે. (૧૦૫૫)

૮૩-૮૪ કૃષ્ણ-રાધિકાસન—કૃષ્ણ રાધિકા જે રીતે રમ્યા, તે કૃષ્ણ-રાધિકાસન જાણવાં. સર્વ તિથિ, સર્વ યૌવનવાળી, ચારે જાતિની સ્ત્રીઓ આ આસનથી સોળમી કલા દ્રવે છે. (૧૦૫૬-૧૦૫૭)

કોકદેવ રાજાને કહે છે કે—આ ચોરાશી આસન જે સ્ત્રી-પુરુષ જાણશે તેમનો જન્મ સાર્થક થશે આ આસનોનો બચપણથી અભ્યાસ કરવો જોઇએ રાજાએ કોકદેવને ઘણું માન આપ્યું. અને બુંદી શહેર ભેટ આપ્યું. કોકદેવ અને પંખિણી ઘણા ભોગ વિલાસ ભોગવતાં આનંદે રહે છે. પંખિણીનું નામ સૌભાગ્યસુંદરી રાખવામાં આવ્યું આ સૌભાગ્યસુંદરી સ્ત્રીનાં સોળે શણગાર સજે છે. અને ચોરાશી આસનોથી કોકદેવની સાથે સંસાર સુખ ભોગવે છે. (૧૦૫૮-૧૦૭૪)

કવિ નરબદ કથા પ્રસંગે સ્ત્રીના સોળ શણગારનું વર્ણન કરે છે.

**સ્ત્રીના સોળ શણગારનાં નામો—**

પ્રથમ સ્નાન, સુંદર વસ્ત્ર, કપાળમાં તિલક, આંખોમાં કાજળ, કાને કુંડલ, નાકે મોતીની નથ, છાતી પર પુષ્પહાર, પગમાં ઝણકાર કરતાં નેપૂર, અંગ પર ચંદન અને કસ્તૂરીનો લેપ, કંચૂકી, મસ્તકે મણિ, ક્ષુદ્રાવલી, હીરાજડીત ચૂડી, તાંબૂલ-પાન, કંકણ અને

ચાતુરી ભરી વાણી ( આ પ્રમાણે ), શૃંગાર સોળ પ્રકારનાં છે. આ સોળે શણગાર સજીને પંખિણી કોકદેવ સાથે રતિક્રીડા કરતી હતી. (૧૦૭૫-૧૦૮૮)

પંખિણી અષ્ટનાયિકાના લક્ષણો પણ જાણતી હતી. આ અષ્ટનાયિકાનું વર્ણન કવિએ આ પ્રમાણે કરેલું છે. (૧૦૮૯)

વાસકશય્યા, ઉત્કંઠા, સ્વાધીનભતૃકા, કલહાંતરિતા, વિપ્રલબ્ધા, અભિસારિકા, પ્રોષિતા, અને ખંડિતા આ અષ્ટનાયિકા છે. તેના જુદા જુદા ભેદ અનુક્રમે કવિએ આ પ્રમાણે દર્શાવ્યા છે. (૧૦૯૦-૧૦૯૧)

અષ્ટનાયિકાના ભેદ—

વાસકશય્યા—પ્રિયની વાટ જોતી, વિવિધ રીતે ખાટ બિછાવતી, વિવિધ જાતિના ફૂલોની માળા ગુંથતી, સુંદર શૃંગાર સજીને, કટિમેખલા સાચવતી, આજુમાજુ જોતી, હર્ષિત થઈને, પોતાની સખીને નાયિકા કહે છે કે, હમણાં પ્રિય આવશે દીવાનું તેજ ઘણું છે, ઘડીએ ઘડીએ એમાં તેલ પૂરવાની જરૂર નથી. આ પ્રમાણે બોલતી ઘડીમાં ઘરના આંગણામાં જતી, ઘડીવારમાં ઘરમાં પાછી આવતી, દૂર દૂર નજર નાખતી નાયિકા વાસકશય્યા જાણવી. (૧૦૯૨-૧૦૯૬)

ઉત્કંઠા—પતિએ જે સમય આપ્યો હતો, તે સમયે નહિ આવી પહોંચવાથી, હજુ તે કેમ ન આવ્યો, તે પ્રમાણે ઉત્કંઠા મનમાં રાખતી, મોટે સ્વરે નિશ્વાસ મૂકતી, સખીની સંગાથે શરમથી બરાબર નહિ બોલતી, જેના કપાળ પર રાતી રેખા છે અને જેણીના ગાલ પણ રાતા છે, ચકિત નજરે પ્રિયની વાટ જોતી નાયિકા ઉત્કંઠા જાણવી (૧૦૯૭-૧૧૦૦)

સ્વાધીનભતૃકા—હે સખી ! મારામાં કાંઈ રૂપ નથી, મારી કમ્મર પાતલી નથી, મારા સ્તન કઠન નથી, મારા શરીરમાં કાંતિ નથી, હું સુંદર ગતિથી ચાલતી નથી, મારી યોનિ પણ આઢી નથી, મારી વાણી પણ સારી નથી, બેઠાં બેઠાં મને હાસ્ય પણ આવતું

નથી, છતાં પણ કોઈ કારણના પ્રભાવે મારા પતિ મને ફૂભાવતા નથી. આવી નાયિકા **સ્વાધીનભતૃકા** જાણવી. (૧૧૦૧–૧૧૦૪)

**કલહાંતરિતા**—વિહ્વલ ચિત્તે આંગણામાં ફરતી, સખી સંઘાતે કાંઈ પણ નહિ બોલતી, પતિ સાથે ઝઘડો કરીને રીસાએલી, કામજ્વરથી પીડાતી, નિશ્વાસ મૂકતી, મનમાં પ્રિય સંયોગને ઇચ્છતી નાયિકા **કલહાંતરિતા** જાણવી. (૧૧૦૫–૧૧૦૭)

**વિપ્રલબ્ધા**—સખી માતાપિતાના સોગન આપી નાયિકાને તારો પ્રિય તને બોલાવે છે એમ કહી કપટથી જંગલમાં લઈ ગઈ. ઉતાવળી ઉતાવળી કુંજભૂવનમાં પહોંચી. પરંતુ પ્રિયતમને નહિ દેખવાથી મનમાં ગુસ્સે થએલી, તિમીરના ઝણકાર સાંભળવાથી તથા કુંજભૂવનમાં અંધકાર થવાથી, તથા અંધારી રાત્રે ભમરાના ગુંજારવ સાંભળતી, પ્રિયતમ નહિ દેખવાથી વિચારમાં પડી ગઈ ને આકાશમાં જોતાં વિચારવા લાગી કે હે દેવ ! તેં શું કર્યું, મારો પ્રિયતમ ક્યાં હશે. આ પ્રમાણે વિસ્મય નજરે જોતી નાયિકા **વિપ્રલબ્ધા** જાણવી. (૧૧૦૮–૧૧૧૪)

**અભિસારીકા**—એક સખી બીજી સખીને કહે છે કે, તારો પ્રિયમત જ્યાં સંકેતસ્થાન છે, ત્યાં ગયો છે. હે સખી ! તારી દૂતિ તરીકે વીજલી પણ ચમકારા કરે છે અને મેઘરાજાને પ્રસ્થાન વેલા તિમરાઓ પણ બોલીને મંગલ કરે છે. આવા શુભ સમયે તારો સ્વામી અભિસારે ચઢ્યો છે, માટે તું પણ ત્યાં જા. આ નાયિકાને **અભિસારીકા** જાણવી. (૧૧૧૫–૧૧૧૮)

**પ્રોષિતા**—પતિ પરદેશ ગયો છે, અને પત્ની એકલી ઘેર હોવાથી, કામજ્વરની પીડા કોઇને કહેતી નથી. સેવાલને પાથરીને લાજની મારી સૂતી નથી અને મુખે નિશ્વાસ નાંખતી તથા ગદ્ગદ્ કંઠે આંસુ સારતી નાયિકા **પ્રોષિતા** જાણવી. (૧૧૧૯–૧૧૨૧)

**ખંડિતા**—પોતાના પતિની ગરદન પર બીજી સ્રીના કંકણની નિશાની જોઈને, પતિની સંઘાતે કાંઈ પણ નહિ બોલતી,

પોતાની સખીને કહેવા લાગી કે–હે સખી ! હું તને સાચું કહું છું. એ પ્રમાણે બોલીને આંસુ સારતી નાયિકાને ખંડિતા જાણવી. (૧૧૨૨–૧૧૨૪)

કવિ નરબદ કહે છે કે–જેવી રીતે પંખિણી અષ્ટનાયિકા નાં લક્ષણો તથા સોળે શૃંગારની જાણકાર હતી, તેવી જ રીતે કોકદેવ પુરુષની બોંતેર કલાઓનો જાણકાર હતો. પુરુષની બોંતેર કલાઓનું વર્ણન આ પ્રમાણે જાણવું. (૧૧૨૫–૧૧૩૦)

પુરુષની બહોંતેર કલા—

૧ લેખકની કલા, ૨ પઠિત કલા, ૩ કવિત કલા, ૪ અંક કલા, ૫ ગીત કલા. ગીત કલાનું વર્ણન કરતાં છ રાગ તથા તેના પરિવારનું કવિએ આ પ્રમાણે વર્ણન કરેલું છે.

સાત સ્વર, ત્રણ ગ્રામ, ઓગણત્રીશ તાલ અને અગિયાર મૂર્છના આ પ્રમાણે સંગીતના ભેદો જાણવા. પહેલો ભૈરવ રાગ, બીજો માલકોશ, ત્રીજો હિંડોલરાગ, ચોથો દીપક, પાંચમો શ્રીરાગ અને છઠ્ઠો મેઘરાગ છે. આ દરેક રાગને પાંચ સ્ત્રીઓ અને આઠ પુત્રો કહેલા છે. આ પ્રમાણે દરેક રાગના તેર પ્રકારો અને મુખ્ય રાગનો ચૌદમો પ્રકાર છે. ગ્રંથનો વિસ્તાર વધે નહિ તે માટે રાગાંગનાઓ અને પુત્રોનાં નામ માત્ર જ હું કહીશ. (૧૧૩૧–૧૧૪૭)

૧ ભૈરવરાગની—ભૈરવી,, પુંનક, સ્નેહી, બંગાલી અને વેલાવલી, આ પાંચ સ્ત્રીઓ છે. પંચમ, હર્ષ, દેશાખ, બંગાલ, મધુ, માલવ, વેલાવલ અને લલિત નામના આઠ પુત્રો છે. (૧૧૪૮–૧૧૪૯)

—ભૈરવરાગ પરિવાર.

માલકોશ રાગની–ગુડીગ્રહા, ગંધારી, માલશ્રી, જેતશ્રી અને પાંચમી ધન્યાશ્રી, આ પાંચ સ્ત્રીઓ છે. મારૂ, મેવાડ, ઇષ્ટાંગ, બર્બર, ચંદ્રક, આયાસ, ખોખર અને ભ્રમરાનંદ નામના આઠ પુત્રો છે. (૧૧૫૦–૧૧૫૧) —માલકૌશિક પરિવાર.

૩ હિંડોલ રાગની—લોપાલી ચંદગવરી, વસંતી, સિંધૂરી અને પાંચમી આહીરી, આ પાંચ સ્ત્રીઓ છે. મંગલ, ચંદ્રબિંબ,

સુમનિંદ, વિભાકર, વર્દ્ધમાન, વિનોદ, વસંત અને વિનોદ નામના આઠ પુત્રો છે. (૧૧૫૨–૧૧૫૩) –હિંડોલરાગ પરિવાર.

૪ દીપક રાગની—સારંગી, ગુર્જરી, તોડી, કમોદી, પઠમંજરી, આ પાંચ સ્ત્રીઓ છે. કાલિંગ, કુંતલ, રામ, કમલ, કુસુમચંપક, લાહુ અને હેમાલ નામના આઠ પુત્રો છે. (૧૧૫૪–૧૧૫૫) –દીપકરાગ પરિવાર.

૫ શ્રીરાગની—વૈરાટી, કર્ણાટી, સાએરી, ગોડી તથા સૈન્ધવી, આ પાંચ સ્ત્રીઓ છે. કલ્યાણ, માલવ, ગોર, ગંભીર, ગુણસાગર, આગર, વિહાગર અને કુંભ નામના આઠ પુત્રો છે. (૧૧૫૬–૧૧૫૭) –શ્રીરાગ પરિવાર.

૬ મેઘરાગની—સોરઠી, મલયાગિરિ, આશાવરી, કનીયસી અને રામગિરી, આ પાંચ સ્ત્રીઓ છે. કાનર, નટ, કેદાર, જાલંધર, ગજાધર, ટંક, સૂહવ અને શંકરાભરણ નામના આઠ પુત્રો છે. (૧૧૫૮–૧૧૫૯) –મેઘરાગ પરિવાર.

૬ નૃત્યકલા, ૭ વાજિંત્ર કલા, ૮ વ્યાકરણકલા, ૯ છંદકલા ૧૦ અલંકાર કલા, ૧૧ નાટક કલા, ૧૨ નટ કલા, ૧૩ નખછેદની, ૧૪ પત્ર છેદની, ૧૫ આયુધકલા, ૧૬ ગજ આરોહણી, ૧૭ તુરંગ વાહંન કલા, ૧૮ ગજપરીક્ષા, ૧૯ અશ્વ પરીક્ષા, ૨૦ રત્ન પરીક્ષા, ૨૧ પુરુષલક્ષણ, ૨૨ સ્ત્રી લક્ષણ, ૨૩ પશૂ લક્ષણ, ૨૪ મંત્ર વાદ, ૨૫ યંત્રવાદ, ૨૬ રસવાદ, ૨૭ વિષવાદ, ૨૮ ગંધર્વવાદ, ૨૯ વિદ્યાવાદ, ૩૦ યુદ્ધકલા, ૩૧ બુદ્ધિકલા, ૩૨ તર્કવાદ, ૩૩ સંસકૃતકલા, ૩૪ કોમળ વાણી, ૩૫ પ્રત્યુત્તર કલા, ૩૬ દેશ ભાષા, ૩૭ કપટકલા, ૩૮ ચિત્રવિજ્ઞાન, ૩૯ સત્ય સિદ્ધાંત, ૪૦ વેદાંત, ૪૧ ગારૂડવિદ્યા, ૪૨ ઈંદ્રજાલ, ૪૩ વિનય કલા, ૪૪ આચાર્યકલા, ૪૫ આગમ જ્ઞાન ૪૬ વણિકકલા, ૪૭ ધ્યાનકલા, ૪૮ પૂરાણકલા, ૪૯ ઐતિહાસીક જ્ઞાન, ૫૦ દર્શનભેદ, ૫૧ ખેચરી (ઊડવાની) કલા, ૫૨ અમરકલા, ૫૩ પાતાલ ગમન, ૫૪ ધૂર્ત્તકલા, ૫૫ તરૂરોપણ કલા, ૫૬ કાષ્ટઘડણ, ૫૭ વણાટ કરણી, ૫૮ મણિકૃત કલા, ૫૯ વાણિજ્ય કલા,

૬૦ વશીકરણ, ૬૧ પાષાણ ઘડવાની કલા, ૬૨ ચિત્રકલા, ૬૩ નેપશ્યતિ, ૬૪ ધાતુકર્મ, ૬૫ ધર્મ કર્મ, ૬૬ વંચક કલા, ૬૭ રસવતી કલા, ૬૮ કર્મ કલા, ૬૯ હસવાની કલા, ૭૦ પ્રયોગ-કલા, ૭૧ કેવલજ્ઞાન, ૭૨ અકર્મકલા–મોક્ષપદની પ્રાપ્તિ. આનું વિસ્તૃત વર્ણન કરતાં ગ્રંથ બહુ મોટો થઈ જાય માટે નામો જ આપ્યા છે. (૧૧૬૦–૧૧૯૦)

ચૌદ વિદ્યા—

આ બોતેર કલાઓ ઉપરાંત કોકદેવ ચૌદ વિદ્યાનો જાણકાર હતો. આ ચાદવિદ્યા આ પ્રમાણે છે. ૧ બ્રહ્મજ્ઞાન, ૨ રસાયણ વિદ્યા, ૩ સ્વરધ્વનિ, ૪ વેદ વિદ્યા, ૫ જ્યોતિષ વિદ્યા ૬ વ્યાકરણ વિદ્યા, ૭ જલતરણી વિદ્યા, ૮ ધનુર્ધરી વિદ્યા, ૯ વૈદ્ય વિદ્યા, ૧૦ કૃષિ વિદ્યા, ૧૧ કોકકલા, ૧૨ વહાણુ ચલાવવાની કલા, ૧૩ વાજિંત્ર નાદ અને ૧૪ સંશોધન વિદ્યા. (૧૧૯૧–૧૧૯૭)

અષ્ટપલ્લવીનાં નામો—

કોકદેવ અષ્ટપલ્લવી વિદ્યા પણ જાણતો હતો. આ અષ્ટ-પલ્લવીનાં નામો આ પ્રમાણે છે ૧ અંકપલ્લવી, ૨ કરપલ્લવી, ૩ નેત્રપલ્લવી, ૪ વસ્તપલ્લવી, ૫ શબ્દપલ્લવી, ૬ ઔષધ-પલ્લવી ૭ પુષ્પ પલ્લવી અને ૮ ભાષાપલ્લવી. ગ્રંથ વધવાના ભયના લીધે આનું વિસ્તૃત વર્ણન આપ્યું નથી. (૧૧૯૮–૧૧૯૯)

છ ભાષાના નામો—

૧ સંસ્કૃત, ૨ પ્રાકૃત, ૩ અપભ્રંશ, ૪ સુરસેની, ૫ પિશા-ચિની અને ૬ માગધી. આ છએ ભાષાઓ તથા તેના નિયમો પણ કોકદેવ જાણતો હતો. (૧૨૦૦–૧૨૦૧)

કોકદેવ ભૈરવસેન રાજા, પરમેશ્વરની તથા ગુરૂની મૂર્તિ વિના કોઈને નમસ્કાર કરતો ન હતો. કોકદેવ સ્વરૂપે સાક્ષાત કામદેવના અવતાર જેવો હતો અને સૌભાગ્યસુંદરી સાક્ષાત રતિ જેવી હતી. બંને જણા રાત્રિ અને દિવસ સંસાર સુખ ભોગ-વતાં હતાં. બંને જણાના શરીર જ માત્ર જુદાં હતાં. પરંતુ

બંનેનો જીવ તો એક જ હતો. પૂર્વભવનાં સ્નેહને લીધે બંને દેવોને પણ દુર્લભ એવાં સંસાર સુખ ભોગવી રહ્યાં છે. એક વખતે કોકદેવ રમતાં રમતાં સૌભાગ્યસુંદરી ને પૂછે છે કે–તું લક્ષણથી કોઈ મોટા રાજાની કુંવરી હોય એમ લાગે છે, તારા મા, બાપનાં નામ અને સ્થળ વગેરે વિસ્તારથી કહે. વળી તારે યોગિની વેષ કેમ લેવો પડચો તે વૃત્તાંત મને સત્ય કહે. (૧૨૦૨–૧૨૨૨)

## પંખિણીનો પૂર્વવૃત્તાંત—

સૌભાગ્યસુંદરી કહેવા લાગી કે, ખાનપુરદેશમાં આવેલા નિપાણપાટણના રાજા સૂર્યસેનની હું પુત્રી છું. હે સ્વામિ ! તમે મારો વૃત્તાંત સાંભળીને ગુસ્સે ન થશો. મારા પિતા સૂર્યસેનને ત્યાં હાથી, ઘોડા અને રાજરિદ્ધિનો તો પાર ન હતો. પરંતુ એક પણ સંતાન નહિ હોવાથી તે હમેશાં વિચારમગ્ન રહ્યા કરતા હતા કે મારી પાછળ પુત્ર નહિ હોવાથી ગાદીનો ધણી કોણ થશે ? પુત્રપ્રાપ્તિ માટે સૂર્યસેન રાજાએ યોગિનીના કહેવાથી મહાકાલી દેવીની આરાધના કરવા માંડી. મહાકાલી માતાના દેવલમાં ભૂમિશયન કરીને પૂજા, ધૂપ વગેરે કરતાં, રાજાને જ્યારે એક મહિનાના ઉપવાસ થયા, ત્યારે માતાજી સ્વપ્નમાં આવ્યાં. માતાજીએ રાજાને કહ્યું કે–'હું તારા ઉપર પ્રસન્ન થઈ છું, માટે તારે જે જોઈએ તે માગી લે.' રાજાએ કહ્યું કે–'માતાજી ! મને એક પુત્ર આપો તો મને બહુ જ સુખ થાય.' જવાબમાં માતાજીએ કહ્યું કે–'હે રાજન્ ! સાંભળ. તને પુત્ર નહિ, પણ ઉત્તમ રૂપવાન એક પુત્રીની પ્રાપ્તિ થશે. તે પુત્રીનું નામ હું સ્વપ્નમાં કહું તે દેવનું પાડજો. અને તે સત્તર વર્ષની થાય ત્યાં સુધી કુંવારી રાખીને પછી પરણાવજો.' આ પ્રમાણે સ્વપ્નમાં કહીને માતાજી અદૃશ્ય થઈ ગયાં. રાજા આ સ્વપ્ન દેખીને આનંદિત થયો અને જાગ્યો. ત્યારપછી રાણીએ ગર્ભ ધારણ કર્યો અને સંપૂર્ણ માસ વીતી ગયા, એટલે રાણીએ એક સુંદર પુત્રીને જન્મ આપ્યો. રાજાએ મોટો જન્મ મહોત્સવ કર્યો અને પુત્ર જન્મની માફક પુષ્કળ ધન ખર્ચ કર્યું.

રાજકુમારી દિવસે દિવસે મોટી થવા લાગી. રાજાએ દેવીનું વચન ઉત્થાપીને પુત્રીનું નામ મનુષ્યનું પાડ્યું. પુત્રી પાંચ વર્ષની થઈ કે રાજાને વિચાર આવ્યો કે હું જીવીશ કે નહિ, તે વાતની શી ખબર દેવીનું વચન ભૂલી જઇને રાજાએ ચિત્રકોટના રાજા કનકસેનના પુત્ર કામદેવ કુમાર સાથે રાજકુમારીનું વેવિશાળ કર્યું. જ્યોતિષીઓ પાસે જોષ જોવડાવીને લગ્ન લીધું. નીપાણુ પાટણુ જાન આવી. લગ્નનો વખત થયો તે સમયે કુંકાલી વેષ ધારણુ કરી અકસ્માત ચાર યોગિનીઓ ત્યાં આવી અને કન્યાને ઊંઘતી ઊપાડી કાંઈક લઈ ગઈ. કર્ણાટક દેશમાં આવેલા મહાકાલીના મોટા દેવલમાં હું જાગી ત્યારે મેં પોતાને જોઈ. તે વખતે પાસે જ ચારે યોગિનીઓ મધુર વીણા વગાડતી હતી. હું વિચારમાં પડી કે, આ શું થયું ? હું અહીંયાં ક્યાંથી આવી. આ વખતે તે ચારે સુંદર યોગિનીઓ નાચતી નાચતી નાટક કરતી હતી. તે યોગિનીઓએ વિસ્મય પામેલી મને જોઈને પૂછ્યું કે–'તું કોણુ છું' મેં કહ્યું કે–'મારા પિતા મારૂં લગ્ન કરતા હતા. ત્યાંથી હું કેવી રીતે અહીં આવી, તે હું જાણુતી નથી. હવે જેમ તમે રાખો તેમ હું રહીશ, બીજું કાંઈ હું જાણું નહિ' ત્યાં હું યોગિનીનો વેષ પહેરીને ઘણો વખત રહી. મારી ગુરુણીનું નામ હંસણી હતું. માતાજી મહાકાલીએ સ્વપ્નમાં મારી ગુરુણીને મારૂં નામ પંખિણી રાખવાનું, અને મારો વિવાહ નહિ કરવાનું કહ્યું. મેં ત્યાં જ નાટકકલા તથા ગીતકલા, ભોગકલામાં ચોરાશી આસન વગેરેનો પણુ અભ્યાસ કર્યો. હું જયારે બાર વર્ષની થઈ ત્યારે મારી ગુરુણી હંસણી યોગિનીને મારો વિવાહ કરવા માટે ચિંતા ઉત્પન્ન થવા લાગી. એક દિવસ સ્વપ્નમાં મહાકાલીએ મારી ગુરુણીને કહ્યું કે:–'જે પુરુષ આ કન્યાની સાથે વાદમાં જીતશે અને પ્રમાદ વિના તેણીની સાથે ભોગ ભોગવશે અને જીતશે, તે પુરુષ તેણીને પરણુશે.' આ પ્રમાણે માતાજીનું વચન સાંભળીને ગુરુણી જાગી ઊભી થઇ. કર્ણાટક દેશના રાજાના કાને આ વાત પહોંચી. રાજાએ ગુરુણીને તેડાવી, ઊઠીને તેણીના પગમાં પડીને કહેવા લાગ્યો કે 'તમે જે માગો તે આપું, પણ તમારી

દીકરી મને પરણાવો.' ગુરુણીએ કહ્યું:–કે 'હે રાજન્! વાદમાં તેણીને જે જીતે તેની સાથે પરણાવવાની છે.' રાજાએ કહ્યું કે– 'તેણીને મારા ઘેર એક દિવસ મોકલો, જો જીતીશ તો પરણીશ, નહિતર તમને પાછી સોંપીશ.' ગુરુણીએ આ પ્રમાણે શરત કરીને પંખિણી ચેલીને તેડાવી કહ્યું કે–'હે દીકરી! સાંભળ. હાવભાવ કરીને રાજાને રીઝવ.' પરંતુ ન્યાયની રીતે હું તને કહું છું કે–'રાજાને ભોગ ભોગવવા દઈશ નહિ, કોઈ જાતનો જોર જુલમ કરવાથી, માતાજી ગુસ્સે થશે.' આ પ્રમાણે કહીને ગુરુણી પોતાનાં મઠે ગઈ અને હું રાજાને ઘેર રહી. રાત્રે રાજાને હાવભાવ દેખાડી ને મદવ્યાકુલ કરી દીધો. આ પ્રમાણે ચાર પહોર વીતી ગયા અને રાજા પ્રમાદથી વાદમાં હારી ગયો. મહાકાલીના વરદાનથી રાજા મને ભોગવી નહિ શકવાથી શરમિંદો થઇ ગયો. અને હું મારા ઉતારે ગઈ. આ પ્રમાણે પાછી આવ્યા પછી ગુરુણીએ મને વરસિંહણિ નામની યોગિની સાથે પરદેશ મોકલી.

હે સ્વામિ! સાંભળો. ત્યાંથી હું મરહટદેશ ગઈ, ત્યાંથી બુંદેલખંડ, ઓરીસામાં જગન્નાથજી, ઉડણભમરી, પૂર્વદેશ, માંડવગઢ વગેરેના રાજાઓને જીતીને, ગુર્જર દેશમાં આવેલા અણહિલપુર પાટણના રાજા કર્ણઘેલાને જીતીને, સોરઠ, કચ્છ, સિંધ તથા મારૂદેશમાં આવેલા આબુગઢના રાજાને ક્ષણમાત્રમાં વાદમાં જીતીને, મેં રણથંભરના રાજાની કચેરીમાં કામશાસ્ત્રના જાણકાર તરીકે કોકદેવની કીર્તિ આબુમાં જ સાંભળી. આવી વાત સાંભળતાં જ મને ચાટકો લાગ્યોને વસ્ત્ર કાઢી નાખીને નગ્ન થઈ સભા વચ્ચે આવો ઊભી રહી. આ વખતે મારી ઉંમર સોળ વર્ષની થઇ અને મહાકાલીના વચન પ્રમાણે સત્તરમું વર્ષ બેસતાં જ કોકદેવ સાથે મારો વિવાહ થયો. પ્રારબ્ધમાં જે લખ્યું હોય છે તે મિથ્યા થતું નથી.

આ વાત સાંભળીને કોકદેવ આશ્ચર્ય પામ્યો. પછી કહેવા

લાગ્યો કે–'હે સુંદરી! સાંભળ. તારા પહેલા વર કામદેવનું પછી શું થયું?' સૌભાગ્યસુંદરી કહેવા લાગી કે 'એ વાત પરમાત્મા જાણે. એક દિવસ સ્વપ્નમાં મેં તેને મારા વિયોગે ગંગા નદીમાં ડૂબી મરતો જોયો હતો.' મારા વિયોગથી મારા પિતાજીને હું એકની એક દીકરી હતી, તેથી મારા વિયોગે તેઓ બહુ દુઃખી થયા હશે. અને અન્નપાનનો પણ કેટલાએ દિવસ ત્યાગ કર્યો હશે.'

કોકદેવે સૌભાગ્યસુંદરીના આ દુઃખનું નિવારણ કરવા અને સાસુ, સસરાને નજરે જોવા જવાનો વિચાર કર્યો ને રાજા ભૈરવસેનને આ વાત કરી. ભૈરવસેન રાજાએ સૈન્ય સામગ્રી જે કાંઈ જોઇએ તે સાથે લઈ જવા કહ્યું. કેટલાક દિવસે સૌભાગ્યસુંદરી સાથે કોકદેવ નિપાણુપાટણની ભાગોળે આવી પહોંચ્યા. ગામની બહાર સૈન્ય વગેરે દેખીને, રાજાએ આ સૈન્ય વગેરે કોનું છે? તેની તપાસ માટે પ્રધાનને મોકલ્યો. કોકદેવે પ્રધાનને કહ્યું કે, અમે રણથંભરથી આવ્યા છીએ, અમારો ભય રાખવાનું કાંઈ કારણ નથી. પ્રધાને આવી સૂર્યસેન રાજાને, તેમની પુત્રી તથા જમાઈ આવવાના સમાચાર આપ્યા. બારમા વર્ષે પુત્રીને ભેગા થવાથી માબાપના આનંદનો પાર ન રહ્યો. કેટલાક દિવસ ત્યાં રાખીને, પુત્રી તથા જમાઈને સારો સાસરવાસો કર્યો. કોકદેવ સાસરવાસામાં મળેલા હાથી, ઘોડા સૈન્ય વગેરે લઈને સુખે સમાધે રણથંભરગઢ પાછા આવી પહોંચ્યા. ભૈરવસેન રાજાએ સામૈયું કર્યું અને કોકદેવને મુખ્ય પ્રધાનની પદવી આપી. સૌભાગ્યસુંદરીએ કેટલોક વખત વીતી ગયા પછી મદનસેન નામના એક સ્વરૂપવાન પુત્રને જન્મ આપ્યો. કવિ નરબદ કહે છે કે, પંખિણીની ઉત્પત્તિનો અધિકાર પૂરો થયો. (૧૨૨૩–૧૩૧૩)

## સ્ત્રી વશીકરણના પ્રયોગો—

એક વખતે સભાની અંદર રાજા વગેરે આનંદથી બેઠા છે. રાજાએ કોકદેવને પૂછયું કે–' સ્ત્રીને વશ કરવા સંબંધી ઔષધ, મંત્ર, યંત્ર, વગેરે તું જાણે છે?' કોકદેવે કહ્યું કે–'હે મહારાજ,

કથા પ્રસંગે સ્ત્રીને વશ કરવાના જુદાજુદા પ્રકારો કહું છું, તે રણુથંભર નરેશ તમે સાંભળો. મોચા કંદનો રસ અને જાયફલ પાનના બીડામાં આપવાથી ચિત્રિણી સ્ત્રી વશ થાય છે. ૐ પચ પચ વિહંગમ કામદેવાય સ્વાહા આ મંત્રથી ભમરાની પાંખ મંતરીને મધમાં ચિત્રિણીને આપવાથી વશ થાય છે (૧૩૧૪–૧૩૨૧)

ૐ ચિર ચિર વશંકર કામદેવાય સ્વાહા આ મંત્રથી પારેવાની અઘાર તથા ભમરાની પાંખ મંતરીને પાનની અંદર આપવાથી હસ્તિની સ્ત્રી વશ થાય છે. (૧૩૨૨–૧૩૨૪)

ૐ હર હર પચ પચ કામદેવાય સ્વાહા આ મંત્રથી તગરનું મૂલ તથા બીલી એકઠાં કરીને, પાનમાં આપવાથી શંખિની સ્ત્રી વશ થાય છે. (૧૩૨૫–૧૩૨૭)

ૐ મહાકાલી મહાજ્વાલા પચ પચ કામદેવાય સ્વાહા આ મંત્રથી પાન મંતરીને પદ્મિની સ્ત્રીને આપવાથી તે વશ થાય છે. (૧૩૨૮–૧૩૨૯)

ૐ હ્રીં સ્વાહા આ મંત્રથી મોગરાનું ફૂલ સાત વાર મંતરીને જે સ્ત્રીને તે ફૂલ સુંઘવા આપીએ તે સ્ત્રી વશ થાય છે. (૧૩૩૦–૧૩૩૧)

રવિવારના દિવસે મૂલ નક્ષત્ર હોય તે વખતે, ધોળી શંખાહૂલી લઇને તેમાં કણેરનું ફૂલ તથા ગુગલ સરખા ભાગે મેળવીને, પુરુષ વીર્યથી ગોળી બાંધીને અથવા ત્રણે વસ્તુઓનો ભૂકો કરીને, રવિવારે ભક્ષણ કરવા જે સ્ત્રીને આપીએ, તે સ્ત્રી વશ થાય છે. (૧૩૩૨–૧૩૩૪)

મંગળવારના દિવસે ફૂલ સહિત દૂધેલી મૂલ વિધિ સહિત લઈને, તુલસીના રસના સાત પૂટ, આકડાના દૂધના સાત પૂટ તથા ઉત્તરવારૂણીનો પૂટ આપીને મરી પ્રમાણે ગોળી બાંધીને, જે સ્ત્રીને આ ગોળી આપીએ તે વશ થાય છે. (૧૩૩૫–૧૩૩૬)

ૐ હ્રીં ઐં હ્રીં ઉપવિષ્ટ ચંડાલણી મહાપિશાચિની હ્રીં ઠ ઠ સ્વાહા આ મંત્રથી રાઈ, સરસવ મંતરીને, જે સ્ત્રી પર છાંટીએ, તે સ્ત્રી વિકલ થઈને વશ થાય છે.* (૧૩૩૭–૧૩૩૮)

માકડાનું હાડકું, મીઢીના દૂધમાં ઘસીને સ્ત્રી ઉપર છાંટવાથી સ્ત્રી વશ થાય છે. અને ચુંબન તથા આલિંગન કરવા મંડી જાય છે. (૧૩૩૯)

'ૐ નમો ભગવાય વિદ્મહે પુષ્પબાણાય ધીમહી તંત્રઃ કામ પ્રચોદયાત્' આ કામગાયત્રી મંત્રનો સાત વાર પાઠ કરીને નાભિ, હૃદય અને કંઠ ઉપર ફરી ફરીને સાત સાત વાર ફૂંક મારવાથી તથા સ્ત્રીને સંભોગ વખતે ચુંબન કરીને, ઉશ્વાસ લઈને મંત્ર ભણીને, સ્ત્રીના મુખ પર ફૂંક મારવાથી સ્ત્રી વશ થાય છે. (૧૩૪૦–૧૩૪૩)

ગોરૂચંદનને માછલાનું પિત્ત, બંને એકઠા કરીને, ડાબા હાથની ટચલી આંગળી ભરીને છાંટવાથી સ્ત્રી વ્યાકુલ થાય છે તે વ્યાકુલ થએલી સ્ત્રીના કપાળમાં આ બંને દ્રવ્યોના મિશ્રણનું તિલક કરવાથી ત્રણે લોકની સ્ત્રીઓ વશ થાય છે. (૧૩૪૪–૧૩૪૬)

આસો વદિ ચૌદશની રાત્રે પુરુષના મસ્તકની ખોપરી, સ્મશાનની ભસ્મ તથા ચોરની માટી લાવીને, ત્રણે વસ્તુઓ ભેગી કરીને વાટી બારીક ચૂર્ણ—ભૂકી કરીને. નીચેના 'મહાપિશાચિની' ના મંત્રથી મંતરીને જે સ્ત્રી પર તે ભૂકી છાંટીએ તે બહાવરી થઈને પાછળ પાછળ ભમે છે. (૧૩૪૭–૧૩૫૧)

'ૐ ક્લીં મહાપિશાચીની હ્રીં ઠઃ ઠઃ ઠઃ સ્વાહા' (૧૩૫૨)

કુંવારી કન્યાએ કાંતેલા સૂતરના એકવીશ આંગળ લાંબા એકવીશ

* વશીકરણના, સ્તંભનના તથા સ્ત્રી આકર્ષણના ખાસ પ્રયોગો માટે અમારા તરફથી પ્રસિદ્ધ થએલ "શ્રી ભૈરવપદ્માવતી કલ્પ" નામનો ગ્રંથ જોવા ખાસ ભલામણ છે. મૂલ્ય પચીસ રૂપિયા.

—સારાભાઈ નવાબ

તાર ભેગાં કરીને વણીને, તે વણેલા સૂતરને કાકજંઘાના રસના સાત પૂટ, વળી અગથિયાના રસના સાત પૂટ આપીને, ટંકણખાર તથા શરીરના મલનો એક પૂટ આપીને, સરસવના તેલની અંદર, તગરનો તાલીસ ભેલવી ને, ભયંકર કાલીચૌદશની રાત્રે, ચોરના માથાની ખોપરી લઇને, સ્મશાનમાં જઈને ચારે દિશાએ ચાર રેખાઓ દોરીને, વચમાં નગ્ન થઇને બેસીને હાથમાં છૂરી તથા કંકલ (ખોપરી) લઇને, નીચે આપેલો મહાકાલીનો મંત્ર જપીને, સ્મશાનમાં ભાગેલા માટીના ઢોસકાની ઠીકરીમાં, સાથે લાવેલું સરસીયું (તેલ) ભરીને, એકવીશ આંગળ સૂતરની જે લાંબી વાટ છે તે અંદર નાખીને, તે વાટને સળગાવીને, ઉપર ખોપરી ધરીને ચોકાનું મંડલ જ્યાં કાઢયું છે, તેની વચમાં દક્ષિણ દિશા તરફ મુખ રાખીને બેસીને, સવા પહોર રાત્રિ સુધી એટલે કે કાલીચૌદશની મધ્યરાત્રિ સુધી ખોપરી પર પાડેલું કાજલ લઈને, તે કાજલ જે સ્ત્રીના વસ્ત્રને લગાવીયે તે સ્ત્રી ભલેને રાજાની પટરાણી હોય તો પણ વશ થાય છે આ લાચક નામનું વશીકરણ છે. આ તંત્ર જે સિદ્ધિવંત પુરુષ સાધશે તે સુખ પામશે. (૧૩૫૩–૧૩૬૨) મહાકાલીનો મંત્ર આ પ્રમાણે છેઃ–' ૐ હ્રીં મહાકાલી ક્રાં ક્રીં ક્રૂં કજ્જલવર્ણા સાં સૌં વશમાનય વશમાનય સ્વાહા '–ઇતિ મહાકાલી મહામંત્ર (૧૩૬૩) આ કાજલનું સ્ત્રી આંખોમાં અંજન કરે તો તેણીનો પતિ તેણીના વશમાં રહે. (૧૩૬૪)

વજ, સંચલ, કુષ્ટ, મરી અને હલદર એકઠાં કરી વાટીને, ઘી સાથે યોનિ ઉપર લેપ કરીને એક વખત પણ સંભોગ કરવામાં આવે તો જીંદગી પર્યંત સ્ત્રી–પુરુષ એક બીજાને વશ થાય છે. (૧૩૬૫–૧૩૬૭)

સૂર્યગ્રહણ હોય તે સમયે, સહદેવીનું મૂલ લઈને, ગોરૂચંદનમાં ઘસીને જે સ્ત્રીના કપાળમાં તિલક કરવામાં આવે, તે સ્ત્રી ઉત્તમ કુલમાં ઉત્પન્ન થયેલી હશે તો પણ વશ થશે. (૧૩૬૮–૧૩૬૯)

મૂલ નક્ષત્ર ને રવિવાર હોય તે સમયે, સફેદ આકડાનૂં મૂલ

લાવીને, માદલીઆમાં ઘાલીને પુરુષને તે માદલીયું આપવાથી પુરુષ વશ થાય છે. આ માદલીયું પ્રધાન રાજાને આપે તો રાજા વશ થાય છે. (૧૩૭૦–૧૩૭૨)

## સ્ત્રીને દ્રાવ થાય તેના પ્રયોગો--

રીંગણીનાં બીજનો રસ કાઢી, તેમાં કપૂર મેલવીને, ત્રણ વખત લિંગ પર લેપ કરીને સંભોગ કરવાથી, ગમે તેવી મદમાતી સ્ત્રી હોય તે દ્રવે છે અને સુખ મેળવે છે. (૧૩૭૫–૧૩૭૭)

જેઠીમધ અને લીંડી પીંપરનું ચૂર્ણ એકઠું કરીને, મધથી લિંગ ઉપર લેપ કરીને સ્ત્રી સાથે સંભોગ કરવાથી સ્ત્રીને દ્રાવ થાય છે. (૧૩૭૮–૧૩૭૯)

કસ્તૂરી અને ફૂલાવેલી ફટકડીને વાટી સૂક્ષ્મ ચૂર્ણ કરીને, પાણીથી હથેલી ઉપર આછું ચોપડીને સ્ત્રીની યોનિએ હાથ અડાડવાથી નારીને દ્રાવ થાય છે. કવિ નરબદ કહે છે કે આ હાથ લેપ છે. (૧૩૮૦–૧૩૮૧)

## લિંગવૃદ્ધિના ઉપાયો--

ભીલામા, રીંગણીનાં બીજ, દાડમ, આ ત્રણે ચીજો એકઠી કરીને, કણજીયા તેલમાં અથવા તો ઘીમાં નાખીને લિંગ પર લેપ કરવાથી (પુરુષનું) લિંગ ઘોડા જેવું દૃઢ થાય છે. (૧૩૮૨–૧૩૮૪)

ગજપીંપર અને આસંધ, સરખા ભાગે લઇને ભેંસના માખણમાં મેળવીને લિંગ લેપ કરવાથી લિંગ મોટું થાય છે. (૧૩૮૫–૧૩૮૬)

સાકર અને સિંધવ સરખા ભાગે લઈને, બકરીના ઘીમાં મેળવીને, બકરીના દૂધમાં પકવીને લિંગ લેપ કરવાથી કોકશાસ્ત્ર ના મતે સોળ આંગળનું લિંગ થાય છે. (૧૩૮૭–૧૩૮૯)

## યોનિ સંકોચનના ઉપાયો—

ત્રિફલા, માયા, ફટકડી, મજીઠ, બાવળની છાલ, કાથો, કસેલો, છીંકણી, તુરી, સોપારી, લોદર, તજ, તમાલપત્ર, એલચી, જાયફલ,

જાવંત્રી, નાગકેશર ને દાડમની છાલને એકઠાં કરીને, બારીક વાટીને, વસ્ત્રગાળ ચૂર્ણ કરીને, રીંગણીના પાન-પાંદડાનાં રસમાં ત્રણ દિવસ મર્દન કરીને, મધથી ગોળી મરી જેવડી તૈયાર કરીને, યોનિમાં આપવાથી કવિ નરબદ કહે છે કે યોનિનું સંકોચન થાય છે. અને તેનાથી કામીપુરુષને સંભોગમાં વધુ આનંદ પ્રાપ્ત થાય છે. (૧૩૯૦-૧૩૯૪)

ઉત્તમ કસ્તૂરી એક વાલ, ફટકડી તથા કછેલાની છાલનો રસ એકઠાં કરીને, પાણીથી યોનિ પર લેપ કરવાથી યોનિ સંકોચાય છે. સોનાગેરૂ, હલદર, એલચી, કસ્તૂરી અને તજનો યોનિ પર લેપ કરવાથી યોનિ સંકોચાય છે. કાથો તથા સોનાગેરૂ સરખા ભાગે લઇ વાટીને, પાણીથી ગોળી બનાવી યોનિમાં મૂકવાથી યોનિ સંકોચાય છે. (૧૩૯૫-૧૩૯૭)

## સ્ત્રીને ઋતુ નિયમીત આવવાનો ઉપાયઃ—

પલાસપાપડાનું ચૂર્ણ કરી, તેમાં ઈશ્વરલિંગી નાંખીને મધથી બોર જેવડી ગોળી કરીને, ગોળીનું સેવન એક મહિનો કરવાથી સ્ત્રીને નિયમીત ઋતુ આવે છે. પછી ઋતુસ્નાન કર્યા પછી સંભોગ કરવાથી સ્ત્રી ગર્ભ ધારણ કરે છે. (૧૩૯૮-૧૩૯૯)

## ગર્ભધારણનો ઉપાયઃ—

એકવીશ પૈસાભાર પીતપાપડાની ભસ્મ કરીને, તે ભસ્મમાં તેર પૈસાભાર સાકર એકઠી કરીને, ઋતુસ્નાન કર્યા પછી સાત દિવસ સુધી, સ્ત્રીને આપવાથી તેણી ગર્ભ ધારણ કરે છે. અને પૂર્ણ માસે સંતાનને જન્મ આપે છે. (૧૪૦૦-૧૪૦૧)

## દિવસ વૃદ્ધિનો ઉપાયઃ—

પીતપાપડાને ઊકાળીને, શીતલ કરી તેમાં સાકર નાખીને, ગર્ભવતી સ્ત્રીને આપવાથી પૂર્ણ માસે સ્ત્રી સંતાનને જન્મ આપે છે. પ્રસવ વખતે સ્ત્રી કષ્ટાતી હોય તો ચોખાના ધોવણમાં વંશમૂળ (વાંસનું મૂળ ?) ઘસીને પાવાથી સ્ત્રીને સુખે કરીને પ્રસવ થાય છે. (૧૪૦૨-૧૪૦૪)

**ધાવણ વૃદ્ધિનો ઉપાયઃ—**

બીજોરાનું સારૂં મૂલ લઈને, ચોખાના ધોવણમાં (ઘસીને) પાવાથી સ્ત્રીને ધાવણની વૃદ્ધિ થાય છે. (૧૪૦૫)

**સ્તન કઠણ કરવાનો ઉપાયઃ—**

કાળી સોપારી અને પડવાસ સરખા લઈને ઊકાળીને તેનો કલ્ક બનાવી, સીસાની વાડકીમાં તેનો લેપ કરીને, બંને સ્તન ઉપર તે લેપ વાળી સીસાની વાડકીઓ (ત્રણ દિવસ) બાંધવાથી વૃદ્ધા સ્ત્રીના સ્તન પણ યુવાન સ્ત્રી જેવા કઠણ થાય છે. અને પતિને કઠણ સ્તન દબાવવાથી સુખ ઉત્પન્ન થાય છે. (૧૪૦૬–૧૪૦૮)

**પુષ્પ-ગર્ભ નિવારણનો ઉપાયઃ—**

ગેરૂ, એલચી, હલદર, કચૂર અને તજ સરખા ભાગે લઈને, સ્ત્રીને ઋતુ આવે ત્યારે ઊકાળીને તે ઉકાળો સાત દિવસ સુધી સ્ત્રીને પાવાથી સ્ત્રી ગર્ભ ધારણ કરતી નથી. અને વૃદ્ધા સ્ત્રી પણ યુવાન જેવી દેખાય છે. (૧૪૦૯–૧૪૧૦)

**મૃતવત્સા દોષ નિવારણઃ—**

ઈંદ્રવારૂણીની સાત કુલી રવિવારના દિવસે મૂલ નક્ષત્રનો યોગ હોય તે સમયે લઈને, નીજરડાની માટી સાથે સ્ત્રીને પાવાથી ગર્ભ પડતો અટકે અને સુખે કરીને બાળકનો પ્રસવ થાય. ઈંદ્રવારૂણી ગાયના દૂધ સાથે પાવાથી પણ ગર્ભ પડતો અટકે છે. એમ કવિ નરબદ કહે છે. રાવણયંત્ર સુગંધી દ્રવ્યોથી લખીને, ગર્ભવતી સ્ત્રીના ગળામાં (માદરીઆની અંદર) બાંધવાથી મૃતવત્સા દોષનું નિવારણ થાય છે. (૧૪૧૧–૧૪૧૫)

**બાળક રોતું છાનું રાખવાનો ઉપાયઃ—**

જે બાળક રાત અને દિવસ રો રો કરતું હોય, તેને માટે કવિ નરબદ કહે છે કે—એક ચાકરના છેડે 'બાણુ કહિનો આવીયો, કિણી દિશી કીધા પીઆણુ; ભૈરવ સુંદે સુંદીયા ઊગ્યો ભાણુ વિહાણુ.' આ તંત્ર લખીને તે કપડું

ઓઢાડ્યા પછી ભર ઉંઘમાંથી બાળકને ઊઠાડશો, તો પણ તે તત્કાલ રોતો બંધ થઈ જશે (૧૪૧૬-૧૪૧૮)

**ગજ વશીકરણ ઉપાયઃ—**

ઉત્તરાફાલ્ગુની નક્ષત્રનો યોગ આવે છતે, પીંપળો તથા બન્ધનકનું મૂળ હાથે બાંધવાથી મદોન્મત્ત એવો હાથી વશ થાય છે. વળી આ બંને મૂળનું ચૂર્ણ કરીને, અંકોલ તેલમાં મેળવીને, તે તેલનો હાથે લેપ કરીને, હાથીને સ્પર્શ કરવાથી માતો હાથી વશ થાય છે ઉત્તરવારૂણીનું મૂલ વિધિપૂર્વક લઈને સવારમાં હાથે બાંધીને હાથી ઉપર બેસવાથી પણ હાથી વશ થાય છે. (૧૪૧૯-૧૪૨૨)

**યોનિ બંધ કરવાનો ઉપાયઃ—**

અનુરાધા નક્ષત્રમાં લાંગૂલી મૂળ, ડાબા પગને ચોટેલી ધૂળ, આ બંને વસ્તુઓ છીપના સંપુટમાં સંધ્યા સમયે ગ્રહણ કરીને, યોનિમાં લેપ કરવાથી યોનિ બંધ થઇ જાય છે. તે યોનિને છાશથી ધોઈ નાખવાથી યોનિ પાછી હતી તે સ્થિતિમાં આવી જાય છે. (૧૪૨૩-૧૪૨૬)

**અદૃશ્ય થવાનો પ્રયોગઃ—**

કબૂતરની અઘાર, અંકોલતેલમાં મેળવીને, જે પુરુષ કપાળમાં તિલક કરે છે, તે પુરુષ અદૃશ્ય થઈ જાય છે. (૧૪૨૭-૧૪૨૮)

**જલતરણ પ્રયોગઃ—**

તુંબીફલનું ચૂર્ણ તથા પાકાં શુંઢાનો ભૂકો કરીને, તે બંનેનો ભૂકો ચામડા પર અડધો આંગળ ચોપડીને, સૂકવ્યા પછી તે લેપ કરેલા ચામડા પર બેસવાથી નદી, સરોવર કે વાવના પાણીમાં ડૂબાતું નથી. (૧૪૨૯-૧૪૩૨)

**ઘર સર્પ ભરેલું દેખાય તેનો પ્રયોગઃ—**

સફેદ આકડાના રૂની દીવેટ કરીને, તે દીવેટ કડવી તુંબડીના તેલમાં મૂકીને દીવો કરવાથી, આખું ઘર સર્પવત્ દેખાય છે. (૧૪૩૩-૧૪૩૪)

### કન્યા યૌવનવતી કરવાનો પ્રયોગ:—

સફેદ લાંગૂલીના કંદને મધમાં ઘસીને, કન્યાની નાભિ તથા યોનિ પર લગાવવાથી,કન્યા યુવતી જેવી દેખાય છે (૧૪૩૫–૧૪૩૬)

### સ્ત્રીના વસ્ત્ર ઉંચા કરવાનો પ્રયોગ:—

ગધેડા અને ગધેડી સંભોગ કરતાં હોય તે વખતે, તેના પૂંછડાનાં વાળ યુક્તિથી લઈ લઇને, શીયાળની વિષ્ટામાં, બદરી બીજ તથા ગધેડાનાં પૂંછડાનાં લીધેલા વાળ ભેગાં કરીને સૂકવીને, તે સૂકવેલી વિષ્ટાને કાંટાથી વીંધીને માળા બનાવી, હાથમાં રાખીને, હાથ ઊંચો કરવાથી, જે સ્ત્રીની સામે તે હાથ ઊંચો કરવામાં આવે તેણીના વસ્ત્ર ઊંચા થાય છે. (૧૪૩૭–૧૪૩૮)

### અગ્નિ સ્થંભન પ્રયોગો—

ધોળી ચણોઠીના રસનો આખા શરીરે સારો લેપ કરીને, અંગારાના ઢગલામાં ફરવા છતાં પણ બળાતું નથી. અંકોલ રસ તથા કુમારી રસનો હાથ પર બરાબર લેપ કરીને, ગરમ કરેલો ધખધખતો ગોળો હાથમાં પકડવા છતાં બળાતું નથી. (૧૪૩૯–૧૪૪૧)

### ઝેર ખાવાનો પ્રયોગ—

જીયાપોતા ( પુત્રજીવા ) નાં બીજ ખાઇને ઉપર ઝેર ખાવા છતાં ઝેર ચઢતું નથી. ( આ તાંત્રિક પ્રયોગ છે, માટે જે તે માણસે તથા પ્રકારના અનુભવ જ્ઞાન વગર આ પ્રયોગ કરવા જેવો નથી ) ( ૧૪૪૨–૧૪૪૩ )

### ચોર ભય નિવારણ પ્રયોગ—

અજવાળીયા પખવાડીયામાં ધોળી ચણોઠીનું મૂલ લાવીને, મસ્તકમાં રાખવાથી માર્ગમાં ચોરોનો ભય ઉપસ્થિત થતો નથી. ( ૧૪૪૪–૧૪૪૫ )

### ભય નિવારણ પ્રયોગ—

અશ્લેષા નક્ષત્રમાં પૃથ્વી પરથી મદનક ( વનસ્પતિ વિશેષ ) લઈને, હાથે બાંધવાથી ચોર, વાઘ, વગેરેના ભયનો નાશ કરે છે.

અશ્લેષામાં ધાત્રીમૂલ લઈને હાથે બાંધીયે તો પણ કવિ નરબદ કહે છે કે બધા ભયોનો નાશ થાય છે. (૧૪૪૬–૧૪૪૭)

**સ્તન પ્રગટી કરણ પ્રયોગ—**

મધરની અધારથી લેપેલા હાથની મૂઠી વાળીને બતાવવાથી સ્તનનો આકાર દેખાય છે, અને તે મૂઠી ખોલી નાખતાં સ્વસ્થતા અનુભવાય છે (૧૪૪૮–૧૪૪૯)

**બેડી ભાંગવાનો પ્રયોગ—**

રવિવારે હસ્ત નક્ષત્રનો યોગ આવે ત્યારે, નગોડનું મૂળ ઉન્મુખ થાય અને તે ઉન્મુખ થએલા મૂળને જો સ્પર્શ કરાય તો અદ્‌ભુત રીતે તાત્કાલિક બંધન છૂટી જાય છે. (૧૪૫૦–૧૪૫૧)

**સર્વ ધાન્યોત્પત્તિ—**

સવારમાં ધોળા કપડાં પર ચણાનો ખાર ઠરેલો હોય તે લઈને, માટીમાં વાવીને, તેના ઉપર પાણી નાખવાથી, બે ઘડીમાં ધાન્ય ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે કોકદેવે રાજાને ઘણાં જ કૌતુકો કહ્યાં, તેમાંથી જે કૌતુકો હિંસા વગરનાં હતાં તે થોડાં ઘણાં મેં અત્રે કહ્યાં છે. (૧૪૫૨–૧૪૫૪)

જે પુરુષ સમય દેખીને કામ કરે છે. તે પુરુષનું જીવ્યું પણ પ્રમાણ છે. કહ્યું છે કે: 'શૈશવ કાળમાં વિદ્યાનો અભ્યાસ કરનારા, યૌવનાવસ્થામાં ભોગવિલાસ કરનારા, વૃદ્ધાવસ્થામાં મુનિપણાને અંગીકાર કરનારા પુરુષો દુસ્તર એવા આ સંસારને તરી જાય છે. (૧૪૫૫–૧૪૫૭)

ભૈરવસેન રાજાને કોકદેવ આ બધા ભેદો કહીને પોતાના ઘેર આવ્યા. કોકદેવ અને પંખિણી પોતાનાં પૂર્વ જન્મનાં પુણ્યના પ્રભાવથી રણથંભરમાં સુખ ભોગવે છે. એક વખત કોઈક મુનિના ઉપદેશથી ચોસઠમા વર્ષે કોકદેવે મુનિપણું ગ્રહણ કર્યું તપ અને સંયમમાં આદર કરીને કોકદેવ ઉત્તમ ગતિને પામ્યા. (૧૪૬૭–૧૪૭૨)

કવિ નરબુદાચાર્ય હવે પોતાના નામ ઠામ વગેરેનું વર્ણન કરે છે.

ધર્મધ્યાનના ઉત્તમ સ્થાનરૂપ ગૂર્જરદેશમાં, યતિ સતી અને તપસ્વીઓના સ્થાનરૂપ, અને જ્યાં બધી જાતના માણસો સાવધાન થઈને રહે છે, અને જે કલિયુગમાં ગંગા સ્વરૂપ **સાબરમતી** નદી કે જે નદીમાં હમેશાં ઉત્તમ પાણી વહે છે. અને જેમાં નિરંતર પુષ્કર પાણી રહે છે તે નદીના કાંઠા ઉપર **અહમદાવાદ** નામનું ઉત્તમ શહેર આવેલું છે. આ શહેરમાં દરેક વસ્તુઓ, જે જંબુદ્વીપમાં બીજે ઠેકાણે ન મલે તેવી હોય તે પણ મલે છે. આ ઉત્તમ શહેરમાં **દેવરાજ** નામનો **શ્રીશ્રીમાલ** જાતિનો વ્યવહારીયો રહે છે. આ **દેવરાજને** સુલતાન **મહમદ** (ત્રીજાએ) મહેતાઓના વડા તરીકે સ્થાપન કરીને માન આપ્યું હતું. શ્વસુર અને પિયેર બંને પક્ષ–ના પ્રખ્યાત કુલમાં ઉત્પન્ન થએલી **રાજુલદે** નામની દેવરાજ શ્રેષ્ટિની પત્નીની કુખેથી હું જન્મેલો છું. (૧૪૭૪–૧૪૭૮)

(કોઇપણ કારણ ઉપસ્થિત થવાથી દેવરાજ ને **અમદાવાદ** છોડીને **મારવાડ**માં આવેલા **સીરોહી** શહેરમાં જવું પડ્યું છે. આ વાત કવિ 'કર્મસંજોગે **મારૂદેશ**' શબ્દથી જણાવે છે) **મારવાડ**માં આવેલા **સીરોહી** શહેરમાં રહીને કવિએ માત્ર નવ વર્ષની ઉંમરમાં શ્વેતાંબર સંપ્રદાયના **તપગચ્છની કમલ-કલશ** શાખાના શ્રી **કમલકલશ**ના શિષ્ય શ્રીપૂજ્ય શ્રી **કલ્યાણ-ધર્મસૂરીશ્વર** નામના આચાર્યના શિષ્ય પંડિત શ્રી **લાવણ્યલાવ** તથા બીજા શિષ્ય શ્રી **લબ્ધિલાવ** પાસે દીક્ષા લીધી. આ ભટ્ટારક ગુરૂએ શિષ્ય **નરબુદને** કરૂણા કરોને **સરસ્વતી દેવીનો** મંત્ર આપ્યો. ઘણા દિવસ શારદા દેવીની મેં સેવા કરવાથી, મારા ઉપર કરુણા કરીને, તેરમા વર્ષે **માતંગી** દેવીએ મને ગુરુચરણના પ્રતાપે કવિ બનવાનું વરદાન આપ્યું. (૧૪૭૯–૧૪૮૯)

ગુરૂની ઘણા દિવસે સેવા કરીને, પ્રૌઢ ઉંમરના થયા પછી, ગુરૂની આજ્ઞા લઈને સિરોહી દક્ષિણ દિશા તરફ વિહાર કર્યો. વિહાર કરતા કરતા રસ્તામાં ઘણા દેશોમાં જુદા જુદા કૌતુકો–

આશ્ચર્યો જોતાં જોતાં ને અનેક જીવોને ધર્મનો બોધ આપતા આપતા કવિની ઉપમા પામ્યા. ભાગ્યયોગે વિહાર કરતા કરતા ખાનદેશમાં આવી પહોંચ્યા. ત્યાં આસેર નામનો સુંદર ગઢ છે, અને બુરહાનપુર નામનું શહેર છે. જ્યાં દુશ્મનોને ત્રાસ આપનાર, સદા અભંગ તરવાર છે જેની એવો મીરાં ઇદલશાહ ફારૂકીનો બલવાન પુત્ર મીરાં બહાદુરશાહ ફારકી રાજ્ય કરે છે. આ બહાદુરશાહની કીર્ત્તિ એટલી બધી વ્યાપેલી છે કે જે લખી શકાય તેમ નથી. સંવત ૧૬૫૬ ને શાકે ૧૫૨૧ની શરદ ઋતુમાં આસો મહિનાની સુદ દશમ (વિજયાદશમી)ના દિવસે આણંદ કરનારા બુધવારના રોજ, ઉત્તરાષાઢા નક્ષત્ર, જે વખતે વર્તે છે અને મકરનો ચંદ્ર છે, ગુરૂ કર્કરાશિનો છે અને શનિ તુલા રાશિમાં આવવાનો વિચાર કરે છે. તેવા શુભ મુહૂર્ત્ત અને શુભ અવસરે, ઉત્તમ લગ્નમાં શ્રી નરબદ કવિ કહે છે કે આ કોકચોપાઇ ગુરૂની કૃપાથી સંપૂર્ણ કરી છે. જે ચતુર પુરુષ હશે, તે આ કથા સાંભળીને આણંદ પામશે. કોકશાસ્ત્રનો મત લઈ ને બુરહાનપુર શહેરમાં આ કોકકથા નામની ચોપાઈ બનાવી છે. જુદી જુદી વિગતોવાળા દશ પ્રકારો માતંગી દેવીના વરદાનથી અમૃત સમાન ચોપાઈમાં પૂરા થયા. જુદા જુદા ગ્રંથોના મત જોઇને કવિ નરબદ કહે છે કે આ ચોપાઈ મેં બનાવી છે. તે ચોપાઈ જ્યાં સુધી આકાશમાં સૂર્ય અને ચંદ્ર અમર તપે, જ્યાં સુધી મેરુ પર્વત પૃથ્વી ઉપર હયાત રહે ત્યાં સુધી આ કથા અને વાર્તા કવિ નરબદ કહે છે કે અમર રહો. આ કામશાસ્ત્રને ધ્યાન દઇને જે સાંભળશે, તે અનંત સુખ પામીને સુખસંપદાને પામશે, એમ કવિ નરબદ કહે છે. (૧૪૯૦–૧૫૦૭)

શ્રીમદ્ જૈનાચાર્ય શ્રી નરબુદાચાર્ય વિરચિત
કોકશાસ્ત્રમાં કામક્ષીણ વયસ્થિતિ નામનો
દશમો પ્રકાર સમાપ્ત ॥ ૧૦ ॥

# અમારૂં એક અભૂતપૂર્વ

# પ્રકાશન

ગણિતજ્યોતિઃ શાસ્ત્રી, વિદ્યારત્ન, સામુદ્રિકશાસ્ત્રરત્ન, જ્યોતિઃ શાસ્ત્રમાર્તંડ, જ્યોતિષાચાર્ય ઇત્યાદિ પદવીધર, પંચાંગકર્તા તથા જાતકચંદ્રિકા, સર્વાર્થ ચિંતામણિ, સામુદ્રિકરહસ્ય આદિ અનેક જ્યોતિષ ગ્રંથોના કર્તા

શ્રી હિમ્મતરામ મહાશંકર જાનીએ સંપાદિત કરેલા

# જૈન સામુદ્રિકશાસ્ત્રના પાંચ ગ્રંથ

ત્રિરંગી તથા સાદાં ઘણાં ચિત્રો સહિત ( એક જ વૉલ્યુમમાં )

કિંમત રૂ. ૧૬-૦-૦

આ એક અમૂલ્ય સંગ્રહ છે. જેમાં (૧) શ્રી મેઘવિજય ઉપાધ્યાયકૃત **હસ્ત સંજીવનમ્** (૨) નર-તુરગ-હસ્તિ પરીક્ષા-શાસ્ત્રના પ્રણેતા પ્રાગ્વાટ કુલભૂષણ કવિવર દુર્લભરાજ પ્રણીત **સામુદ્રિક તિલક** (૩) પ્રાચીન જૈનાચાર્ય પ્રણીત **સામુદ્રિકશાસ્ત્ર** (૪) શ્રી પાર્શ્વચંદ્રસૂરિકૃત **હસ્તકાંડ** અને (૫) વસંતરાજ શાકુન ઇત્યાદિ અનેક ગ્રંથોએ પ્રમાણ માનેલા ચૂડામણિશાસ્ત્રનો સારગ્રંથ **અર્હચ્ચૂડામણિસાર** એમ પાંચ ગ્રંથોનો સમાવેશ કરેલો છે.

પાંચ ગ્રંથો પોતપોતાના નામથી પ્રખ્યાત જ છે. પરંતુ અત્યાર પહેલાં વાસ્તવિક તત્ત્વને સમજાવી શકે તેવી રીતનું ટીકાટિપ્પણી ભાષાન્તર આદિ કોઈ જ સંપાદન થએલું ન હતું.

શ્રી હિમ્મતરામ જાની કે જેઓ જ્યોતિશાસ્ત્રના સિદ્ધાન્ત, સંહિતા અને હોરા એમ ત્રણે સ્કંધના નિષ્ણાત વિદ્વાન છે, તેમજ જ્યોતિષી તરીકે છેલ્લા દશ વર્ષથી જ્યોતિષ તથા સામુદ્રિક-શાસ્ત્રનો ઘણો ઊંડો અનુભવ ધરાવે છે. તેમણે છ વર્ષના લાગલાગટ પરિશ્રમથી અષ્ટાંગનિમિત્તશાસ્ત્ર ઉપર ઊંડો અભ્યાસ કરી ભંડારોની હસ્તપ્રતો મેળવી હસ્તસંજીવન આદિ ઉપરોક્ત પાંચે ગ્રંથોનું સંશોધન, ભાષાન્તર તથા સંપાદન કરેલું છે. તેમજ નિમિત્તશાસ્ત્ર સંબંધી વિસ્તૃત નિબંધ યોજ્યો છે. જેથી સોનામાં સુગંધ જેવું થયું છે.

સરલ ભાષાન્તર, શુદ્ધ સંપાદન, વિષયને સ્પષ્ટ કરનારાં સામુદ્રિક લક્ષણ સૂચક ગુજરાતના સુપ્રસિદ્ધ ચિત્રકાર શ્રી રવિશંકર રાવળ પ્રણીત એકરંગી તથા ત્રિરંગી ચિત્રો સાથે ઊંચા આર્ટ પેપર ઉપર આ ગ્રંથસંપુટ છાપવામાં આવેલો છે.

સામુદ્રિકશાસ્ત્રનો અભ્યાસ કરવા ઇચ્છતા જિજ્ઞાસુને શાસ્ત્રીય-જ્ઞાન, પોતાની મેળે પોતાનાં અંગલક્ષણોની પરીક્ષા કરવા ઇચ્છનારને સાચો સહાયક, અને સામુદ્રિકશાસ્ત્રના રસિકોને સાચું રસદર્શન ત્રણે વસ્તુ આ એક જ સંગ્રહ આપી શકશે.

તમારી લાયબ્રેરી આ સંગ્રહ વગર અધૂરી લાગશે.

અમારા બીજાં પ્રકાશનો માટે સૂચિપત્ર મંગાવો.

—પ્રાપ્તિસ્થાન


## સારાભાઈ મણિલાલ નવાબ

નાગજી ભૂદરની પોળ : અમદાવાદ.

# અમારૂં એક અભૂતપૂર્વ

અનેક જ્યોતિષ ગ્રંથોના કર્તા

**શ્રી હિમ્મતરામ મહાશંકર જાનીએ સંપાદિત કરેલા**

ત્રિરંગી તથા સાદાં ઘણાં ચિત્રો સહિત (એક જ વૉલ્યુમમાં)

આ એક અમૂલ્ય સંગ્રહ છે. જેમાં (૧) શ્રી મેઘવિજય ઉપાધ્યાયકૃત હસ્તસંજીવનમ (૨) નર તુરગ-હસ્તિ પરીક્ષાશાસ્ત્રના પ્રણેતા પ્રાગ્વાટ કુલભૂષણ કવિવર દુર્લભરાજ પ્રણીત સામુદ્રિક તિલક (૩) પ્રાચીન જૈનાચાર્ય પ્રણીત સામુદ્રિકશાસ્ત્ર (૪) શ્રી પાર્શ્વચંદ્રસૂરિ કૃત હસ્તકાંડ અને (૫) વસંતરાજ શાકુન ઇત્યાદિ અનેક ગ્રંથોમાં પ્રમાણ આપેલા ચૂડામણિશાસ્ત્રનો સારગ્રંથ અર્હચ્ચૂડામણિસાર એવી પાંચ ગ્રંથોનો સમાવેશ કરેલો છે.

સરળ ભાષાન્તર, શુદ્ધ સંપાદન, વિષયને સ્પષ્ટ કરનારાં સામુદ્રિક લક્ષણ સૂચક ગુજરાતના સુપ્રસિદ્ધ ચિત્રકાર શ્રી રવિશંકર રાવળ પ્રણીત એકરંગી તથા ત્રિરંગી ચિત્રો સાથે ઊંચા આર્ટપેપર ઉપર આ ગ્રંથસંપુટ છાપવામાં આવેલો છે.

સામુદ્રિકશાસ્ત્રનો અભ્યાસ કરવા ઇચ્છતા જિજ્ઞાસુને શાસ્ત્રીયજ્ઞાન, પોતાની મેળે પોતાનાં અંગલક્ષણોની પરીક્ષા કરવા ઇચ્છનારને સાચો સહાયક અને સામુદ્રિકશાસ્ત્રના રસિકોને સાચું રસદર્શન ત્રણે વસ્તુ આ એક જ સંગ્રહ આપી શકશે.

તમારી લાયબ્રેરી આ સંગ્રહ વગર અધૂરી લાગશે.

**સારાભાઈ મણિલાલ નવાબ**

**નાગજી ભૂદરની પોળ · અમદાવાદ**

પુઠું છાપનાર દીપક પ્રિન્ટરી · અમદાવાદ



हस्तिनी Hastini

